# હિંદનો સંપૂર્ણ ઇતિહાસ

( રાજ્યબંધારણ સાથે )

લેખકઃ

મગનલાલ લક્ષ્મીદાસ પટેલ

પ્રકાશકઃ

ગૂર્જર સાહિત્ય મંદિર

રીચીરોડ—અમદાવાદ

# હિંદનો સંપૂર્ણ ઇતિહાસ

( ગુજરાતી પાંચમા, છઠ્ઠા, સાતમા ધોરણમાં
તથા છોકરા અને કન્યાઓની ફાઇનલ
પરીક્ષામાં સંપૂર્ણ ઉપયોગી )



લેખક
મગનલાલ લક્ષ્મીદાસ પટેલ

પ્રકાશક
ગૂજરાત સાહિત્ય મંદિર
રીચીરોડ—અમદાવાદ

મૂલ્ય ૦-૧૧-૦

: પ્રકાશક :
ગૂજરાત સાહિત્ય મંદિર
રીચીરોડ–અમદાવાદ



આવૃત્તિ ૧ : સં. ૧૯૮૪


મુદ્રકઃ
પટેલ હરીભાઈ દલપતરામ
મુદ્રણસ્થાનઃ
અન્ચોદય પ્રિ. પ્રેસ.
શાહપુર : વનમાળીવાંકાનીપોળ
અમદાવાદ.

# પ્રસ્તાવના

પરમ કૃપાળુ પરમાત્માની કૃપાથી લાંબા વખતની ઇચ્છા આજે પૂર્ણ થતાં મને આનંદ થાય છે.

ફાઇનલ શિક્ષિકા લખતી વખતે જ જુદી જુદી જગાએથી આવું એક પુસ્તક લખવાની સૂચનાઓ થઈ હતી અને શિક્ષિકા લખી રહ્યા પછી તો ફરજ પણ પડી, છતાં આ પુસ્તકને કયા સ્વરૂપમાં રજુ કરવું એ નક્કી થઇ શકયું નહિ. છેવટે શાસ્ત્રીય રચના કરવાનું નક્કી થયું. મેટ્રીકમાં ઇતિહાસના ઉત્તરો માતૃભાષામાં આપી શકાય એવી યોજના થવાથી ઘણા સમર્થ ગણાતા લેખકોએ આ દિશામાં ઝંપલાવ્યું એટલે એ વિચાર બદલીને બધાં વાજીંત્રો ભેગો કરી આ પીપુડીનો સ્વર આ રીતે પૂર્યો છે. તે બસૂરો લાગે છે કે બંધ બેસે છે એનો નિર્ણય એનો ઉપયોગ કરનારજ આપશે.

થોડાંક વર્ષોથી આપણી પરીક્ષાઓની પદ્ધતિમાં તથા ઇતિહાસ તરફની દૃષ્ટિમાં ફેરફાર થયો છે. છતાં શીખનારાંની મુશ્કેલીઓ ટળી નથી. તેથી એ બંને બાબતો ધ્યાનમાં રાખીને આ પુસ્તકની રચના કરી છે. અને તેના નામ પ્રમાણે સંપૂર્ણ કરવા બનતી કાળજી રાખી છે. અને જુદી જુદી વ્યક્તિઓના જુદી જુદી દૃષ્ટિના અભિપ્રાયો પણ લીધા છે. તેથી આ પુસ્તક દ્વારા શીખનારાંને જોઇતી મદદ મળી રહેશે.

આ જાતનાં પુસ્તકોમાં પ્રશ્નો, વંશાવળીઓ, જીવનચરિત્રો, બનાવોની યાદી, વગેરે હકીકત તારવીને આપવામાં આવે છે તેથી તે ચાલુ રાખી છે અને રાજ્યવહીવટની હકીકત પણ આપી છે. છતાં ખોટું લંબાણ થવા દીધું નથી. એથી આનો ઉપયોગ કરનારને જુદી નોટ કરવાની જરૂર રહેશે નહિ.

કન્યાઓને ખાસ ઉપયોગી એવાં સ્ત્રીરત્નોનાં ચરિત્રો, સ્ત્રીઓની સ્થિતિ અને તેમની ફાઇનલના પ્રશ્નો પણ આપ્યા છે. એટલે ઉપયોગ, રચના અને ભાષાની દૃષ્ટિએ આ પુસ્તક વધારે સફળ થશે એવી માન્યતા છે.

છેવટે આ પુસ્તકની રચના માટે જુદા જુદા ઇતિહાસોના, લેખોનો તેમજ બીજી જે જે સામગ્રીનો ઉપયોગ કર્યો છે તેનાં રચનારાંનો આભાર માની વિદ્યાર્થી આલમ તરફથી સફળતાની આશા રાખી અટકું છું

અમદાવાદ આસો વદ ૪ ગુરુવાર સં. ૧૯૮૪ } મગનલાલ લક્ષ્મીદાસ પટેલ

# શુદ્ધિપત્રક

| પૃષ્ટ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩૦ | ૮ | પાંડવોના | કૌરવોના |
| ૩૫ | ૨૧ | ' વાણી ' પછી | સત્યકર્મ ઉમેરો. |
| ૪૪ | ૧૭ | ૩૩૨ | ૨૩૨ |
| ૬૧ | ૨૧ | ' મઠોના ' પછી ' આચાર્યો ' ઉમેરો. | |
| ૮૩ | ૯ | ૧૧૭૦ | ૧૧૮૦ |
| ૧૦૧ | ૨ | ૧૩૮૮ | ૧૪૧૪ |
| ૧૨૭ | ૩ | ૧૫૭૬ | ૧૫૭૬ |
| ૧૨૭ | ૮ | ૧૫૭૬ | ૧૫૮૬ |
| ૧૩૦ | છેલ્લી. | ' ઉઠાવ્યું પછી ' ' પણ તે હાર્યો અને ' ઉમેરો. | |
| ૧૩૧ | ૨૩ | ૧૫૧૭ | ૧૬૧૭ |
| ૧૩૨ | ૧૭ | ૧૬૧૨ | ૧૬૧૫ |
| ૧૩૮ | ૭ | ૧૭૧૭ | ૧૭૦૭ |
| ૧૩૯ | ૧૧ | ૧૩૧૩ | ૧૭૧૩ |
| ૧૪૪ | ૧૮ | માલવી | માવલી |
| ૧૪૯ | ૧૬ | ૧૭૪૪ | ૧૭૪૮ |
| ૧૫૦ | ૭ | ૧૮૦૭ | ૧૮૩૭ |
| ૧૫૦ | ૧૪ | —૩૦ | —૨૦ |
| ૧૫૧ | ૮ | દાબાડે | દાભાડે |
| ૧૫૧ | ૧૭ | સાંળી. | સાષ્ટી |
| ૧૫૬ | ૫ | ૧૮૧૧ | ૧૮૦૦ |
| ૧૫૬ | ૧૯ | ૧૮૧૧ | ૧૮૧૮ |

| | | | |
|---|---|---|---|
| ૧૫૭ | ૨ | ૧૮૧૨ | ૧૮૦૨ |
| ૧૬૫ | ૯ | પૌત્ર | ભત્રીજો |
| ૧૬૬ | ૧૧ | ૧૭૫૦ | ૧૭૫૨ |
| ૧૬૭ | ૪ | —૬૦ | —૬૧ |
| ૧૬૭ | ૧૩ | ૧૭૬૧ | ૧૭૬૦ |
| ૧૬૮ | ૧૬ | ૧૭૬૦ | ૧૭૬૧ |
| ૧૭૫ | ૯ | —૫૮ | —૮૫ |
| ૧૭૬ | ૧૦–૧૨ | રી | ટી |
| ૧૮૧ | છેલ્લી | ૧૮૭૬ | ૧૮૫૮ |
| ૧૯૭ | ૧૦ | ચાંદાણુ | ચાંદાણુ |
| ૨૦૩ | ૧૯ | ઓપ્પા- | સોપ્પા- |
| ૨૧૪ | ૨ | —૭૯ | —૬૯ |
| ૨૪૫ | ૧૦ | ટેક્રર | રેક્રર |
| ૨૫૩ | ૯ | ૧૭૦૮ | ૧૭૦૭ |
| ૨૫૩ | ૧૩ | ૧૭૦૮ | ૧૭૦૨ |



# અનુક્રમણિકા.



# ઉપોદ્ઘાત.

**ઇતિહાસ એટલે શું?**—જે બની ગયું હોય તેનું ખરેખરૂં યથાર્થ વર્ણન એટલે ઇતિહાસ.

ઉપરની વ્યાખ્યા મુજબ હિંદુસ્તાનનો ઇતિહાસ જાણવા માટે દેશની હાલની સ્થિતિ શી રીતે થઈ તેનો વિગતવાર અભ્યાસ કરવો જોઇએ. સાચી હકીકતો મેળવવા માટે આપણે જુના વખતના લખનારાઓ ઉપર આધાર રાખવો પડે છે. પરંતુ આપણા દેશમાં ઇતિહાસ લખવાનો રિવાજ મુસલમાનો આવ્યા ત્યાં સુધી નહોતો, તેથી કરીને તે પહેલાંની હકીકત બીજાં સાધનોથી મેળવવી પડે છે. ખરૂં જોતાં ઇતિહાસના લેખકો પ્રમાણિક હોવા જોઇએ પણ એવા થોડાજ માણસો મળી આવે છે. તેથી કરીને આપણા દેશના ઇતિહાસ વિષે હજી સુધી ચોક્કસ માહિતી મળતી નથી, છતાં હાલમાં જે હકીકત ઇતિહાસમાં આપવામાં આવે છે; તે મુજબ આપણા દેશના ઇતિહાસના નીચે મુજબ ભાગ કરી શકાય.

૧ પ્રાચીન એટલે મુસલમાનોનું રાજ્ય થયું ત્યાં સુધીનો ભાગ.

૨ મુસલમાની સમયનો એટલે કે મરાહાઓના ઉદય સુધીનો ભાગ.

૩ મરાહા અને પેશ્વાના સમયનો ભાગ.

૪ યુરોપીયન પ્રજાઓ આવી ત્યારથી મહારાણી વિક્ટોરીઆએ રાજ્ય લીધું ત્યાં સુધીનો ભાગ.

૫ મહારાણી વિક્ટોરીઆના અમલથી માંડીને આજ દિન સુધીનો ભાગ.

**ઇતિહાસ શીખવાની જરૂર**—(૧) આપણા દેશની હાલની સ્થિતિ કયાં કારણોથી થઈ? પૂર્વે આપણી સ્થિતિ કેવી હતી? વચ્ચેના કાળમાં આપણી સ્થિતિ કયાં કારણોથી કેવી હતી? અને ભવિષ્યમાં

આપણી સ્થિતિ કેવી થશે ? આ બાબતો આપણે ઇતિહાસથી જાણી શકીએ છીએ. (૨) વળી ઇતિહાસમાંની હકીકત પરથી અમુક પ્રજા કે અમુક વ્યક્તિની ચડતી પડતી શાથી થાય છે, તે જાણી શકાય છે અને તેથી કરીને આપણી તર્કશક્તિ ખીલે છે. (૩) આપણને આપણી પૂર્વની સ્થિતિનું ભાન થાય છે તેથી કરીને હાલની સ્થિતિનાં કારણો તપાસીને પૂર્વના જેવી ગૌરવભરી સ્થિતિ કેમ પ્રાપ્ત થાય તે જાણી શકાય છે. (૪) વ્યક્તિઓના ઇતિહાસથી ચારિત્ર્યનું બંધારણ બાંધવામાં મદદ મળે છે. (૫) ટુંકામાં ઇતિહાસના અભ્યાસથી માણસ સાચો માણસ બને છે.

**આપણા દેશનો ઇતિહાસ શીખવામાં રાખવાની દૃષ્ટિ**–એકની એક બાબત જુદી જુદી નજરે જોનારને જુદી જુદી જણાય છે, એ આપણે 'ઢાલની બે બાજુ'ની વાતથી જાણીએ છીએ. આપણા દેશના ઇતિહાસથી ઘણા માણસો એ બતાવવા માગે છે કે અહીંના વતનીઓ ઉપર બહારથી આવનારાઓ હંમેશાં જીત મેળવતા આવ્યા છે. તેથી આ દેશની પ્રજા હંમેશાં પરાધીન પ્રજા રહેવાને સરજાયેલી છે. આ બાબત કેટલે અંશે સાચી છે તેની દૃષ્ટિ રાખી ઇતિહાસ શીખવામાં આવે તોજ આપણને તેનો ખરો લાભ મળે. કયા કયા પરદેશીઓ કેવા કેવા સમયમાં અહીં આવ્યા ને કઈ કઈ રીતે ફાવી શક્યા ? આ બાબતમાં અહીંના વતનીઓની ભૂલ છે કે પ્રમાણિકપણું છે ? આ બધી બાબતો આપણે નજર આગળ રાખીને આપણો ઇતિહાસ શીખવાનો છે, જેથી આપણે જાણીએ કે આપણામાં ગુણ–દોષ કયા છે.

---

# હિંદુસ્તાનનો સંપૂર્ણ ઇતિહાસ.



## પ્રકરણ ૧

### દેશનું હાલનું સ્વરૂપ

**નામ**—હાલ જે દેશને હિંદુસ્તાનના નામથી ઓળખવામાં આવે છે, તેનું પ્રાચીન નામ **ભરતખંડ** કે **ભારતવર્ષ** હતું. તે નામ **ભરત** નામના ચક્રવર્તી રાજાના નામથી પડયું હતું. પણ પાછળથી ઇરાનનાં લોકોએ સિંધુ નદીને હિંદુ નામ આપ્યું, આથી આગળ જતાં ત્યાંના રહીશો હિંદુ કહેવાયા, તેમના મુલકને માટે મુસલમાનોએ 'સ્તાન' પ્રત્યય ઉમેરી **હિંદુસ્તાન** નામ આપ્યું. ગ્રીક લોકોએ સિંધુ નદીને તથા ત્યાંના લોકોને 'ઇંડોસ' કહ્યા તેથી અંગ્રેજો ને પશ્ચિમની બીજી પ્રજાઓ આજે આપણા દેશને **ઇંડિયા** કહે છે.

**સીમા**—હાલ જેને હિંદુસ્તાન કહેવામાં આવે છે તેના પહેલાં બે ભાગ પાડી ઉત્તરનાને **હિંદુસ્તાન** અને દક્ષિણનાને **દક્ખણ** નામથી ઓળખતા હતા. પણ અત્યારે તો તે બંને ભાગ ઉપરાંત હિંદુસ્તાનની સરહદ બહારના **બ્રહ્મદેશ** અને **બલુચિસ્તાન**ને પણ હિંદુસ્તાનમાં ગણવામાં આવે છે. પહેલાં હિંદુસ્તાનના રાજ્યમાં **અફગાનિસ્તાન** વગેરે દેશોનો પણ સમાવેશ થતો. હાલની હદ પ્રમાણે ઉત્તરે હિમાલય પૂર્વે બંગાળી ઉપસાગર ને ફ્રેંચ હિંદી ચીન, દક્ષિણે હિંદી મહાસાગર ને પશ્ચિમે અરબી સમુદ્ર ને અફગાનિસ્તાન આવેલાં છે.

**ભૂમિરચના**—ઉત્તર તરફ મોટો હિમાલય પર્વત આવેલો છે. તે મોટો જળક્ષેપક પ્રદેશ છે, તેથી તેમાંથી ઘણી નદીઓ નીકળે છે.

તે બધી તેની દક્ષિણના મેદાનમાં વહે છે. ત્યાંથી દક્ષિણે રજપૂતાના તરફ હાલ જ્યાં રણુ આવેલું છે ત્યાં જુના વખતમાં નાનો સમુદ્ર હતો. ને તેની દક્ષિણે વિંધ્યાચળ પર્વત આવેલો છે, તેની દક્ષિણે દક્ષિણનો ઉચ્ચ પ્રદેશ આવેલો છે. તે ભાગમાં પશ્ચિમ કિનારે સહ્યાદ્રિ પર્વતની હાર છે તેને પશ્ચિમ ઘાટ કહે છે ને પૂર્વ કિનારાથી અંદરના ભાગમાંની નાની હારને પૂર્વઘાટ કહે છે.

**લોકો**—ઇરાનથી પારસી લોકો આવ્યા ત્યાં સુધી હિંદુસ્તાન બહારથી જે જે પ્રજાઓ આવી તે મૂળ વતનીઓમાં સમાઈ ગઈ ને માત્ર **આર્ય** ને **અનાર્ય** એવા બેજ વિભાગ રહ્યા. પણ પારસીઓએ પોતાનો મૂળ ધર્મ ચાલુ રાખ્યો ને ત્યાર પછી **મુસલમાન** લોકો આવ્યા તેમણે પણ પોતાનોજ ધર્મ રાખ્યો ને મૂળ વતનીઓથી જુદી પ્રજા તરીકે ગણાવા લાગ્યા, છેક ૧૫ સૈકાના અંતમાં ને ૧૬ મા સૈકાની શરૂઆતમાં, યુરોપી પ્રજાઓ આપણા દેશમાં આવવા લાગી, તેમણે પણ પોતાનો **ખ્રિસ્તી** ધર્મ ચાલુ રાખ્યો. ને પરિણામે આજે હિંદુસ્તાનમાં હિંદુ, મુસલમાન, પારસી ને ખ્રિસ્તી એમ ચાર જાતના લોકો જોવામાં આવે છે. આ લોકો ધર્મે કરીને જુદા પડે છે છતાં તેમની કેટલીક બાબતો એવી છે કે જે એક બીજાને ઘણી મળતી આવે છે, એટલે આ ચારે ધર્મના લોકો મળીને એક **હિંદી પ્રજા** બનેલી છે.

**ભાષા**—દેશનો વિસ્તાર મોટો હોવાથી જુદી જુદી જગાના લોકો જુદી જુદી ભાષાઓ બોલે છે. છતાં સુધરેલા વર્ગમાં **અંગ્રેજી** ભાષા મારફતે અને સાધારણ વર્ગમાં **હિંદી** ભાષા મારફતે ગમે તે પ્રાંતમાં વાતચીત્ત કરી શકાય છે. માત્ર બંગાળા ને મદ્રાસ ઇલાકામાં સાધારણ લોકોમાંના ઘણા હજી હિંદી બરાબર સમજી શકતા નથી.

# પ્રકરણ ૨

## હિંદુસ્તાનના મૂળ વતનીઓ

**હાલના હિંદુ**—હાલના હિંદુધર્મી હીંદીઓનો મોટો ભાગ **આર્ય** પ્રજાનો છે. જો કે આ લોકો પોતાને આ દેશનાજ વતની માને છે, તોપણ પાશ્ચાત્ય શોધોના આધારે નક્કી થયેલું છે કે એ લોકો પણ બીજી પ્રજાઓની માફક બહારથી આવેલી પ્રજા છે. મૂળ વતનીઓ તો હિંદુ ધર્મીઓમાં જે કાળા રંગની પ્રજા છે જેને આર્યોએ પોતાથી જુદા એટલે **અનાર્ય** ગણેલા છે તે છે. શરૂઆતમાં આર્યો અને અનાર્યો જુદી જુદી પ્રજા તરીકે ઓળખાઈ આવે તેમ હતું. પરંતુ ત્યાર પછી બંને જાતિઓ વચ્ચેનો સંબંધ વધી જવાથી આર્ય ને અનાર્ય જુદા પાડવા એ ઘણુંજ મુશ્કેલ કાર્ય થઈ પડયું છે. છતાં જે અનાર્યો આર્યોથી લગભગ અલગ રહ્યા ને હાલ પણ પોતાની મૂળ સ્થિતિને વળગી રહેલા છે તે તરતજ જુદા પડી આવે છે.

**હાલના અનાર્યો**—અનાર્યોના શરીરનો રંગ કાળો, બાંધો ઠીંગણો ને મજબૂત ને નાક ચપટાં હોય છે. આજે પણ તેઓ પહાડોમાં કે જંગલોમાં રહે છે. તેઓ પોતાના જુના વિચારોને વળગી રહ્યા છે. થોડા વખતથી અંગ્રેજ સરકારે તેમને સુધાર્યા છે ને પોતાના લશ્કરમાં દાખલ કર્યા છે. આસામ તરફના અનાર્યોમાં ખ્રિસ્તી મીશનોએ તેમને સંસ્કારી બનાવીને ખ્રિસ્તી ધર્મમાં દાખલ કર્યા છે. હાલના અનાર્યોના મુખ્ય ત્રણ ભાગ થઈ શકે. (૧) અનાર્ય (૨) કોલ (૩) દ્રાવિડ. આમાંની કોલ લોકો આસામ ને છોટાનાગપુર તરફ છે. ને દ્રાવિડ લોકો મદ્રાસ તરફ છે. આ ત્રણ પ્રજામાં પ્રમાણમાં દ્રાવિડો સારા સુધરેલા છે. તેમના મુકાબલે બીજી બે જાતો ઓછી સુધરેલી ગણાય.

**કેટલીક અનાર્ય જાતોની હકીકત**—આપણા ગુજરાત પ્રાંતમાં **ભીલ, નાયકડા, દુબળા, ચોધરા** વગેરે જાતો છે, તે પણ અનાર્ય જાતો છે. તેઓ ખેતરોમાં ઝુંપડાં બાંધીને રહે છે, લગભગ અર્ધનગ્ન સ્થિતિમાં રહે છે. તેમનામાં કેળવણીનો પ્રચાર નહિ જેવોજ છે. આ લોકો દેવીના ભક્ત હોય છે ને દારૂ ખૂબ પીએ છે. છેલ્લાં છ સાત વરસથી આ જાતિઓ જેને સામાન્ય રીતે **કાળીપરજ** કે **રાનીપરજ** કહેવામાં આવે છે તેમના તરફ બીજા લોકોનું લક્ષ ખેચાયું છે ને કેટલાક સુધારા કરાવ્યા છે.

દક્ષિણ તરફના અનાર્યોમાં **તોડા, નેર, મુન્દેવર, પુલીઅર**, વગેરે છે. તેમાં કેટલીક જાતોમાં ચાર પાંચ ભાઈ વચ્ચે એક કન્યા પરણવાનો રિવાજ છે.

મધ્ય પ્રાંતોમાં આવેલા **ગાંડવાના** પ્રદેશમાંની ગોંડ જાતિ ત્યાંના અનાર્યોના મુકાબલે સુધરેલી છે.

બંગાળા ને ઓરીસાના કેટલાક ભાગમાં રહેનારી **સોંથલ** ને કુંચ વગેરે જાતિઓમાં એક મુખી હોય છે તે ગામનો વહીવટ કરે છે. બાળલગ્ન થતાં નથી ને ઘણુંખરૂં એક સ્ત્રી પર બીજી કરતા નથી.

**અનાર્યોના ગુણો**—જો કે અનાર્ય લોકો આર્યોના મુકાબલે ઓછા સુધરેલા ગણાય છે છતાં તેમનામાં (૧) નિખાલસપણું (૨) એકવચનીપણું (૩) નીમકહલાલી (૪) વિશ્વાસપણું વગેરે ગુણો ઘણા સારા છે. વળી મોટી ઉમ્મરે લગ્ન કરવાનો તેમનો રિવાજ પણ અનુકરણ કરવા લાયક છે.

---

# પ્રકરણ ૩

## આર્યો ને વેદનો સમય

**આર્ય ઇતિહાસ**—(૧) પશ્ચિમના લોકોની શોધખોળો ભાષા ઉપરથી થએલી છે, તેઓ કહે છે કે આર્યોની **સંસ્કૃત** ભાષા ને યુરોપની જુની ભાષા **લેટિન** વચ્ચે મળતાપણું છે. આવાંજ બીજાં કેટલાંક કારણોથી તેઓ જણાવે છે કે, યુરોપના લોકોને આર્યોના પૂર્વજો એક હોવા જોઇએ. તેજ પ્રમાણે ઇરાનીઓ અને આર્યો પણ એકજ જાતના હોવા જોઇએ પણ યુરોપના લોકો આર્યોના મૂળ વતનમાંથી છૂટા પડીને ગયેલા છે, ત્યારે ઇરાનીઓ સિંધુ નદીની પેલે પાર આવીને ગયેલા છે. (૨) પણ બીજી માન્યતા મૂજબ આર્યો હિંદુસ્તાનના મૂળ વતનીઓજ છે. અને તે વખતે રજપૂતાનાથી બંગાળા સુધી એક નાનો સમુદ્ર હતો. સિંધુ ને બીજી નદીઓ હાલના જેટલી મોટી નહોતી ને હિંદુસ્તાનની દક્ષિણે જ્યાં હાલ સમુદ્ર છે ત્યાં જમીન હતી ને હિંદુસ્તાનનો દક્ષિણનો ભાગ આફ્રિકા ને આસ્ટ્રેલિયા સાથે જોડાયેલો હતો. એ માન્યતા મુજબ આર્યોનું મૂળ સ્થાન સિંધુ નદી આગળની બીજી નદીઓનો પ્રદેશ જેને તે કાળે સપ્તસિંધુ નામ આપેલું હતું તે છે. આ બે મતમાંથી ગમે તે માનીએ તો પણ આર્યો સપ્તસિંધુના પ્રદેશમાં રહેતા ને ત્યાંજ તેમની સંસ્કૃતિનો ઉદય થયો. આપણે ઘણા જાણીતા મત મુજબ ચાલીશું.

**આર્યોનું આગમન ને તે કાળની સ્થિતિ**—આર્યો તેમના મૂળ રહેઠાણ મધ્ય એશિયામાં રહેતા. ત્યાં તેઓ ઢોર રાખતા, એક જગાએથી બીજી જગાએ ફરતા. હથિયારો ને ધાતુઓનો ઉપયોગ કરી જાણતા, તેમજ કપડાં પણ બનાવી જાણતા. કુટુંબનો વડીલ

બધી બાબતમાં મુખ્ય ગણાતો ને તેની આજ્ઞામાં બીજાંને રહેવું પડતું. તેઓ સ્ત્રીઓને સારૂં માન આપતા.

આ મૂળ રહેઠાણથી કેટલીક ટોળીઓ નીકળી તેમાંની થોડી પશ્ચિમ તરફ યુરોપમાં ગઈ ને થોડી દક્ષિણમાં અફગાનિસ્તાન તરફ આવીને ખૈબરઘાટને માર્ગે હિંદુસ્તાનમાં આવી. અહીંઆંથી કેટલાક લોકો છુટા પડયા તે ઈરાનમાં ગયા.

**પંજાબમાં આર્યો**—ખૈબરઘાટ ઓળંગીને આર્યો હિંદુસ્તાનમાં આવ્યા. ત્યાં તેમના માર્ગમાં મોટી નદી સિંધુ આવી. આ પ્રમાણે વિશાળ પર્વત હિમાલય ને વિશાળ નદી તથા બીજો પ્રદેશ જોતાં તેમની દૃષ્ટિ તેના રચનાર ઈશ્વર તરફ વળી ને જે કંઈ પ્રકાશમય કે ચમત્કારિક લાગ્યું તેને દેવ માની સ્તુતિ કરવા લાગ્યા. તે મુજબ સૂર્ય, અગ્નિ, વરૂણ ( પાણીના દેવ ) અને વરસાદના દેવ ઇંદ્રની સ્તુતિના મંત્રો ગાવા લાગ્યા, આ સ્તુતિના મંત્રો તેજ તેમનું મૂળ ધર્મ પુસ્તક **વેદ.** વેદના મંત્રોને હિંદુઓ ઈશ્વર પ્રણીત માને છે, એટલે કે ઈશ્વરે પોતે એ મંત્રો ઉચ્ચારેલા ને જુદા જુદા ઋષિઓએ સાંભળેલા તે પરથી તેનું બીજું નામ **શ્રુતિ** છે અને તે સાંભળનાર ઋષિને તે તે મંત્રના **દ્રષ્ટા** કહેવામાં આવે છે. આ પ્રમાણે જે પહેલો વેદ રચાયો તેને **ઋગ્વેદ** કહે છે. તેના મંત્રોને **ઋચાઓ** કહે છે. આ મંત્રો તેઓ પરંપરાએ મોંએ કરતા અને જ્યાં સુધી લખવાની કળા જાણીતી થઈ ત્યાં સુધી સાચવી રાખ્યા, આ ભૂમિમાં તેમને વેદ મંત્રોનું દર્શન થયું તેથી તેને તેઓ **બ્રહ્માવર્ત** કહેવા લાગ્યા.

**પંજાબમાં આર્યોની સ્થિતિ**—પંજાબમાં આર્યો ખેતી કરતા, ઢોર પાળતા, લુગડાં વણતા, જુદી જુદી જાતના રંગો બનાવતા, વાસણો બનાવતા ને હથિયારો વાપરતા. આ પ્રમાણે વ્યવહારમાં

ઉપયોગી ઘણીખરી બાબતોથી તેઓ જાણીતા હતા.

સાંસારિક સ્થિતિમાં બાળલગ્ન નહોતાં. સ્ત્રીઓને માન મળતું. આજની માફક દીકરીને લુગડાં ઘરેણાંથી શણગારીને તથા બીજી વસ્તુઓ આપીને સાસરે મોકલતા ત્યાં તેઓ નાનપણમાં સારી કેળવણી મળેલી હોવાથી તે સંપીને રહેતી ને સુખી થતી. ઘર સંભાળવાનું તેમજ ગાય જેવાં પશુઓની સંભાળ લેવાનું તથા સુતર કાંતવાનું સ્ત્રીઓનું મુખ્ય કામ હતું. બાપનો વારસ દીકરો ગણાતો ને દત્તક પુત્ર લેવાનો રિવાજ હતો. આમ આર્યોનો સંસાર સુખી હતો.

રાજકીય વ્યવસ્થામાં રાજા નહોતો પણ દરેક કુટુંબનો મુખ્ય માણુસ એ પોતાના કુટુંબ માટે બધી સત્તા ભોગવતો તેજ **રાજા**, તે જ **ગુરુ** તથા તે જ **પોષક** હતો. જો કે તેના તે કામમાં બીજાં માણુસો મદદ કરતાં છતાં તે બધાં મુખ્ય વડીલને આજ્ઞાધીન રહેતાં.

**અનાર્યો સાથે લડાઇઓ**—આર્યો ને હિંદના મૂળ વતનીઓ જેઓ કાળા રંગના, ઠીંગણા, ચપટાં નાકવાળા ને જંગલી હતા તેમની સાથે તેમનો મુલક પડાવી લેવાના કારણે ઘણી લડાઇઓ લડવી પડતી હતી. જો કે આર્યોએ પોતાના બળથી તેઓને ડુંગરોમાં અને જંગલોમાં હાંકી કાઢતા, છતાં તેઓ લાગ ફાવતો ત્યારે આર્યો પર હુમલા કરતા, તેમની ધાર્મિક ક્રિયામાં ભંગ પડાવતા અને અનેક રીતે પજવતા, છતાં તેમના કરતાં આર્યો વધારે સુધરેલા હોવાથી દરેક વખતે તેમનો પરાજય થતો. એ પ્રમાણે ઘણો વખત ચાલ્યા પછી તેમાંના કેટલાક આર્યોની સેવા અર્થે તેમનામાં ભળ્યા ને સંપીને રહેવા લાગ્યા. તેમને આર્યો **દસ્યુ** કે **દાસ** કહેતા. તેમાંના કેટલાક જંગલોમાંજ રહ્યા તે આજ દિન સુધી લગભગ તેવીજ સ્થિતિમાં છે, જેમની હકીકત આગળ આવી ગઈ છે.

---

# પ્રકરણ ૪

## આર્યોનો ફેલાવો.

**આર્યાવર્ત**—આર્યો પંજાબમાંથી વધીને ગંગા ને જમના પ્રદેશ તરફ ફેલાયા ને ત્યાંથી દક્ષિણમાં વિંધ્યાચળ સુધી ગયા. આ પ્રમાણે લગભગ આખો ઉત્તર હિંદુસ્તાન તેમણે રોકી લીધો. તે ભાગ તેમના રહેઠાણ પરથી **આર્યાવર્ત** કહેવાયો.

**વેદો**—બ્રહ્માવર્તમાં વેદના જે મંત્રો થયા તે અહીં આવ્યા પછી એકઠા કરીને તેને **ઋગ્વેદ સંહિતા** નામ આપ્યું ને તેને પહેલો વેદ ગણ્યો. આ સિવાય **યજુર્વેદ** ને **સામવેદ** નામે બીજા બે વેદો પણ આ ભૂમિમાં રચાયા યજુર્વેદના કૃષ્ણ યજુર્ ને શુક્લ યજુર્ એવા બે વિભાગ છે. સામવેદમાં ઋગ્વેદના મંત્રો કેવી રીતે ગાવા તે બતાવેલું છે. આમ મુખ્ય ત્રણ વેદો થયા ને ઘણા વખત સુધી ત્રણજ રહ્યા પણ પાછળથી **અથર્વવેદ** ચોથા વેદ તરીકે ગણાયો તેમાં મારણ, તારણ ને ઉચ્ચાટણના મંત્રો બતાવેલા છે. એટલે કે ભયથી બચવાના, રોગો મટાડવાના ને ધન મેળવવાના મંત્રો છે. આમ કુલ ચાર વેદો થયા.

**બીજા ધર્મગ્રંથો**—વેદોને સમજાવવા માટે તે ઉપર વિવેચન એટલે ટીકા કે સમજુતી માટે જે ગ્રંથો થયા તેને **બ્રાહ્મણગ્રંથો** કહે છે. એ બ્રાહ્મણગ્રંથો ઋગવેદ પર બે, યજુર્વેદ પર બે, સામવેદ પર ચાર ને અથર્વવેદ પર એક મળી કુલ નવ છે. આ ગ્રંથોમાં જે ધર્મક્રિયાઓ કરવાનું વર્ણન છે તે લોકવસ્તીમાં રહીને કરવાની છે. પણ તેવીજ રીતે વસ્તીની બહાર રહેનારા લોકો જેઓ તે કાળે ઋષિઓ કહેવાતા તેમની ધાર્મિક ક્રિયાના ગ્રંથ **આર-**

ણ્યક (અરણ્ય એટલે જંગલ ઉપરથી) કહેવાયા. એ ગ્રંથો ઋગવેદ અને યજુરવેદ એ વેદ પરજ બબ્બે મળી કુલ ચાર થયા છે. આમ આ કાળે ધાર્મિક મનુષ્યોમાંના કેટલાક લોકો સાથે રહેતા ને બીજા કેટલાક લોક વસ્તીથી થોડા દૂર જંગલમાં રહેતા. એમાંના જંગલમાં રહેનારા લોકો ઈશ્વર સંબંધે ને જગતની રચના સંબંધે વિશેષ વિચાર કરતા થયા. એ બાબત ચિંતન કરીને તેમને જે સત્ય લાગ્યું તે જુદા જુદા ઋષિઓએ જુદી જુદી રીતે સમજાવ્યું. તે **ઉપનિષદ** ગ્રંથો કહેવાયા. આમાં તત્ત્વજ્ઞાન જેવો લૂખો ને માથાકૂટ પડે તેવો વિષય સમજાવ્યો છે છતાં ઘણી બાબતો વાર્તારૂપે એવી રસિક રીતે સમજાવેલી છે કે આજે પણ આપણને એ જોઈને નવાઈ લાગે છે. આ ઉપનિષદ્ ગ્રંથોને થયે આજે ઓછામાં ઓછાં ૩૦૦૦ વર્ષ થયાં છતાં હાલના તત્ત્વજ્ઞાનના શોધકો તેથી આગળ જઈ શક્યા નથી એટલા સંપૂર્ણ એ ગ્રંથો છે. આ બધા ગ્રંથોને હિંદુઓ ઈશ્વરદત્ત એટલે ઈશ્વરે આપેલા માને છે.

**વર્ણવ્યવસ્થા**—જેમ જેમ આર્યો આગળ વધતા ગયા ને વસ્તીમાં વધારો થતો ગયો તેમ તેમ પંજાબમાંની રીત મુજબ એકજ માણસ ધાર્મિક ક્રિયાનું, લઢવાનું ને પોષણ કરવાનું કામ કરે એ અડચણરૂપ લાગ્યું, તેથી આર્યાવર્તમાં આવ્યા પછી આ ત્રણે કામ ખાસ કરીને કરે એવા ત્રણ જુદા વર્ગો પાડયા. તે અનુક્રમે **બ્રાહ્મણ, ક્ષત્રિય** ને **વૈશ્ય** કહેવાયા. એટલે કે ભણવું ને ભણાવવું, દાન લેવું ને આપવું તેમજ યજ્ઞ કરવા ને કરાવવા આ છ કર્મ બ્રાહ્મણનાં મનાયાં. આમાંનાં ભણવું, દાન આપવું ને યજ્ઞ કરવો ઉપરાંત પ્રજાના રક્ષણ અર્થે રાજ્ય ચલાવવું એ ધર્મ ઉમેરીને તે કર્મ ક્ષત્રિયનાં ઠરાવાયાં. બ્રાહ્મણનાં જે ત્રણ કર્મો ક્ષત્રિયને કરવાનાં હતાં તે ઉપરાંત પોષણ

માટે ખેતી ને વેપારનાં કામ વૈશ્યોને સોંપાયાં. આમ ત્રણ વર્ણો માટેનાં કામ નક્કી થયાં એટલે કે પોતાનાં સાધારણ કર્મો ઉપરાંત બ્રાહ્મણનાં કર્મો ખાસ કરીને કરે તે **બ્રાહ્મણ** કહેવાય. તેજ મુજબ બીજી વર્ણો પણ નક્કી થઈ. આનો અર્થ એમ સમજવાનો નથી કે ગમે તેમ થાય પણ બ્રાહ્મણથી હથિયાર પકડાયજ નહિ. કે ખેતી ને વેપાર થાય નહિ. માત્ર પોતે જે કામ વધારે કરે તે પરથીજ તે વર્ણમાં ગણાય. આ વ્યવસ્થા માત્ર કામની વહેંચણી માટે કરેલી હતી તેમાં અમુક કામ કરનાર ઉંચો ગણાય એવો ભેદ ન હોતો. તેમજ બ્રાહ્મણ વર્ણને ત્યાં જન્મે તે બ્રાહ્મણજ કહેવાય એવો આગ્રહ નહોતો. પરંતુ ઘણુંખરૂં આસપાસની પરિસ્થિતિ ઉપરથી બ્રાહ્મણનો બાળક બ્રાહ્મણનું કાર્યજ વિશેષ પસંદ કરતો. માણસમાં વખત જતાં અમુક કાર્ય કરવાથી અમુક ગુણો રૂઢ થઈ જાય છે તે મુજબ ત્રણે વર્ણના અમુક અમુક ગુણો થઈ ગયા તે ગુણ ઉપર વર્ણની પસંદગીનો આધાર રહેતો. આ ત્રણ વર્ણો એક બીજા સાથે લગ્નનો તેમજ ભોજનનો વ્યવહાર કરી શકતી. કારણ કે તેમનામાં ઉંચ નીચનો ભેદ નહોતો, પાછળથી જે અનાર્યો તેમની સાથે રહેવા ને સેવા કરવા કબુલ થયા તેમની ચોથી વર્ણ થઈ તે **શૂદ્ર** કહેવાયા. આ વર્ણના લોકો આર્યોથી જુદા હતા છતાં તેમના તરફ તિરસ્કાર બતાવવામાં આવતો નહિ.

**રાજ્ય વ્યવસ્થા**—આર્યો જુદી જુદી ટોળીઓમાં વહેંચાએલા હતા. તે દરેક ટોળીનો આગેવાન તેજ ધર્મનો ગુરૂ ને લડાઈ વખતે સરદારનું કામ કરતો, ધીમે ધીમે તેની સત્તાથી તે **રાજા** થયો. આ સમયમાં રાજાની આજ્ઞા માનવી એ દરેકની ફરજ હતી. આ પદવી વંશ પરંપરા હતી પણ કોઈ કોઈ વાર લોકો પસંદ કરીને નીમતા. એટલે કે રાજાસત્તાક તેમજ પ્રજાસત્તાક એવાં બે પ્રકારનાં રાજ્યો

હતાં. જો કે રાજા વંશપરંપરાનો હતો પણ તે પ્રજાની સંમતિ લઇને દરેક રાજકાજ કરતો એટલે માત્ર રાજાની એક હથ્થુ સત્તા હોય તેવી ગોઠવણુ તો કોઈ જગાએ નહોતી. આવા રાજાને મદદ કરવા રાજસભા, વિદ્યાસભા અને ધર્મસભા હતી. આ વખતના લોકો લડાઈ વખતે બખ્તર પહેરતા અને ઘણી વખતે રથમાં બેસીને લડતા, લડાઈ વખતે જુદાં જુદાં હથિયાર વાપરતા અને ન્યાય તથા ધર્મને અનુસરીને લડાઇઓ કરતા.

**આર્થિક સ્થિતિ**—આર્યોના આવ્યા પહેલાં આ દેશના લોકો ફળો તથા ચોખા ખાઇને નિર્વાહ ચલાવતા. તેમણે આવીને ઘઉં, જવ તથા તલ વગેરે અનાજની ખેતી કરતાં શીખવ્યું. જો કે આર્યોનો મુખ્ય ખોરાક અનાજ તથા ફળ હતાં તથાપિ તેઓ કોઈ કોઈવાર માંસ પણ ખાતા હતા. ખેતીમાં ઉપયોગના કારણથી તેમ જ બીજી પણ અનેક રીતે ઉપયોગી હોવાથી તેઓ ગાયને પવિત્ર માનતા અને તેની ગણના ધનમાં કરતા એટલે કે **ગોધન** ( ગાયો રૂપી ધન ) એ આર્યોનું મુખ્ય ધન હતું. આ સિવાય તેઓ ઘેટાં, બકરાં અને બીજાં ઢોરો પણ પાળતા. તેઓ આજ વખતમાં સોના ચાંદીનાં ઘરેણાં બનાવતા અને હળ તથા લડાઈનાં હથિયારો બનાવવામાં લોઢાનો ઉપયોગ કરતા. તેઓ જળમાર્ગે વહાણો મારફતે પણ વેપાર કરતા.

**સ્ત્રીઓની સ્થિતિ**—આ સમયમાં સ્ત્રીઓની સ્થિતિ પણ સારી હતી. સ્ત્રી પુરૂષો મોટી ઉમ્મરે પરણતાં. છોકરીઓને નાની ઉમ્મરમાં સારી કેળવણી આપવામાં આવતી તેથી તે આગળ જતાં પોતાનું ઘર સારી રીતે સંભાળી શકતી. સ્ત્રીઓને માન મળતું અને કોઈ પણ ધાર્મિક ક્રિયા તેમના સિવાય થઈ શકતી નહિ. કોઈ માણસ એક પર બીજી સ્ત્રી કરતો નહિ અને વિધવાને ફરી લગ્ન કરવાની છૂટ હતી.

**ચાર આશ્રમો**—આ પ્રમાણે જેમ આર્યોની સાંસારિક હાલત ઉત્તમ હતી તેમ મરણ પછીની સ્થિતિને માટે પણ તેમણે વિચાર કર્યો હતો. અને આ બધી બાબતો સેળભેળ ન થઈ જાય માટે તેમણે જીંદગીના ચાર વિભાગ પાડ્યા હતા અને તે દરેકને આશ્રમ કહેતા. બાળકને જનોઈ દે ત્યારથી શરૂ થઈને કેળવણી પુરી કરે ત્યાં સુધીનો સમય તે **બ્રહ્મચર્યાશ્રમ** કહેવાતો. આ વખત દરમ્યાન બાળક પિતાનું ઘર છોડીને ગુરૂને ત્યાં રહેતો ને ત્યાં કડણ નિયમો પાળીને શરીરને કસવામાં આવતું તથા ઉત્તમ રીતે કેળવણી લેતો. ભણી રહ્યા પછી તે ઘેર આવતો અને પરણીને સંસાર શરૂ કરતો. આ સ્થિતિને **ગૃહસ્થાશ્રમ** કહેવાતો. આ આશ્રમ પર બીજા આશ્રમવાળાનો આધાર રહેતો તેથી આ સમય પણ ઘણી સારી રીતે જાય ને ઉપયોગી થાય તેની તેમણે ખાસ કાળજી રાખી હતી. છોકરાને ઘેર છોકરો થાય એટલે આ આશ્રમ પુરો થતો અને **વાનપ્રસ્થાશ્રમ** શરૂ થતો. આ સ્થિતિમાં સ્ત્રીને સાથે આવવાની ઇચ્છા હોય તો તેને જોડે રાખવાની છૂટ હતી અને બંને મળીને ઇશ્વરચિંતન કરતાં. ત્યારબાદ છેલ્લો **સન્યાસ્તાશ્રમ** હતો, તેમાં માણસે જીંદગીની સર્વ ઇચ્છાઓ તજી દઇને માત્ર ઇશ્વરમાં ચિત્ત રાખવાનું હતું અને ઝાડ પરથી પાકું પાંદડું ખરી પડે તેમ કોઈ પણ જાતના દુઃખ સિવાય ઇશ્વરેચ્છાએ મરણને આધીન થતા.



# પ્રકરણ ૫

## રામાયણ ને મહાભારત

આર્યો ધીમે ધીમે આખા ઉત્તર હિંદુસ્તાનમાં આગળ વધ્યા ને અનાર્યો તેમને તાબે થયા અથવા દૂર નાસી ગયા. આ કાળ આર્યોની જાહોજલાલીનો હતો. જે જુદી જુદી ટોળીઓ આવેલી તેમણે પોતાનાં જુદાં જુદાં રાજ્યો સ્થાપ્યાં હતાં પણ એ બધાંના ઉપરીપણાનો દાવો કરે એવું એકે રાજ્ય નહોતું. આ સમયે (૧) ચંદ્રવંશી રાજ્ય, જેમનું રાજ્ય ગંગાના પ્રદેશમાં હસ્તિનાપુરમાં હતું. (૨) પંચાલનું રાજ્ય, જે કનોજ પાસે હતું. (૩) સૂર્યવંશી રાજ્ય. જે અયોધ્યામાં હતું. (૪) વિદેહનું રાજ્ય. જે ગંડક નદીના પ્રદેશમાં મિથિલામાં હતું અને (૫) કાશીનું રાજ્ય. એવાં પાંચ મુખ્ય રાજ્યો હતાં. એમાં સૂર્યવંશી અને ચંદ્રવંશી રાજ્યોનો ઇતિહાસ બે મોટાં સંસ્કૃત કાવ્યોમાંથી મળે છે, તેને અંગે બીજાં રાજ્યોની હકીકત પણ આવે છે. આ મહાકાવ્યો તે **મહાભારત** અને **રામાયણ**.

**સમય**—રામાયણ ને મહાભારતના સમય વિષે ચોકસ નિર્ણય થઈ શકતો નથી. પણ હિંદુઓની માન્યતા મુજબ અને રામાયણમાં મહાભારતની હકીકત વિષે કોઈ પણ જાતની વાત મળતી નથી એટલે રામાયણનો સમય મહાભારત પહેલાં હોવો જોઇએ, છતાં આજે પણ કેટલાક પશ્ચિમના વિદ્વાનો મહાભારતનો સમય પહેલાં માને છે.

**મોટાઇ**—આ કાવ્યોનો સમય ગમે તે હો ને તે હકીકતો ખરેખરી બની હોય કે તદ્દન કલ્પિત હોય કે અર્ધ કલ્પિત હોય ગમે તેમ હોય તો પણ આખી દુનિયાના સાહિત્યમાં આટલાં મોટાં ને સુંદર વર્ણનવાળાં તથા બધાંને ઉપયોગી એવાં કાવ્યો મળવાં મુશ્કેલ છે, તેથી આ બંને પુસ્તકોની મોટાઈ ઘણી છે.

## રામાયણ.

આ મહાકાવ્ય સંસ્કૃતના આદિકવિ **વાલ્મિકિએ** રચ્યું છે. એ ઉપરથી હિંદી ભાષામાં ગોસ્વામી **તુલસીદાસે** ભક્તિપૂર્ણ કથા રચી છે, જે તુલસીકૃત રામાયણ કહેવાય છે. ગુજરાતી ભાષામાં પણ **ગિરિધર** કવિએ જુદા જુદા ઢાળ અને રાગમાં એ કથા લખી છે. વાલ્મિકિ રામાયણ મૂળ હોવાથી તેમાંની હકીકતો વધારે સાચી છે, તુલસીકૃતમાં ભક્તિરસ વધારે છે. અને સાધારણ ગુજરાતી જાણનારને ગિરિધરકૃત વધારે ઉપયોગી છે.

કહે છે કે એક વખત વાલ્મિકિ ઋષિએ એક શિકારીને એક પક્ષીના જોડામાંથી એકને મારતો જોયો ને એ ઉપરથી તેમને રામ ને સીતા વિરહનું કાવ્ય રચવાની ઇચ્છા થઈ.

અયોધ્યાના સૂર્યવંશી રાજ્યમાં દશરથ રાજા રાજ્ય કરતા હતા. તેમને ત્રણ રાણીઓ હતી. કૌશલ્યા, સુમિત્રા ને કૈકયી. પણ એકેને પુત્ર નહોતો. એક વખતે રાજા શિકારે નીકળ્યા ત્યાં તેમણે ભૂલથી **શ્રમણ** નામના એક બાળકને નદીમાં પાણી ભરતાં માર્યો પછી પોતાની ભૂલ માલમ પડતાં પશ્ચાતાપ સાથે તેનાં માતાપિતા જે આંધળાં ને અશક્ત હતાં તેમને પાણી પાવા ગયા. ને પોતાની ભૂલની માફી માગી. આથી વૃદ્ધોને આઘાત થયો ને તેમણે રાજાને શાપ આપ્યો કે મરણના વખતે અમારે જેમ પુત્રનો વિજોગ થયો તેમ તમારે પણ થજો. એમ કહીને તેમણે પ્રાણ તજ્યા.

રાજાએ ત્યાર પછી કેટલાક વખતે ઋષિઓની સલાહથી પુત્રેષ્ટિ નામનો યજ્ઞ કરાવ્યો ને તેના ફળના લીધે કૌશલ્યાને રામ, સુમિત્રાને લક્ષ્મણ ને શત્રુઘ્ન અને કૈકેયીને ભરત એમ ચાર પુત્રો થયા. આ બધામાં રામ સૌથી મોટા હતા તે પોતાના ગુણોને લીધે રાજા તથા પ્રજાના માનીતા હતા.

દશરથ રાજાના કુળગુરુ વસિષ્ઠ ઋષિએ આ ચારે પુત્રોને કેળવણી આપી હતી. એક દિવસ વિશ્વામિત્ર ઋષિ દશરથ રાજા પાસે આવ્યા અને પોતાના યજ્ઞનું રક્ષણ કરવા માટે રામ અને લક્ષ્મણની માગણી કરી. આથી દશરથે આ બંને પુત્રો વિશ્વામિત્રને સ્વાધીન કર્યા. તેમને તે પોતાના આશ્રમે લાવ્યા ને તમામ યુદ્ધકળા શીખવી. ઋષિના યજ્ઞમાં ભંગાણ પાડનારા સુબાહુ રાક્ષસ તથા તાડિકા રાક્ષસીને આ બંને ભાઇઓએ મારી નાખી ને તેમનો યજ્ઞ નિર્વિઘ્ને પૂરો કરાવ્યો.

એવામાં મિથિલા નગરીના જનક રાજાએ પોતાની પુત્રી **સીતા**ના માટે સ્વયંવર રચ્યાની અને તેમાં હાજર રહેવાના આમંત્રણની ખબર વિશ્વામિત્રને મળી. તેથી તે બંને રાજપુત્રોને લઇને મિથિલા ગયા. જનકની પાસે શિવજીનું આપેલું એક મોટું ધનુષ હતું. જે કોઈ આ ધનુષની પણછ ચઢાવે તેને સીતાજી આપવાં એવો નિશ્ચય તેણે જાહેર કર્યો. સીતાજીના રૂપગુણની ખ્યાતિ બહુ હોવાથી ઘણા રાજાઓએ તેમ કરવા પ્રયત્ન કર્યો પણ તેમાં કોઇ ફાવી શક્યા નહિ. લંકાના રાજા રાવણ પણ એ ધનુષ ઉંચકી શક્યો નહિ. ત્યારે છેવટે વિશ્વામિત્રની આજ્ઞા લઇ રામે એ ધનુષ ઉંચકીને પણછ ચઢાવવા એટલું તો વાળ્યું કે તેના કકડા થઇ ગયા. આથી સભામાં બધે રામની વાહવાહ બોલાઇ. ત્યાર બાદ સીતાજીનાં લગ્ન રામ સાથે થયાં અને જનકના કુટુંબની બીજી ત્રણ કન્યાઓનાં લગ્ન પણ રામના ત્રણે ભાઇ સાથે થયાં. આમ બધાં પૂર આનંદમાં છૂટાં પડયાં. પણ લંકાનો રાજા રાવણ પોતાની ઇચ્છા નિષ્ફળ નીવડવાથી અદેખાઇથી બળતો ગયો.

આ મિથિલા નગરીથી રામ તથા લક્ષ્મણ પોતાના ભાઇઓ સાથે અયોધ્યા આવ્યા. ત્યાર પછી થોડા વખતમાં દશરથ રાજાનો વિચાર રામને યુવરાજપદે અભિષેક કરવાનો વિચાર થયો. કારણ કે

પોતે વૃદ્ધ હોવાથી રાજકાજમાં મદદ મળે અને જ્યારે રામને રાજ્ય ચલાવવાનું આવે ત્યારે સારી રીતે ચલાવે. રાજાના આ વિચારની ખબર પ્રજામાં ફેલાતાં આનંદનો પાર રહ્યો નહિ. રામ પોતાના ગુણો, મીઠી વાણી અને પ્રજા ઉપરની અત્યંત પ્રીતિને લીધે તેમના ખૂબ માનીતા હતા. પણ રાજાની નાની અને માનીતી રાણી કૈકેયી પાસે મંથરા નામે એક નઠારા સ્વભાવની દાસી હતી, તેણે ખટપટ કરીને રામને ચૌદ વરસ વનમાં મોકલવા અને ભરતને ગાદી આપવી એવાં બે વચનો માગવાને સમજાવી. એક વખત દશરથ રાજા એક યુદ્ધમાં ગયા હતા ત્યાં કૈકેયી સાથે હતી. રાજાનું ધ્યાન લઢવામાં હતું, તેવામાં રથના પૈડાની ખીલી નીકળી ગયેલી તે જગાએ રાણીએ પોતાની આંગળી ખોસી રાખી હતી. આ વાતની જ્યારે રાજાને ખબર પડી ત્યારે રાજાએ તેને બે વચન આપ્યાં હતાં. જેનો ઉપયોગ તેણે મંથરાની શીખવણીથી આ પ્રમાણે કર્યો. પોતાનાં વચનનો આવો દુરૂપયોગ થશે એવી દશરથ રાજાને ખબર નહોતી. પણ જ્યારે કૈકેયીની આવી વિચિત્ર માગણી સાંભળી ત્યારે તે દુઃખને લીધે બેભાન થઇ ગયા. પણ રામે પોતાના પિતાનું વચન પાળવા ખાતર ચૌદ વરસ વનમાં જવાનો નિશ્ચય કર્યો. અતિ આગ્રહ કરવાથી સીતા તથા લક્ષ્મણને પણ પોતાની સાથે લેવાનો વિચાર કર્યો. ત્રણે જણ માતા કૌશલ્યા તથા સુમિત્રાની રજા લઇ દશરથ રાજા પાસે વિદાયગીરીની રજા લેવા આવ્યાં. તેમને જોઇ રાજાનું હૈયું ભરાઇ આવ્યું ને પાછા ફરીથી મૂર્છામાં પડ્યા. આ વખતે કૈકેયી ત્યાં હતી, તેણેજ ત્રણેને વનવાસનાં વસ્ત્રો અને વિદાયગીરી આપી. ત્યારપછી રામ, લક્ષ્મણ ને સીતા રાજકુટુંબ તથા પ્રજાજનોને દુઃખી થતાં મૂકીને રાજાના વચનની ખાતર વનમાં જવાને નીકળી પડયાં. અને રાજાએ આ દુઃખમાંજ પોતાનો દેહ તજ્યો.

ભરત આ વખતે શત્રુઘ્નને લઇ પોતાના મોસાળ ગયા હતા, તેઓ પાછા આવી આ બધી હકીકત સાંભળી. પોતે ગાદી ન સ્વીકારતાં કેટલાક પ્રધાનો તથા આગેવાન પ્રજાજનોને લઇ રામને પાછા તેડવાને ગયા. પણ રામે પિતાના વચનની ખાતર પાછા આવવા ના પાડી અને રાજ્ય ચલાવવાની સમજ આપી પાછા વાળ્યા. છતાં ભરતે જ્યાં સુધી રામ પાછા ન આવે ત્યાંસુધી તપ કરવાનો નિશ્ચય કર્યો અને રામની પાદુકા (પાવડીઓ) ગાદી પર મૂકી શત્રુઘ્ને રાજ્ય ચલાવવું એવી ગોઠવણ કરી.

રામ, સીતા ને લક્ષ્મણ રસ્તામાં ઘણા ઋષિઓ તથા બીજા રાજાઓ વગેરેને મળતાં મળતાં ગોદાવરી નદીની પાસે દંડકારણ્ય નામના વનમાં પંચવટી નામની જગામાં એક ઝુંપડી બાંધીને રહેવા લાગ્યાં. કેટલાક વખત પછી શુર્પણખા નામે એક રાક્ષસી આવી તેણે રામ કે લક્ષ્મણને પોતાની સાથે પરણવાનું કહ્યું અને સીતાનો નાશ કરવા ઇચ્છા કરી. આથી રામ લક્ષ્મણે તેનું અપમાન કર્યું તેથી તે પોતાના ભાઇ ખર ને દુષણને ઉશ્કેરીને રામ લક્ષ્મણ સામે લઢવા લાવી પણ તેઓ બંને હાર્યા ને માર્યા ગયા. પછી તે લંકાના રાજા રાવણની પાસે જઇ આ બધી હકીકત કહી. આથી રાવણે સીતાને ઉપાડી લાવવાનો વિચાર કર્યો.

એક વખત રામ મૃગયા માટે ગયા હતા ને પાછળથી તેમની મદદ માટે લક્ષ્મણને પણ સીતાએ મોકલ્યા હતા. પંચવટીમાં માત્ર સીતાજી એકલાં હતાં. આ તકનો લાભ લઇ રાવણે સીતાનું હરણ કર્યું. ને રસ્તામાં રામના પક્ષનું જે કોઇ સામે થયું તેનો નાશ કર્યો. રામ લક્ષ્મણે શિકારથી પાછા આવીને જોયું તો સીતાજીને જોયાં નહિ. તેઓ તેમની શોધમાં નીકળી પડ્યા. સીતાજીએ પોતાનાં ઘરેણાં વગેરે ચીજો

રસ્તામાં થોડે થોડે અંતરે નાખી હતી, આ નિશાનીના આધારે રામ દક્ષિણ તરફ નીકળ્યા. રસ્તામાં અનાર્ય રાજા વાલી અને તેના ભાઈ સુગ્રીવને ખટપટ હતી તેમાં સુગ્રીવને મદદ કરી વાલીનો નાશ કરી તેની સાથે દોસ્તી કરી. અને હનુમાન નામના સુગ્રીવના એક સરદારને સીતાજીની શોધ માટે મોકલ્યા. હનુમાન લંકામાં અશોકવનમાં સીતાજીને મળ્યા અને રામની વીંટીની નિશાની આપી. તે હવે થોડા વખતમાં આવીને તમને છોડાવશે એવી ખબર આપી પાછા આવ્યા, પછી રામે એક મોટું સૈન્ય તૈયાર કર્યું ને તે લઇને તેઓ લંકામાં ગયા.

પ્રથમ વાલીના પુત્ર અંગદને સમાધાન કરવાને, સીતાજીને પાછાં આપવાનું સમજાવવા રાવણ પાસે મોકલ્યો. પણ તે અભિમાની રાવણે માન્યું નહિ. આથી રામે રાવણની સાથે લડાઈ શરૂ કરી તેમાં રાવણ, તેનો ભાઈ કુંભકર્ણ ને પુત્ર ઈંદ્રજીત વગેરે મરાયા. માત્ર વિભિષણ નામે રાવણનો એક ભાઈ જેણે લડાઇમાં ભાગ નહોતો લીધો તે બચ્યો. તેને લંકાનું રાજ્ય સોંપી સીતાને લઈ રામ પાછા આવ્યા. અને ચૌદ વર્ષની મુદ્દત પુરી થયા પછી લક્ષ્મણ અને સીતાને લઈ અયોધ્યામાં પાછા આવી રાજકાજ સંભાળી લીધું.

એક વખતે રામે પોતાની પ્રજામાં સીતાજીના પતિવ્રતની નિંદા સાંભળી. પ્રજાની ખાતર જો કે પોતાને સંપૂર્ણ ખાત્રી હતી છતાં સગર્ભા સ્થિતિમાં સીતાજીને વનમાં મોકલ્યાં. સીતા વાલ્મિકિ ઋષિના આશ્રમમાં રહ્યાં. ત્યાં તેમણે લવ ને કુશ નામે જોડકા પુત્રોને જન્મ આપ્યો. તેઓ ત્યાંજ વિદ્યા તથા યુદ્ધકળા શીખ્યા. એવામાં રામે અશ્વમેધ યજ્ઞ કરેલો તેનો ઘોડો આવ્યો તેને તે ભાઇઓએ બાંધ્યો ને તેના રક્ષકો સાથે યુદ્ધ કર્યું. આથી તેમને રામની પાસે લઈ જવામાં આવ્યા. પણ દુ:ખી સીતાજીએ રામને મળતાં પહેલાં જ પ્રાણ તજ્યા.

રામાયણમાં પિતા, પુત્ર, પત્ની, રાજા, પ્રધાન, પ્રજા વગેરેના ધર્મો ને આચારોનું સંપૂર્ણ વર્ણન બહુજ સરસ ભાષામાં આપેલું છે. કૈકેયીનો દ્વેષ ને અદેખાઈ, દશરથનો પુત્રપ્રેમ ને વચનપ્રેમ, રામની પિતૃભક્તિ ને એક પત્નીવ્રત, લક્ષ્મણ તથા ભરતનો બંધુપ્રેમ તથા સીતાની અખંડ પતિભક્તિનો ચિતાર રામાયણમાંથી મળે છે, તેવી હકીકત દુનિયાના બીજા કોઈ ગ્રંથમાં મળતી નથી. એક આદર્શ રાજા અને આદર્શ પત્ની કેવાં હોય તે રામ ને સીતાના ઉદાહરણથી સમજાય છે. અને આટલો બધો સમય જવા છતાં આજે પણ હિંદુઓ 'રામરાજ્ય'ને ચહાય છે.

**સામાજિક સ્થિતિ**—આ સમયમાં રામરાજ્ય જેવું આદર્શ હતું તેવીજ સમાજની સ્થિતિ પણ આદર્શ હતી તે રામાયણ પરથી જણાય છે. પ્રજાનો સંતોષ એ રાજાનું મુખ્ય કર્તવ્ય ગણાતું અને વચનની કિંમત પ્રાણ કરતાં પણ વધારે હતી. કુટુંબમાં એકબીજા પ્રત્યે સારી પ્રીતિ હતી. કન્યાઓ સ્વયંવરથી વરની પસંદગી કરતી અને યજ્ઞ વગેરે ધર્મકાર્યોમાં પુરૂષની સાથે સ્ત્રીને પણ ભાગ મળતો.

---

## પ્રકરણ ૬

## રામાયણ ને મહાભારત (ચાલુ)

### મહાભારત

મહાભારત એ એક બીજું સંસ્કૃત મહાકાવ્ય છે. તે રામાયણ કરતાં ઘણું મોટું છે. તેમાં ખાસ કરીને હસ્તિનાપુરના ચંદ્રવંશી રાજ્યની હકીકત આપેલી છે. એમાં સાઠ હજાર શ્લોક છે. ને રામાયણમાં જેમ કરુણરસ મુખ્ય છે તેમ આમાં વીરરસ મુખ્ય છે. આ કાવ્ય શ્રી **વ્યાસ** મુનિએ લખેલું છે.

## ૨૨

હસ્તિનાપુરની ગાદીએ ધૃતરાષ્ટ્ર નામે એક અંધ રાજા રાજ્ય કરતા હતા, તેમને ગાંધારી નામની સ્ત્રીથી સો પુત્રો થયા હતા. તેઓ તેમની પૂર્વે થઈ ગયેલા કુરૂ રાજાના નામ પરથી કૌરવો કહેવાતા. ધૃતરાષ્ટ્રના ભાઈ પાંડુને કુંતી અને માદ્રી નામે બે સ્ત્રીઓ હતી તેનાથી તેમને પાંચ પુત્રો થયા હતા, તે પાંડવ કહેવાતા. કૌરવોના બધા ભાઈઓનાં નામ દ ઉપર હતાં, તેમાં સૌથી મોટાનું નામ દુર્યોધન હતું. તે અભિમાની અને દ્વેષી હતો અને પાંડવો પર ઘણું વેર રાખતો. પાંડવોમાં સૌથી મોટા ભાઈનું નામ યુધિષ્ઠિર હતું અને બીજાઓનાં અનુક્રમે ભીમ, અર્જુન, સહદેવ ને નકુળ હતાં. યુધિષ્ઠિર સત્યના અવતાર જેવા હતા તેથી તે ધર્મરાજા કહેવાતા. ભીમ શરીરબળમાં પંકાતો હતો અને મલ્લયુદ્ધમાં કુશળ હતો, અર્જુન બાણાવળી હતો, સહદેવ જબરો જ્યોતિષી હતો અને નકુળ સૌથી નાનો હોવાથી મોજીલો હતો. પાંડુ રાજા મરણ પામવાથી એ પાંચે ભાઈઓ કાકાના દરબારમાં ઉછરીને મોટા થયા હતા. કૌરવો તથા પાંડવોને દ્રોણ નામે એક હોંશિયાર બ્રાહ્મણને હાથે સર્વે જાતની કેળવણી આપવામાં આવી હતી.

પાંડવોના પક્ષમાં કોઈ આગેવાન નહોતું, તેથી દુર્યોધને તેઓ રાજ્યના ભાગીદાર હોવા છતાં પ્રથમનો ભાગ આપવાની ના પાડી. પણ છેવટે થોડો ભાગ કાઢી આપ્યો. તેઓ હાલના દિલ્હીની જગાએ ઇંદ્રપ્રસ્થ નામે શહેર વસાવી રાજ્ય કરવા લાગ્યા. આમ પાંડવો શાંતિથી રહે એ દુર્યોધનને ગમ્યું નહિ, તેથી તેણે તેમને જાત્રાનો બ્હાને તેડીને રસ્તામાં એક રાત્રે સુતા હતા તે મકાન સળગાવી મૂકાવ્યું. આથી પાંડવો બ્રાહ્મણને વેશે ભટકતા થઈ ગયા.

માટે સ્વયંવરની રચના કરી હતી, તેમાં જુદા જુદા રાજાઓને આમંત્રણ આપ્યાં હતાં. પાંડવો પણ ભટકની સ્થિતિમાં એક ઋષિની સાથે ત્યાં ગયા હતા. સ્વયંવરમાં એક ઉંચા થાંભલા પર રાખેલા મચ્છને વીંધવાનું હતું તેથી તે રચનાને ' મચ્છવેધ ' નામ આપ્યું હતું. મચ્છવેધને માટે જુદા જુદા ઘણા રાજાઓએ પ્રયત્ન કર્યો પણ તેમાં તેઓ નિષ્ફળ ગયા. દુર્યોધનથી પણ તે થઇ શક્યો નહિ. આથી દ્રુપદે બ્રાહ્મણોને વિનંતી કરી. પાંડવો બ્રાહ્મણ વેષમાં હતા, તેથી આ વિનંતી ઉપરથી અર્જુને ઉઠીને મચ્છવેધ કર્યો. પણ ખીજાએલા દુર્યોધને દ્રૌપદીનું હરણ કરાવ્યું તેથી ગરબડ મચી રહી. એ વખતે ભીમે શરીરબળ વાપરી દ્રૌપદીને છોડાવી અને પોતાના ઉતારે માતાની પાસે લઈ ગયો. ત્યાં માતાએ ભૂલથી 'જે લાવ્યો હોય તે પાંચેનું સહીયારૂં' એમ કહેવાથી દ્રૌપદી પાંચે ભાઇઓને પરણી. હવે દ્રુપદ રાજા પાંડવોના પક્ષમાં આવવાથી કૌરવોએ તેમનો રાજ્યભાગ આપ્યો ને પાંડવો ફરીથી ઈંદ્રિ-પ્રસ્થમાં રાજ્ય ચલાવવા લાગ્યા. પણ અદેખો દુર્યોધન આ સ્થિતિ સહન કરી શક્યો નહિ. તેથી તેણે યુધિષ્ઠિરને જુગાર રમવાને આમંત્રણ આપ્યું. આ જમાનામાં આ એક ખોટી પ્રથા હતી કે ગમે તેવા સારા માણસને પણ કોઇ માણસ તરફથી જુગાર રમવાનું આમંત્રણ થાય તો તેની ના પાડી શકાય નહિ. આથી યુધિષ્ઠિર કૌરવના દરબારમાં જુગાર રમવા ગયા અને ત્યાં રાજપાટ તથા દ્રૌપદીને પણ હારી ગયા. અને પાંડવોએ ૧૨ વર્ષ વનમાં જવું ને તેરમું વર્ષ ગુપ્ત રહેવું એ વર્ષમાં જો તેઓ ઓળખાઇ જાય તો ફરીથી પાછાં ૧૨ વર્ષ વનમાં જવું એવું ઠર્યું. આ વખતે પાંચે પાંડવોના અને બીજા પણ ઘણા માણસોના દેખતાં દુર્યોધને ભર સભામાં દ્રૌપદીનાં વસ્ત્ર ખેંચ્યાં ને અપમાન કર્યું. પાંડવો વચનથી બંધાઇ જવાને લીધે લાચાર હતા. પણ દ્રૌપદીને

આથી બહુ માઠું લાગ્યું અને પરિણામે મહાભારતનું યુદ્ધ થયું.

વડીલોના સમજાવવાથી દુર્યોધને દ્રૌપદી પાંડવોને પાછી આપી, પછી તેઓ વનમાં ગયાં. બાર વર્ષ પુરાં થયાં પછી તેરમા વર્ષે તેઓ વૈરાટ નગરી (ધોળકા?)માં ગુપ્ત રહ્યા ને ત્યારપછી છતા થઇને પોતાનું રાજ્ય પાછું માગ્યું. આ વખતે પાંડવોના તરફથી તેમના સગા ને મિત્ર દ્વારકાના શ્રીકૃષ્ણ વિષ્ટિ કરવા ગયા હતા તેમને દુર્યોધને જણાવ્યું કે અર્ધું રાજ્ય તો શું પણ એક સોયની અણી ઉપર રહે એટલી જમીન આપવા અમે ખુશી નથી. આથી પાંડવોએ લઢીને રાજ્ય મેળવવાનો નિશ્ચય કર્યો. આ યુદ્ધ તે મહાભારતનું યુદ્ધ.

આ યુદ્ધમાં પાંડવ અને કૌરવ બંનેના પક્ષમાં ભરતખંડના ઘણા રાજાઓ એકબીજાનો પક્ષ લઇને આવ્યા હતા. દ્વારકાંના શ્રીકૃષ્ણ પણ પાંડવોના પક્ષમાં જોડાયા હતા. પાંડવનું સાત અક્ષોહિણી અને કૌરવનું અગીઆર અક્ષોહિણી મળી કુલ અઢાર અક્ષોહિણી સૈન્ય લઢવાને તૈયાર થયું હતું. એક અક્ષોહિણીમાં ૨૧૮૭૦ રથમાં બેસી લઢનાર, ૨૧૮૭૦ હાથી ઉપર બેસી લઢનાર, ૬૫૬૧૦ ઘોડેસ્વાર અને ૧૦૯૩૫૦ પાયદળ લશ્કર મળી કુલ ૨૧૮૭૦૦ માણુસ હોય છે તેવી અઢાર અક્ષોહિણી એટલે કુલ ૩૯૩૬૬૦૦ માણુસનું સૈન્ય મહાભારતના યુદ્ધમાં જોડાયું હતું. આ યુદ્ધ અઢાર દિવસ સુધી ચાલ્યું ને પરિણામે લગભગ બધા સૈન્યનો નાશ થયો, માત્ર પાંડવો ને શ્રીકૃષ્ણ તથા કૌરવપક્ષના દ્રોણગુરુના પુત્ર અશ્વત્થામા ને કૃપાચાર્ય નામે બે યોદ્ધા બાકી રહ્યા. ધૃતરાષ્ટ્રે રાજગાદી પાંડવોને સોંપી, યુધિષ્ઠિર ગાદીએ બેઠા ને અશ્વમેધ યજ્ઞ કરી ભરતખંડના ચક્રવર્તી રાજા થયા.

યુદ્ધમાં થયેલા સંબંધીઓના નાશથી પાંડવો શોકાતુર હતા એવામાં શ્રીકૃષ્ણે પણ દેહ મૂકયાના સમાચાર મળવાથી અર્જુનના પુત્ર અભિ-

મન્યુના કુંવર પરિક્ષિતને રાજગાદી સોંપીને પાંડવો દ્રૌપદી સાથે હિમાલયમાં ગયા અને સ્વર્ગવાસી થયા.

મહાભારતના યુદ્ધને લીધે અસંખ્ય વિદ્વાનો ને બહાદુર યોદ્ધાઓનો નાશ થયો તેથી લગભગ આર્ય સંસ્કૃતિનો નાશ થયો.

આ મહાકાવ્યમાં પાંડવ કૌરવ સિવાય બીજી ઘણી આડકથાઓ છે, એમાં રાજા પ્રજાના ધર્મ તથા જ્ઞાનનો ઉપદેશ છે. શ્રીકૃષ્ણની વિષ્ટિ વખતે દુર્યોધન ને તેના કાકા વિદુરે રાજ્યનીતિ સમજાવીને ભાગ આપવા કહ્યું હતું તે ભાગ **વિદુરનીતિ**ને નામે ઓળખાય છે. જ્યારે કુરૂક્ષેત્ર કે પાણીપતમાં બંને સૈન્યો લડવાને તૈયાર થયાં ત્યારે અર્જુને સગાં સંબંધીઓના મોહને લીધે લડવાની ના પાડી તેથી શ્રીકૃષ્ણે તેને કર્મયોગનો જે બોધ આપ્યો તે **ભગવદ્‌ગીતા**ના નામે ઓળખાય છે. આ પુસ્તકમાં બધાં ઉપનિષદોનું તત્ત્વ આવી જાય છે ને આખી દુનિયામાં એક ઉત્તમ ધર્મગ્રંથ મનાય છે.

**મહાભારત સમયની સામાજિક સ્થિતિ**—આ સમયમાં લોકો એકવચની તથા સાચા હતા, ક્ષત્રિયો ઘણા બહાદુર હતા તેમ યુદ્ધકળામાં પ્રવીણ હતા. રાજા પ્રજા વચ્ચે એકસંપી હતી ને ભરતખંડમાં ઘણાં મોટાં મોટાં રાજ્યો હતાં. આ રીતે તે સમયે ભરતખંડના લોકો સર્વ રીતે સુખી હતા છતાં જુગાર જેવો એક મોટો ખરાબ ચાલ ચાલતો હતો.

**સ્ત્રીઓની સ્થિતિ**—દ્રૌપદીના ઉદાહરણથી સમજાય છે, તે સમયની સ્ત્રીઓ સારી ભણેલી, બુદ્ધિમાન ને ઘર ચલાવવામાં તથા રાજકાજમાં મદદ આપવામાં કુશળ હતી. સ્ત્રીઓનું માન હતું.

## રામાયણ તથા મહાભારતનાં કેટલાંક પાત્રો.

**સીતા**—એ જનક રાજાની પુત્રી હતી. જે ધનુષ સ્વયંવર

વખતે વાળવાનું હતું ને લંકાના રાજા રાવણથી પણ ઉપડયું નહોતું, તે ધનુષ તેણે સ્હેલાઇથી ઉંચકીને બીજી જગાએ મૂકયું હતું. એવી એ શારીરિક શક્તિ ધરાવતી હતી. તેનું આખુંએ જીવન એક આદર્શ આર્ય સ્ત્રી તરીકેનું છે. આખાએ ઇતિહાસમાં કે ધર્મગ્રંથોમાં એનો જોટો મળવો મુશ્કેલ છે. પોતે નવવધુ હોવા છતાં, પતિએ સાથે ન આવવાનો આગ્રહ કરેલો હોવા છતાં તે વનવાસ વખતે અયોધ્યામાં સુખ ભોગવવા રહી નહિ. પણ વનવાસનાં દુઃખો ભોગવવા પતિની સાથે ગઈ. જ્યારે રાવણ તેને ઉચકી જતો હતો ત્યારે તેણે પોતાના અલંકારો થોડે થોડે અંતરે ફેંકી દેવામાં પોતાની બુદ્ધિ વાપરી હતી કે જેથી રામ તેની ખબર મેળવી શકે. રાવણ જેવા સમર્થ ને હલકા સ્વભાવના રાજાને આધીન રહેવા છતાં તે તેના જુલમને તાબે થઈ તેને વશ થઈ નથી, એમાં તેની હિંમત અને સહનશક્તિની હદ આવી જાય છે. ઉપરાંત જ્યારે સુખની ઘડી આવી ત્યારે પણ પતિએ ત્યાગ કરવા છતાં પોતે તેમના પર ગુસ્સે થતી નથી પણ બધું દુઃખ શાંતિથી સહન કરે છે અને અંતે એ જ શોકમાં પ્રાણ તજે છે.

**રામ**—એ એક આદર્શ ( નમુનારૂપ ) રાજા હતા. તે એકવચન, એકબાણ અને એક પત્નીવ્રતને માટે જાણીતા છે. રાજા તરીકેનો ધર્મ બજાવતાં તેમણે પોતાનું કે કુટુંબનું સુખ જોયું નથી. એ છેવટના ભાગમાં સીતાનો ત્યાગ કરે છે તે પરથી જણાય છે. પોતાનું વચન પાળવાનો ટેક જ્યારે દશરથ રાજા ગુજરી જાય છે ને ભરત તથા પ્રધાનો ને પ્રજાજનો પાછા આવવા વિનંતી કરે છે ત્યારે જણાય છે, તે જવાબ આપે છે કે "પિતાને આપેલું વચન મારે પાળવુંજ જોઇએ." રામ નિશાન તાકવામાં એટલા હોશિયાર હતા કે વનમાં આવેલો કનકમૃગ પણ તેમનું બાણ ચુકાવી શક્યો નહોતો ને એકજ

બાણે મરાયો હતો, તેથી આજે પણ 'રામબાણુ' શબ્દ રૂઢીપ્રયોગ તરીકે વપરાય છે. તે વખતમાં જ્યારે બહુપત્ની કરવામાં કોઈપણ જાતનો બાધ આવતો નહિ ત્યારે પોતે એકપત્નીવ્રત પાળે છે એ તેમનો ટેક નમુનેદાર ગણાય. જોકે તે પ્રજાની ખાતર સીતાને વનમાં મોકલે છે છતાં ત્યારપછી અશ્વમેધ યજ્ઞ કરે છે તે વખતે યજ્ઞમાં પોતાની સાથે બેસવા માટે બીજી સ્ત્રી પરણતા નથી પણ સીતાનીજ સોનાની મૂર્તિ મૂકે છે. આ બાબત તેમનું પત્નીવ્રત તથા સીતા તરફનો સદ્‌ભાવ બતાવે છે. ઉપરાંત એક મોટા રાજા તરીકે કે વિજેતા (જય પામેલા રાજા) તરીકે પણ તેમણે પોતાનો ધર્મ બરાબર બજાવ્યો છે. રાવણને માર્યા પછી પણ લંકાનું રાજ્ય પોતે ન રાખતાં તેનાજ ભાઇને આપે છે. આ બધી બાબતોથી રામ એક આદર્શ રાજા અને આદર્શપતિ હતા એ સમજાય છે.

**લક્ષ્મણ**—આદર્શભાઈ કેવો હોઈ શકે તેનું ઉદાહરણ લક્ષ્મણ પુરૂં પાડે છે. ભાઈ તરફના સ્નેહની ખાતર પોતે વનવાસનું દુઃખ વેઠે છે અને તેમની સેવા કરે છે. આથી પણ વધારે આકરી ફરજ તો જ્યારે સીતાને ફરી વનમાં મૂકવા જવાની રામની આજ્ઞા થાય છે ત્યારે બજાવે છે. પોતે સીતાને માતા જેટલું માન આપતો હતો છતાં માત્ર ભાઈની આજ્ઞાની ખાતર તેમને વનમાં મૂકી આવે છે. રામની સાથેના વનવાસ દરમ્યાન તેણે કેટલું સખત જીવન ગાળ્યું હતું, તે તો જ્યારે રામ તેને સીતાના અલંકાર બતાવીને પૂછે તે વખતના જવાબથી જણાય છે, ત્યારે તે કહે છે કે "હું (સીતાનાં) કંકણ કે હારને ઓળખતો નથી પણ માત્ર નૂપુર (પગનું ઘરેણું) નેજ ઓળખું છું કારણ કે દરરોજ પગે લાગતાં માત્ર મારી નજર તેના ઉપર પડતી" કેટલો બધો સંયમ અને ભક્તિ ?

**શ્રીકૃષ્ણ**—એ મહાભારતમાંનું મુખ્ય પાત્ર છે. જો કે એ યુદ્ધમાં લઢનારમાં મુખ્ય પાંડવ કૌરવ હતા પણ શ્રીકૃષ્ણ ને દ્રૌપદી એ બે મહાભારતનાં મુખ્ય પાત્રો છે. શ્રીકૃષ્ણ એક મહાન પ્રજાસેવક હતા તેથી આજે પણ હિંદુ લોકો રામની માફક તેમને પણ પ્રભુ માનીને પૂજે છે. એ પાંડવોના પરમ મિત્ર હતા તેથી તેમની સલાહ સિવાય પાંડવો એક ડગલું પણ ભરતા નહિ. જો કે મહાભારતના યુદ્ધનું દેખીતું કારણ રાજ્યભાગ છે પણ ખરૂં કારણ તો દુર્યોધને સભામાં દ્રૌપદીનું અપમાન કર્યું હતું તે છે. તે વખતથીજ શ્રીકૃષ્ણના મનમાં દુષ્ટ કૌરવોના નાશના વિચાર આવ્યા હતા. પાંડવોની બાલ્યાવસ્થાથી તે તેમના મિત્ર હતા તેથી અનેક વખતે તેમણે મદદ આપી હતી અને યુદ્ધ વખતે અર્જુનનો રથ હાંકીને તથા જ્યારે તે મોહથી હથિયાર તજી બેઠો હતો ત્યારે ઉપદેશ આપીને ખરો મિત્રધર્મ બજાવ્યો હતો.

**દ્રૌપદી**—એ મહાભારતનું મુખ્ય પાત્ર છે. જો કે આ સિવાય પાંડવોને બીજી સ્ત્રીઓ હતી છતાં તે તેના બુદ્ધિબળ અને ચારિત્ર્યબળને લીધે જાણીતી થઈ છે. એ દ્રુપદ રાજાની પુત્રી હતી. તેને લાયક પતિ મેળવવા મચ્છવેધ જેવી આકરી પરીક્ષા હતી. જો કે અર્જુને એકલાએ મચ્છવેધ કર્યો પણ સાસુના વચનની ખાતર તેણે પણ પાંચે પાંડવોને પતિ તરીકે સ્વીકાર્યો હતા. તેનું બુદ્ધિબળ કેટલીક વખત પાંડવો કરતાં પણ વધારે કામ કરતું હતું. જ્યારે ભરસભામાં તેનું અપમાન થયું, ત્યારે ત્યાંજ તેણે કૌરવોના નાશની પ્રતિજ્ઞા કરી હતી, ને મહાભારતના અંતે પુરી થાય છે. વનમાં પણ તે પાંડવોને ઘણું સુખ આપે છે અને છેવટે વૈરાટ નગરમાં ગુપ્ત રહેવાની વખતે પણ દાસીનું હલકું કામ કરતાં અચકાતી નથી. એમ છતાં તે વખતે પણ પોતાનું સ્વમાન ગુમાવતી નથી, પત્ની તરીકે તેણે પાંડવોને ઘણી

મદદ આપી હતી કે જેવી મદદ કોઈ સામાન્ય સ્ત્રી આપી શકે નહિ. છેવટે હિમાલયમાં જતાં પણ તે પાંડવોની સાથે જાય છે.

**યુધિષ્ઠિર**—આ પાંડવોમાં સૌથી મોટાભાઈ હતા. પોતાના સત્યવ્રતને લીધે તેઓ ધર્મરાજા કહેવાતા. આવા સત્યવાદી હોવા છતાં એક વખત અર્જુનનો જીવ બચાવવા અને બીજી વખત દ્રોણાચાર્યનું મૃત્યુ લાવવા અર્ધું સત્ય બોલ્યા હતા તેથી તેમને તે બાબતનો ઘણો પસ્તાવો થયો હતો. પોતાના વચનની ખાતર તેમણે દ્રૌપદીનું અપમાન મુંગે મોંએ સહન કર્યું હતું.

**ભીમ**—મહાપરાક્રમી અને ભયને વખતે બધા ભાઇઓને બચાવી લેનાર હતો. છતાં કેટલાક લેખકો તેને અર્ધો ગાંડો હોય તેવો કલ્પે છે. પણ પાંડવોની દરેક મોટી મુશ્કેલી તેણે પોતાના શરીર-બળથી તેને દૂર કરી છે અને ભાઇઓના સુખની ખાતર પોતાના દુઃખને ગણકાર્યું નથી.

**અર્જુન**—એ જબરો બાણાવળી હતો. તેણે મચ્છવેધ કરીને તથા મહાભારતના યુદ્ધમાં લઢીને પાંડવોની પ્રતિષ્ઠા રાખી હતી. જોકે શ્રીકૃષ્ણ પાંચે ભાઇના મિત્ર હતા તોપણ આ બે જણ વચ્ચે ખાસ સ્નેહગાંઠ હતી. તેથી આજે પણ નર ( અર્જુન ) નારાયણ ( કૃષ્ણ ) ની જોડી કહેવાય છે.

**સહદેવ**—એ જબરો જ્યોતિષી હતો પણ ઘણું ઓછું બોલનારો હતો, તેથી ઘણી વખત જ્યાં સુધી કોઇના તરફથી પૂછવામાં ન આવે ત્યાં સુધી કોઇ બાબતનો જવાબ આપતો નહિ. તેણે પોતાની વિદ્યાના બળથી પોતાના ભાઇઓને ઘણી મદદ કરી હતી.

**કર્ણ**—પાંડવોનો દૂધભાઇ અને એક સારથીનો પાળક પુત્ર હતો

પણ દૈવસંયોગે તે દુર્યોધનના પક્ષમાં ભરાયો હતો તેથી છેવટ સુધી તે પાંડવોની વિરૂદ્ધમાં લઢયો હતો. આ એકજ યોદ્ધો અર્જુનની બરાબરી કરી શકે એવો હતો. અને અણીના પ્રસંગે દુર્યોધને કર્ણની મદદજ માગી છે. એ મોટો દાનેશ્વરી હતો.

**ભીષ્મ**—એમનું મૂળનામ **દેવવ્રત કે ગાંગેય** હતું પણ પોતાના પિતાની ખાતર જીંદગી સુધી બ્રહ્મચર્યવ્રત પાળવાથી ભીષ્મ એટલે મહાન પ્રતિજ્ઞા લીધી તેથી તેઓ ભીષ્મ કહેવાયા. જેવા તે પ્રતિજ્ઞા લેવામાં મહાન હતા તેવા શરીરબળમાં પણ મહાન હતા. પાંડવોના પક્ષમાં રહેવું પડયું હતું આમાં તેમની કંઇક નબળાઇ પણ જણાય છે. છતાં કૌરવ પક્ષમાં રહીને પણ તેમણે પાંડવોને ઘણી વખત લાભ કરી આપ્યો છે.

**વિદુર**—એ શ્રીકૃષ્ણના પરમભક્ત હતા ને રાજ્યનીતિમાં કુશળ હતા. જ્યારે કૌરવ દરબારમાં પાંડવપક્ષનું કોઇ ન હોય ત્યારે તે ઉઘાડી રીતે તેમને મદદ કરતા તેથી શ્રીકૃષ્ણે દુર્યોધનની મેવા મિઠાઇ તજીને વિદુરનાં કેળાં ને ભાજી જેવો હલકો ખોરાક ખાધો હતો.

**દુર્યોધન**—એ બુદ્ધિમાન અને બહાદુર હતો પણ પોતાના અભિમાને કરીને ઘણી વખત અવિચારી જણાતો. પાંડવો તરફના દ્વેષના પુતળારૂપ હતો. તેણે વખતો વખતે પાંડવોની પ્રતિષ્ઠાને ઓછી કરવાને, તેમને પીડા આપવાની ખાતર પ્રયત્ન કર્યો હતો તેથી પરિણામે તેનું સર્વ નાશ થાય છે.

**શકુનિ**—એ કૌરવોનો **મામો** અને દુષ્ટ સલાહકાર હતો.



# પ્રકરણ ૭

## આર્યોનો ફેલાવો, ધર્મગ્રંથો ને સામાજિક સ્થિતિ.

**રાજ્યવિસ્તાર**—વેદના સમયમાં આર્યો પંજાબમાં હતા, રામાયણ મહાભારતના સમયમાં તેઓ લગભગ ઉત્તર હિંદુસ્તાનમાં ફેલાયા પણ ત્યારપછી તેઓ લગભગ હાલના તમામ હિંદુસ્તાનમાં ફેલાયા. આ સમય આસરે ઈ. સ. પૃ. ૧૫૦૦–૧૬૦૦ નો ધારવામાં આવે છે. તેમનો આ ફેલાવો પોતાનાં વિદ્યા, હુન્નર ને ઉદ્યોગને લીધે થયો હતો.

**ધર્મગ્રંથો**—જ્યારે પ્રજાની સામાજિક સ્થિતિ સારી હોય ત્યારે તેનું મન જુદી જુદી વિદ્યાના સંશોધન તરફ વળે એ નિયમ મુજબ આર્યોનું ધ્યાન આ વખતે તેમણે પોતાના ગ્રંથોને ટુંકાં સૂત્રોમાં ગોઠવ્યા. જેથી કરીને મોંએ કરવામાં બહુ શ્રમ પડે નહિ અને ધર્મગ્રંથો સચવાઇ રહે. આ ગ્રંથોને **સૂત્રગ્રંથો** કહે છે.

આવા ગ્રંથોમાં વૈદિક યજ્ઞનાં સૂત્રો શ્રૌતસૂત્રો, ધર્મસૂત્રો અને ગૃહસ્થાશ્રમી માટે ગૃહ્યસૂત્રો થયાં. આ સૂત્રોનું એકઠું નામ કલ્પસૂત્ર છે. એ સિવાય શિક્ષા, છંદ, વ્યાકરણ, નિરૂક્ત અને જ્યોતિષનાં સૂત્રો થયાં એ છને **વેદાંગ** કહે છે.

વળી આ સમયમાં ઉપનિષદ્‌ના વિચારો ઉપર પણ વધારે ઊંડા વિચારો થયા ને ગ્રંથો રચાયા, એમને ૭ **શાસ્ત્રગ્રંથો** કહે છે. આમાં કપિલનું **સાંખ્યશાસ્ત્ર**, પતંજલિનું **યોગશાસ્ત્ર**, ગૌતમનું **ન્યાયશાસ્ત્ર**. કણાદનું **વૈશેષિક**, ઉપરાંત **પૂર્વમીમાંસા** અને **ઉત્તરમીમાંસા**નો સમાવેશ થાય છે.

**સામાજિક સ્થિતિ**—અત્યારસુધી જાતિબંધન દૃઢ નહોતું પણ કર્મ ઉપરથી જાતિ નક્કી થતી તેને બદલે હવે તો બ્રાહ્મણને ત્યાં જન્મે તેજ બ્રાહ્મણ એ પ્રમાણેની **ચાર જાતિઓ** નક્કી થઇ. આશ્રમની

વ્યવસ્થા બરાબર રીતે ચાલતી હતી. આ જાતિઓ માટેના નિયમો પણ રચાયા તેને સ્મૃતિ કહે છે. આ સમય હિંદુસ્તાનની પૂર ચઢતીનો હતો. કારણ કે આ બધા ગ્રંથો રચનારા મહાન પુરૂષો હતા. આ ગ્રંથોમાં આર્ય સંસ્કૃતિ પૂરેપૂરી ખીલી નીકળી છે, પણ પાછળથી તેમાં કંઇ સુધારો થયો નહિ.

---

## પ્રકરણ ૮

### પ્રાચીન આર્ય રાજ્યો.

**ચાર મોટાં રાજ્યો**—આ સમયમાં એટલે લગભગ ઇ. સ. પૂ. સાતમા સૈકામાં ભારતવર્ષમાં ચાર મોટાં રાજ્યો હતાં. (૧) મગધનું રાજ્ય, એની રાજધાની રાજગૃહમાં હતી. (૨) વાયવ્ય તરફ કોશલનું રાજ્ય એની રાજધાની સાવત્થીમાં હતી. (૩) કોશલની દક્ષિણે વત્સોનું રાજ્ય. એની રાજધાની કૌશમ્બીમાં હતી અને (૪) અવન્તીનું હતું. એની રાજધાની ઉજ્જયિનીમાં હતી.

જો કે આ ચાર મોટાં રાજ્યો હતાં અને બીજાં કેટલાંક નાનાં પણ હતાં, છતાં આખા દેશમાં એક ચક્રવર્તી રાજ્ય નહોતું પણ ઘણાં નાનાં નાનાં રાજ્યો હતાં તેનો કારભાર **મહાજન** મારફતે ચાલતો અને ગામોમાં **ગ્રામ્ય પંચાયત** હતી.

**મગધનું રાજ્ય**—મહાભારતના સમયમાં અહીં જરાસંઘ નામે જબરો રાજા થઇ ગયો, તેને ભીમે શ્રીકૃષ્ણની મદદથી માર્યો હતો. ત્યાથી એ રાજ્યની ખ્યાતિ વધારે હતી. આ સમયમાં પણ બીજાં રાજ્યો કરતાં મગધનું રાજ્ય વધારે પ્રખ્યાત હતું. તે રાજ્ય **શિશુનાગ** નામના એક માણસે પોતાની બહાદુરીથી જીતી લીધું હતું. ઘણાં વર્ષો

સુધી એના વંશમાં રાજ્ય રહ્યું ત્યાર પછી જુદા જુદા પાંચ વંશ મગધની ગાદીએ આવ્યા, એ સમય દરમ્યાન રાજગૃહ અને પાટલીપુત્રમાં રાજગાદી હતી. આ રાજાઓએ બૌદ્ધ તથા જૈન ધર્મીઓને સારી મદદ આપી હતી.

શિશુનાગ વંશમાં **બિંબિસાર** નામે એક પ્રખ્યાત રાજા થઇ ગયો. એના વખતમાંજ બૌદ્ધધર્મનો ઉદય થયો. તેણે પોતે તે ધર્મ સ્વીકાર્યો ને ઉત્તેજન આપ્યું. પ્રજાની સ્થિતિ સુધારવા એણે સારો પ્રયત્ન કર્યો હતો. વળી એણે રાજ્યની કીર્તિ પણ વધારી હતી. એ ઈ. સ. પૂ. ૪૯૫ માં મરણ પામ્યો. તેને અજાતશત્રુ નામે પુત્ર હતો.

---

## પ્રકરણ ૯

## બૌદ્ધ અને જૈન ધર્મો

**બુદ્ધનું જીવન**—આ મહાન પુરૂષનું મૂળ નામ સિદ્ધાર્થ હતું. તેમનો જન્મ હિમાલયની તળેટીમાં શાક્ય લોકોના રાજા શુદ્ધોદનને ત્યાં કપિલવસ્તુમાં ઈ. સ. પૂ. ૫૫૭ માં થયો હતો. શુદ્ધોદન રાજાને બે પત્નીઓ હતી, તે બને બ્હેનો હતી. તેમાંથી માયા દેવીને પેટે બુદ્ધ ભગવાન જન્મ્યા. પણ થોડી મુદતમાં માતા ગુજરી જવાથી માસીએ ઉછેર્યા. પુત્રજન્મથી શુદ્ધોદન રાજાના હર્ષનો પાર રહ્યો નહિ, પણ જ્યારે જોષીઓએ ભવિષ્ય જોયું, ત્યારે કહ્યું કે આ પુત્ર કાંતો મોટો ચક્રવર્તી રાજા થશે કે જગતનું કલ્યાણ કરનાર મહાન ધર્મસ્થાપક થશે" રાજાના મનમાં રાજગાદીનો વારસ જન્મવાથી જે આનંદ થયો હતો, તેમાં એકાએક આવું સાંભળવાથી દીલગીરી થઈ પણ પોતે એવી ગોઠવણ કરી કે, તે ધર્મસ્થાપક ન થતાં ચક્રવર્તી રાજા થાય. આ માટે બુદ્ધને અત્યંત વિલાસમાં ઉછેરવા માંડયા.

જરા પણ દુઃખ કે શોક ઉત્પન્ન કરે એવી વસ્તુ તેમની નજરે ન ચઢે એવી ગોઠવણ કરી. તેમને એક વિશાળ બગીચાવાળી, જુદી જુદી ઋતુના જુદા જુદા મહેલોવાળી જગામાં રાખ્યા. અને ઈ. સ. પૂ. ૫૩૮ માં એટલે કે ૧૯ વર્ષની ઉમ્મરે તેમને યશોધરા નામની એક સુંદર અને ગુણવાન કન્યા સાથે પરણાવ્યા. કેટલીક મુદત પછી તેમને એક પુત્ર થયો. આ બધું જોઇને રાજાને ખાત્રી થઇ કે હવે સિદ્ધાર્થ ચક્રવર્તી રાજા થશે. આથી તેમના માટે જે કાળજી રાખવામાં આવતી તે કંઇક ઓછી થઇ.

એક વખતે તે પોતાના છન્ન નામના સારથીને લઇ બહાર ફરવા નીકળ્યા. ત્યાં તેમણે એક મડદું, એક રોગી, એક વૃદ્ધ અને એક સંન્યાસી એમ ચાર દેખાવો જોયા, ને તે દરેક સંબંધી તેમણે છન્નને પૂછી માહિતી મેળવી. આજસુધી એમણે કદી આવા દેખાવો જોયેલા નહિ; તેથી તેમના મન પર આથી ભારે અસર થઇ. તેમને લાગ્યું કે 'જગત દુઃખરૂપ છે.' મારે એ દુઃખમાંથી તમામ જગતને છોડવવાનો રસ્તો શોધવો જોઇએ. સિદ્ધાર્થેને મૂળથી ઊંડા વિચાર કરવાની ટેવ હોવાથી આ બાબત તેમણે ખૂબ વિચાર કર્યો, તેમ તેમ તેમના મન પર ખૂબ અસર થઇ. એક રાત્રે સ્ત્રી, પુત્ર, માતા પિતા તથા રાજ્ય વગેરે બધું છોડીને ચાલ્યા જવાનો નિશ્ચય કર્યો. આવો મહાન ત્યાગ કરતાં અનેક વિચારો આવે એ સ્વાભાવિક છે, તે મુજબ તેમના મનમાં ઘણા વિચારો આવ્યા પણ તે સર્વને દબાવી દઇ માત્ર જગતના કલ્યાણનો વિચાર કરી એક ઘોડા ઉપર બેસી છન્નને સાથે લઇ નીકળી પડ્યા. આગળ જઇને પછી પોતાનો રાજવંશી પોષાક તથા અલંકાર ને ઘોડો છન્નને આપી પાછો મોકલ્યો. ને સુંદર કેશ તલવારથી કાપી નાંખ્યા. પછી તે વખતના મનાતા

જુદા જુદા સાધકોની પાસે જઇને સાધના કરવા માંડી. પણ તેમને સંતોષ થયો નહિ. એક વખત તેમણે ઘણા ઉપવાસ કર્યા આથી તેમનું જ કડણુ તપ જોઇ તેમનાં સાથીઓ તેમના પર ખૂબ સ્નેહ રાખવા મંડ્યા. પણ જ્યારે તેમને ખાત્રી થઇ કે દેહદમન કર્યાથી પણ મારે જે જોઇએ છીએ તે મળતું નથી. એટલે તેમણે ઉપવાસ બંધ કર્યા. આથી સાધુઓ નિંદા કરવા લાગ્યા પણ સિદ્ધાર્થે તો પોતાનું કામ ચાલુ રાખ્યું. આખરે ગયામાં એક પીપળાના ઝાડ નીચે તે વિચાર કરતા બેઠા ત્યાં તેમને ખરૂં જ્ઞાન થયું. ને પરમ સુખનો માર્ગ જડયો. ઇ. સ. પૂ. પ૨૨.

આ જ્ઞાન એમણે બધાંને આપવા માંડયું. જો કે શરૂઆતમાં કેટલાક સામા થયા પણ આખરે એમની અત્યંત ક્ષમાથી હારી જઇ તેમનો બોધ ગ્રહણ કર્યો. આ વખતથી તે ‘બુદ્ધ’ એટલે ‘જાગેલા’ કહેવાયા ને તેમનો ધર્મ ‘બૌદ્ધધર્મ’ને નામે ઓળખાયો. આ સમયમાં યજ્ઞ વગેરે કર્મો ઘણાં થતાં ને તેમાં મોટી હિંસા થતી તે બધી બુદ્ધ બંધ કરાવી. ઘણા રાજાઓએ તેમનો ઉપદેશ ગ્રહણ કર્યો. આખરે તેમનાં માતા પિતા તથા સ્ત્રી પુત્ર પણ તેમાં જોડાયાં આમ ૪૫ વર્ષ સુધી ઉપદેશક રીતે ઇ. સ. પૂ. ૪૭૭માં તે નિર્વાણ પામ્યા.

**બૌદ્ધધર્મના સિદ્ધાન્તો ને તેની અસર**—બુદ્ધે ગયામાં ચાર તત્ત્વ શોધી કાઢયાં. (૧) જીવન દુઃખરૂપ છે. (૨) જીવનની ઇચ્છા એ જ દુઃખનું મૂળ છે. (૩) એ ઇચ્છાનો નાશ કરવાથી દુઃખનો નાશ થાય છે અને (૪) દુઃખ નાશ કરવાનો ઉત્તમ માર્ગ આઠ પ્રકારનો છે.

સત્ય ભક્તિ, સત્ય નિશ્ચય, સત્ય વાણી, સત્ય જીવન, સત્ય પ્રયત્ન, સત્ય વિચાર અને સત્ય ધ્યાન એ આઠ પ્રકારે દુઃખ નાશ પામે છે.

**બુદ્ધના ઉપદેશનો સારઃ**—કોઇને પણ ઇજા કરવી નહિ, દેહદમનથી ખરૂં સુખ મળતું નથી પણ કામનાઓના ત્યાગથી મળે છે

એજ મધ્યમ માર્ગ છે, એ માર્ગનો ઉપદેશ બુદ્ધે કર્યો હતો.

તેમના ઉપદેશથી શરૂઆતમાં પાંચ શિષ્યો થયા પછી તે સંખ્યા ૬૦ ની થઇ. એમને તેમણે જુદી જુદી જગાએ ઉપદેશ કરવા મોકલ્યા. બુદ્ધના મરણ પછી એ ધર્મ ઘણો ફેલાયો. હિંદુસ્તાનમાં એને ઘણા રાજાઓએ રાજ્યધર્મ બનાવી ઉત્તેજન આપ્યું, તેથી ફરીથી બ્રાહ્મણધર્મનો ઉદય થયો ત્યાં સુધી તે હિંદનો મુખ્ય ધર્મ રહ્યો. આજે જો કે હિંદુ-સ્તાનમાં એ ધર્મના અનુયાયી નથી પણ આખી પૃથ્વી પર એ ધર્મ માનનારાની સંખ્યા સૌથી વધારે છે.

**મહાવીરનું જીવન**:—એ પણ બુદ્ધના સમયમાંજ ઇ. સ. પૃ. ૫૯૯ માં જન્મ્યા હતા. એમનું મૂળ નામ વર્ધમાન હતું તે પણ ક્ષત્રિય રાજકુમાર હતા. ને વૈશાળી નગરીમાં રહેતા હતા. મહાવીરના સમય પહેલાં જૈનધર્મ ઘણા સમયથી ચાલતો હતો પણ તેને સ્થિર કરી પ્રચાર કરનાર એ હોવાથી તેમને જૈનધર્મના સ્થાપક કહેવામાં આવે છે.

નાનપણથીજ એમનામાં વૈરાગ્યવૃત્તિ હતી, તેથી સંસાર તરફ તેમનું મન હતું નહિ તો પણ માતાપિતાને રાજી રાખવાની ખાતર યશોદા નામની સ્ત્રી સાથે લગ્ન કર્યું. એથી એમને પ્રિયદર્શના નામે સદ્ગુણી કન્યા થઇ. એ ત્રીસ વરસના થયા ત્યારે એમનાં માતાપિતા ગુજરી જવાથી એમણે સંસાર તજ્યો અને જૈનધર્મમાં દાખલ થઇ ઉત્કટ તપ કર્યું. પછી જુના જૈનધર્મમાં સુધારો કર્યો અને પાર્શ્વનાથ સંપ્રદાય તે જૈનધર્મના નામથી ફેલાવ્યો. એમના ધર્મનું મુખ્ય સુત્ર 'અહિંસા' છે. તેને માટે દેહદમન કરવાનો ઉપદેશ આપ્યો. તેમણે ૩૨ વરસ સુધી ઉપદેશ કરી પટણા જીલ્લાના પાવા ગામમાં ઇ. સ. પૃ. ૫૨૭ માં વિદેહ થયા. એમના મરણ સમયે એમના અનુયાયી પાંચ લાખ હતા.

**બૌદ્ધ-જૈન-હિંદુ-ધર્મની સરખામણી**—બૌદ્ધ અને જૈન બંને ધર્મોના સ્થાપકો ક્ષત્રિય હતા. બંનેનો પ્રથમ ઉપદેશ મગધમાં થયો હતો. બંનેમાં સાધુઓથી ધર્મપ્રચાર થાય છે, બંને વેદોનો અનાદર કરે છે અને અહિંસા એ બંનેનો મુખ્ય સિદ્ધાંત છે પણ બંને ધર્મના શાસ્ત્રો અને આચાર વિચાર જુદા જુદા છે. બૌદ્ધો મધ્યમ માર્ગને અનુસરે છે ત્યારે જૈનો દેહકષ્ટ મુખ્ય ગણે છે.

કર્મનાં બંધનથીજ માણસ સંસારમાં બંધાય છે અને તેના નાશથી મોક્ષ થાય છે, સદ્‌વર્તન અને જ્ઞાન એ મોક્ષનાં સાધન છે. ને દેહદમનથી ચારિત્ર્યશુદ્ધિ થાય છે. આ બાબતોમાં હિંદુ અને જૈનધર્મ મળતા આવે છે.

**બૌદ્ધ અને જૈન ધર્મ સંબંધીના કેટલાક ખાસ શબ્દો:-**

**દિગંબર**—મહાવીરના મરણ પછી જૈન ધર્મના બે વિભાગ પડ્યા. તેમાં મૂળના વિચારોને વળગી રહેનારો પંથ. એમની મૂર્તિઓને વસ્ત્ર પહેરાવતા નથી.

**શ્વેતાંબર**—મહાવીરના વિચારોમાં ફેરફાર કરીને માનેલો જૈન ધર્મનો વિભાગ. એમની મૂર્તિઓને સફેદ વસ્ત્ર પહેરાવે છે.

**તીર્થંકર**—જૈનધર્મના સ્થાપકોને તેઓ તીર્થંકર કહે છે. એવા બધા મળીને ૨૪ થઇ ગયા. આદિતીર્થંકર આદિશ્વર ભગવાન અને છેલ્લાં મહાવીર સ્વામી ગણાય છે. જૈન મંદિરોમાં એમની મૂર્તિઓ હોય છે.

**નિર્વાણ**—એટલે મોક્ષ એ બૌદ્ધધર્મની માન્યતા છે. જ્યારે બધાં પાપ અને ઇચ્છાઓનો નાશ થાય અને તેને લીધે આત્મા પાપથી મુક્ત અને શુદ્ધ થાય ત્યારની સ્થિતિને નિર્વાણ કહે છે.

**હીનયાન**—બૌદ્ધ ધર્મનો એક પંથ. જેમાં બુદ્ધના અસલ ઉપદેશ પ્રમાણેજ ચાલનારા લોકો હોય છે. તેમના ધર્મગ્રંથો પાલી કે માગધી ભાષામાં લખેલા છે.

**મહાયાન**—બૌદ્ધધર્મનો એક મોટો પંથ. તેમાં તેમણે મૂળ ઉપદેશમાં થોડો ફેરફાર કર્યો છે. તેમાં મૂર્તિપૂજા અને પ્રાર્થના દાખલ થયેલી છે. એમના ધર્મગ્રંથો સંસ્કૃત ભાષામાં લખાયેલા છે.

**જાતકો**—બુદ્ધના પૂર્વજન્મોની હકીકત બતાવનારાં ધર્મ પુસ્તકો. એ તાડપત્રો ઉપર લખેલાં છે. એમાં બધા મળીને ૫૫૦ અવતારોની વાતો આપેલી છે.

**સ્તંભો**—બૌદ્ધ ધર્મના ફેલાવા માટે મહાન અશોક રાજાએ તે ધર્મનાં વચનો જે પત્થરો પર કોતરાવીને પોતાના રાજ્યમાં મૂકાવ્યા હતા તેવા પત્થરના થાંભલાને સ્તંભો કહે છે. એવો એક સ્તંભ અલ્લાહાબાદમાં છે.

**દેવડીઓ**—બુદ્ધના મડદાને અગ્નિસંસ્કાર કર્યા પછી તેની રાખ તથા હાડકાં વગેરે જે રહ્યું હતું, તેમના પર બંધાવેલી નાની દેવડીઓ તેની આસપાસ સુંદર કોતરણીવાળા પત્થરના કઠેરા અને દરવાજા હોય છે.

**ચૈત્યો**—મોટા પર્વતોમાંથી કોતરી કાઢેલાં સભાગૃહોને ચૈત્યો કહે છે. આવાં ચૈત્યો હાલ મુંબઇની પાસે અજન્તામાં અને કાર્લાની ગુફામાં છે.

**વિહારો**—બૌદ્ધ મઠોને વિહારો કહે છે. મગધમાં તેમની સંખ્યા એટલી બધી થઇ ગઇ કે તેથી તેનું નામ વિહાર–બિહાર પડયું. એમાં ભીંતો ઉપર સુંદર ચિત્રો હોય છે અને સાધુઓને એકાંતમાં ધ્યાન કરવાનાં ભોંયરાં હોય છે.

**બૌદ્ધ અને જૈન ધર્મોની થએલી અસર**—જો કે હાલ ભરતખંડમાં બૌદ્ધ ધર્મ નથી અને જૈન ધર્મ બ્રાહ્મણ ધર્મ કરતાં થોડો છે, છતાં તે બંનેના વિચારોની ઘણી અસર બ્રાહ્મણ ધર્મ ઉપર છે. પહેલાં જે હિંસાવાળા યજ્ઞો થતા તે આ ધર્મોની અસરથી બંધ

થયા. અને એમના મુખ્ય સિદ્ધાંત **અહિંસાએ** એટલી બધી અસર કરી છે કે ગુજરાત જેવા કેટલાક ભાગમાં હિંદુઓ પણ જૈનોના જેટલાજ એ સિદ્ધાંતમાં માનતા થઇ ગયા છે.

મૂર્તિપૂજા તથા ધર્મપ્રચાર એ બે બાબતો આ ધર્મો પરથીજ બ્રાહ્મણ ધર્મમાં દાખલ થયેલી જણાય છે.

આ બંને ધર્મોના અનુયાયીઓએ પોતાનાં દેવળોમાં સુંદર કોતરણી કરાવી તેથી શિલ્પકળાને ઉત્તેજન મળ્યું છે. આ પ્રમાણે એક બીજા પર અસર થયેલી હોવાથી જૈનો કે બુદ્ધોને હિંદુઓ પોતાનાથી જુદા માનતા નથી પણ હિંદુજ માને છે.

---

## પ્રકરણ ૧૦

### મગધનું મહારાજ્ય

**નંદ વંશ**—શિશુનાગ વંશના રાજા બિંબિસારના મરણ પછી તેનો પુત્ર અજાતશત્રુ ઈ. સ. પૂ. ૪૯૫માં ગાદીએ આવ્યો. એણે રાજ્યની હદ વધારી અને પાટલીપુત્રના ફરતો કોટ બંધાવ્યો. એના પછી એ વંશના બીજા ચાર રાજાઓએ ઇ. સ. પૂ. ૩૭૦ સુધી રાજ્ય કર્યું.

**નંદ વંશના** કુલ નવરાજાઓ પાટલીપુત્રની ગાદીએ થયા. તેમણે લગભગ ૫૦ વર્ષ રાજ્ય કર્યું. તેઓ લોભી હતાં અને પ્રજાને દુઃખી રાખીને પણ દરેક રાજાએ દ્રવ્યથી એક એક ભંડાર ભર્યો હતો. અંતે મહાન સિંકદરની ચડાઈ પછી ઇ. સ. પૂ. ૩૨૦માં નવમા નંદના અનૌરસ પુત્ર ચંદ્રગુપ્તે પોતાના પ્રધાન અને ગુરૂ ચાણાક્યની મદદથી તે રાજ્ય જીતી લીધું. તેનો વંશ તેની મા મુરાના નામ પરથી મૌર્ય વંશ કહેવાયો.

**મહાન સિકંદરની ચડાઈ**—જ્યારે ઈ. સ. પૂ. છઠ્ઠા સૈકામાં મગ-

ધનું રાજ્ય પૂર ચઢતીમાં હતું, ત્યારે ઈરાનના રાજા **દરાયસે** પોતાના રાજ્યની હદ ઘણી વધારી હતી. તેણે પંજાબનો પણ કેટલોક ભાગ જીત્યો હતો. એક વખત હિંદિ સૈનિકો ઇરાનના રાજાની સેનામાં ગ્રીકો સામે લઢયા હતા.

ગ્રીસનો મહાન રાજા એલેકઝાંડર જે સિકંદરના નામથી જાણીતો છે તે ગાદીએ બેઠો કે તરતજ આખી દુનિયા જીતવાનો મનોરથ કર્યો. ૨૦ વર્ષની ઉમ્મરમાં એક મોટું સૈન્ય લઈ વિજય-યાત્રા કરવાને નીકળી પડ્યો. તેણે ઈ. સ. પૂ. ૩૩૦માં ઈરાન જીત્યું ને ત્યાં આવતાં તેને હિંદ સંબંધી સઘળી માહિતી મળી. એથી તેણે ચઢાઇ કરી.

આ સમયમાં ઉત્તર હિંદમાં જુદાં જુદાં ઘણાં રાજ્યો હતાં, તે બધાં વચ્ચે કોઈ જાતનો સંપ નહોતો. માત્ર મગધનું રાજ્ય મોટું હતું પણ તેનો રાજા નંદ લોભી અને ક્રુર હતો

સિકંદર ઇ. સ. પૂ. ૩૨૭માં હિંદમાં આવી પહોંચ્યો. ને પોતાનું લશ્કર લઈ સિંધુ નદી ઓળંગી **તક્ષશિલા** પહોંચ્યો. આ સમયમાં એ શહેર વિદ્યા અને કળાનું મોટું ધામ હતું. ત્યાંની વિદ્યાપીઠમાં આખા જગતના વિદ્યાર્થીઓ શિક્ષણ લેવા આવતા. ઉપરાંત તેની બાંધણી પણ એવી હતી કે તેને એકદમ જીતી શકાય નહીં છતાં ત્યાં તો રાજા બાયલો હોવાથી સિકંદરને શરણે ગયો અને એજ મુજબ પંજાબના બીજા રાજાઓ પણ તાબે થયા.

આ સમયમાં પંજાબના મધ્ય ભાગમાં જેલમ નદી પાસે **પોરસ** નામે એક બહાદૂર રાજા રાજ્ય કરતો હતો. તેણે સિકંદરની ચઢાઈની વાત સાંભળી ને તેને પાછો વાળવાનો નિશ્ચય કર્યો. જો કે તેને બીજા કોઇની મદદ નહોતી છતાં તેણે જેલમનદી આગળ સિકંદરની સેનાને

અટકાવીને પોતે લઢવાને તૈયાર છે એમ જણાવ્યું. સમય ચોમાસાનો હોવાથી જેલમ નદી બે કાંઠે ભરપૂર હતી ને રાત અંધારી હતી, તેથી પૌરસે ધાર્યું કે સિંકદર રાત્રે આગળ વધશે નહિ પણ આ અડચણોથી ન ગભરાતાં તે રાત્રે જ જેલમ નદી ઉતરી ગયો ને લશ્કરને વ્યુહ-રચનામાં ગોઠવ્યું. પૌરસે સેનાને મોખરે હાથી રાખ્યા હતા. તે ગભરાયા ને નાઠા, તેમજ પૌરસ પણ અંતે કેદ પકડાયો. કેદી પૌરસને જ્યારે સિકંદર પાસે લઇ ગયા ત્યારે તેને તેણે પૂછ્યું, કે મારે તમારી સાથે કેવી રીતે વર્તવું; ત્યારે તેણે જવાબ આપ્યો કે " એક રાજા તરીકે " આ જવાબથી ખુશ થઇ સિકંદરે આથી કંઇ વધારે નહિ જોઇએ? એમ પૂછ્યું, ત્યારે તેણે જવાબ આપ્યો રાજા શબ્દમાં બધું આવી જાય છે. આથી એ ઉદાર દીલનો મહાન પુરૂષ થયો ને પૌરસને તેનું રાજ્ય પાછું આપ્યું, ને તક્ષશિલાના રાજા સાથે મૈત્રી કરાવી.

તક્ષશિલામાં સિકંદરને ચંદ્રગુપ્ત મળ્યો હતો ત્યારે તેને મગધનું રાજ્ય જીતી લેવા વિનંતી કરી હતી તેથી સિકંદર રાવી નદી ઓળંગી આગળ વધ્યો ને પાટલીપુત્ર તરફ ગયો, પણ સૈનિકો સ્વદેશથી ઘણા વખતથી દૂર આવેલા હોવાથી પાછા જવાને ઘણા આતુર હતા, આથી તે પાછો ફર્યો ને ઇ. સ. પૂ. ૩૨૪ માં ઇરાન પહોંચ્યો ને ત્યાંથી આગળ જતાં બેબીલોન શહેરમાં ઇ. સ. પૃ. ૩૨૩ માં મરણ પામ્યો.

**સિકંદરની ચઢાઇની અસર**—સિકંદરની સ્વારીથી પૂર્વ અને પશ્ચિમ વચ્ચેનો માર્ગ ખુલ્લો થયો. ગ્રીક અને ભારતની સંસ્કૃતિનો વિનિમય ( અદલો બદલો ) થયો, આથી બંને દેશોની ભાષા, સાહિત્ય અને કળા ઉપર ઘણી અસર થઇ પરિણામે બંને દેશોને લાભ થયો.

આર્યાવર્તના રાજાઓને ઐક્યની કિંમત સમજાઇ, આથી આગળ જતાં ચંદ્રગુપ્તે ઉત્તર હિંદમાં સામ્રાજ્યની સ્થાપના કરી.

## મૌર્યવંશ. ઈ. સ. પૂ. ૩૨૧–૧૮૩.

**ચંદ્રગુપ્ત** ( ઈ. સ. પૂ. ૩૨૦–૨૯૮ )–મગધના નવમા નંદ રાજા મહાપદ્મનો દાસીપુત્ર હોવાથી ચંદ્રગુપ્તને નાનપણમાં જ પંજાબ તરફ દેશનિકાલ કર્યો. પણ ત્યાં તે બુદ્ધિમાન બ્રાહ્મણ ચાણાક્યના હાથની એ કેળવણી લઈને વધારે લાયક થયો. મોટા થતાં એણે મગધનું રાજ્ય મેળવ્યું. એણે સિકંદરના મરણ પછી સિંધુનદીની આસપાસ આવેલા સિકંદરના સરદારોને હરાવ્યા. ને બીજા સબળા દુશ્મનોને દાબી દીધા. એણે એ પોતાની બહાદુરી અને ચાણાક્યની બુદ્ધિથી ભારતવર્ષમાં સૌથી પહેલું સામ્રાજ્ય સ્થાપ્યું, એથી એ ભારતખંડનો પહેલો સમ્રાટ કહેવાયો.

**મેગેસ્થિનીસ**—સિકંદરના મરણ પછી પંજાબ તરફનો કેટલોક ભાગ તેના એક સરદાર સેલ્યુકસના હાથમાં હતો. તેણે મગધ ઉપર ચઢાઈ કરી પણ ચંદ્રગુપ્તે તેને સખત હરાવ્યો; આથી ઈ. સ. પૂ. ૩૦૩ માં તેણે સલાહ કરી પોતાની પુત્રી પરણાવી અને મેગેસ્થિનીસ નામે એલચીને ચંદ્રગુપ્તના દરબારમાં મૂક્યો. એ ઘણાં વર્ષ ચંદ્રગુપ્તના દરબારમાં રહેલો હોવાથી તે સમયની સ્થિતીનું તેણે એક પુસ્તક લખ્યું હતું. તે પરથી ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા અને સમાજસ્થિતિની હકીકત મળે છે.

**મેગેસ્થિનીસે વર્ણવેલી સમાજની સ્થિતિ**—મેગેસ્થિનીસ લખે છે કે "હિંદુલોકો શાન્ત, માયાળુ ને નમ્ર સ્વભાવના હતા. તેમનું જીવન સાદું, પવિત્ર, સુખી અને સુધરેલું હતું. તેઓ સાચું બોલના અને કરકસરથી રહેતા. ચોરી કે વિશ્વાસઘાત નહોતાં. લોકો બારણે તાળાં વાસતા નહિ. તેમ કોઈ જુઠી સાક્ષી પૂરતું નહિ. લોકોના સાત વર્ગ હતા તેમાં બ્રાહ્મણને સૌથી વધારે માન મળતું, એથી ઉતરતું યોદ્ધાઓ તથા

ખેડૂતોને મળતું. સ્ત્રીઓને ઘણું માન મળતું. તેઓ પરદેશીને પણ ગુલામ બનાવતા નહિ. તેમને ઘરેણાં પહેરવાં બહુ ગમે છે, અને ઝીણી મલમલ ઉપર બુટા ભરેલાં અંગરખાં પણ પહેરે છે. "

શાંતિના વખતમાં આર્યોએ ખીલવેલી વિદ્યા હુન્નર કળામાં વધારો થતો ગયો. ચાણાક્યે લખેલું "કૌટિલ્યનું અર્થશાસ્ત્ર" દુનિયામાં મહાન પુસ્તકોમાં ગણાય છે.

ઠેકાણે ઠેકાણે નહેરો અને તળાવો ખોદાવ્યાં હતાં, દેશમાં સોનું, ચાંદી, તાંબુ અને લોઢાની મોટી ખાણો હતી. તેમાંથી જુદી જુદી જાતનાં વાસણો અને સુંદર ચીજો બનતી. રસ્તા સારી સ્થિતિમાં હતા, તેની બંને બાજુએ ઝાડો રોપેલાં હતાં. તેમજ થોડે થોડે અંતરે આરામ લેવાની જગાઓ ને પાણીનાં સ્થળો હતાં, તેથી મુસાફરી સગવડ ભરેલી થતી.

ગંગા અને જમના નદી મારફતે જળમાર્ગે વેપાર ચાલતો. વેપારીઓ ઘણા સાહસિક હતા અને દુનિયાના બીજા ઘણા દેશો સાથે વેપાર ચલાવતા. આખા ભરતખંડમાં જમીન માર્ગે પણ જુદાં જુદાં શહેરો વચ્ચે વેપાર ચાલતો. તે વખતે કાશી, ઉજ્જયની, અને તક્ષશિલા એ ત્રણ વિદ્યાનાં મોટાં ધામ હતાં. રાજ્યવ્યવસ્થા સારી હોવાથી તમામ પ્રજા સંપૂર્ણ જાહોજલાલીમાં હતી.

**ચંદ્રગુપ્તની રાજ્યવ્યવસ્થા**—ચંદ્રગુપ્તે પોતાના રાજ્યના જુદા જુદા પ્રાંતો પાડયા હતા અને તે દરેક ઉપર એક એક સુબો મૂકયો હતો, રાજ્યમાં કેટલાંક શહેરોને કિલ્લા બંધાવ્યા હતા. હાથીનું, ઘોડાનું ને પાયદળ એમ એનું લશ્કર જુદી જુદી જાતનું હતું. પ્રજાને સારી રીતે ન્યાય મળે માટે તે સારી કાળજી રાખતો ને જો કોઈ જુઠી સાક્ષી કરનાર કે જુઠી ફરિયાદ કરનાર મળી આવે તો તેને તે ઘણી સખત

શિક્ષા કરતો. રાજધાની પાટલીપુત્ર ૯ માઈલ લાંબુ અને ૨ માઈલ પહોળુ હતું. તેની આસપાસ લાકડાનો મોટો કોટ હતો તેને ૬૪ દરવાજા હતા ને ૫૦૦ મીનારા હતા. એ કોટની આસપાસ પાણીની ભરેલી ઉંડી ખાઈ હતી, રાજ્યધાનીની વ્યવસ્થા માટે ત્રીસ માણસની એક મંડળી નીમી હતી તેને જુદાં જુદાં ૭ ખાતાંમાં વહેંચી નાખી હતી. તે દરેક ખાતું. પોતાનું કામ બરાબર ચલાવતું. (૧) વેપાર અને કલાને ઉત્તેજન આપનાર ખાતું, (૨) સરભરા ખાતું (૩) જન્મ મરણની નોંધનું ખાતું (૪) વાણિજ્ય ખાતું જે વેપાર ઉપર દેખરેખ રાખી કર વગેરે ઉઘરાવવાનું કામ કરતું. (૫) કારખાનાની દેખરેખનું ખાતું (૬) જકાત ખાતું. આ મંડળી દુકાળ નિવારણનું અને શહેર સુધારાનું કામ પણ કરતી. આ પ્રમાણે અફગાનિસ્થાનથી નર્મદા સુધી એણે સુંદર વ્યવસ્થા રાખી ૨૪ વર્ષ રાજ્ય કર્યું હતું.

**બિંદુસાર**—(ઇ. સ. પૂ. ૨૯૮ થી ૨૭૩) ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર બિંદુસાર ગાદીએ આવ્યો. તેણે પિતાએ આપેલા રાજ્યમાં વધારો કર્યો ને સારી વ્યવસ્થા રાખી. એનું ઉપનામ 'અમિત્રઘાત' હતું. તેથી પણ તે પરાક્રમી હતો એમ જણાય છે.

## અશોક. (ઇ. સ. પૂ. ૨૭૨–૩૩૨)

દુનિયામાં જે થોડા મહાન રાજાઓ થઈ ગયા છે, તેમાં અશોક ગણાય છે. જો કે તેના રાજ્યની હદ ઘણે દૂર સુધી ફેલાઇ હતી, છતાં તે બાબતમાં તે પ્રખ્યાત નથી પણ એક **મહાન ધર્મ સમ્રાટ્** તરીકે એ મશહૂર છે.

એમના પિતાનો સૌથી મોટો પુત્ર એ નહોતો. એટલે ગાદીનો હકદાર ન ગણાય, પણ સુબા તરીકે ઉજ્જનમાં અને તક્ષશિલામાં એણે સારી નામના મેળવેલી હોવાથી પિતાના મરણ પછી ત્રણ વર્ષે

એનો રાજ્યાભિષેક થયો. કેટલાક ઇતિહાસકારો ધારે છે કે આ ત્રણ વર્ષ દરમ્યાન એને કોઇ મોટા રાજ્યદ્રોહી સાથે લઢવું પડયું હશે.

રાજ્યગાદી મેળવ્યા પછી શરૂઆતમાં એણે ભોગવિલાસમાં અને ચાણુાક્યનીતિ પ્રમાણે રાજ્ય ચલાવવામાં કેટલોક સમય ગાળ્યો. અને આખા રાજ્યમાં વ્યવસ્થા અને શાંતિની સ્થાપના કરી.

આ વખતે આખા ભરતખંડમાં માત્ર કલિંગ દેશ સ્વતંત્ર હતો. તેની સ્વતંત્રતા અશોકને ' સોનાની થાળીમાં લોઢાની મેખ 'ની માફક ખૂચી, આથી એણે મોટા લશ્કર સાથે એ દેશ ઉપર ચઢાઇ કરી કલિંગવાસીઓ આખરે કેસરીયાં કરીને લઢયા પણ નમ્યા નહિ. અને લઢાઇને અંતે જ્યારે અશોકે તેમની રાજ્યધાનીમાં પ્રવેશ કર્યો ત્યારે ત્યાંનો દેખાવ જોઈ અશોકનું હૃદય દુઃખથી વલોવાઇ ગયું ને લઢાઈથીજ આ બધી ખરાબી થઇ માટે આજથી **લઢાઇ બંધ કરવી** એવો નિશ્ચય કર્યો. અને લોકોના **હૃદયના સમ્રાટ** તરીકે નામના મેળવી.

**બૌદ્ધ ધર્મનો સ્વીકાર અને મદદ**—શરૂઆતમાં અશોક કોઈ સાધુ કે પવિત્ર બ્રાહ્મણને જોઇ તેને ત્રાસ આપતો પણ તે વખતના મોટા બૌદ્ધ સાધુ ઉપગુપ્ત ત્યાં આવી ચઢયા, તેમના ઉપદેશથી તેણે બૌદ્ધધર્મ ગ્રહણ કર્યો અને તેના મુખ્ય સિદ્ધાંત ' અહિંસા પરમો ધર્મ ' પ્રમાણે ચાલ્યો. પછી તેમની સાથે તેણે ઇ. સ. પૂ. ૨૪૯ માં પવિત્ર બૌદ્ધ તીર્થોની યાત્રા શરૂ કરી અને દરેક જગાએ પુષ્કળ દાંન ધર્મ કરી યાત્રાને અંતે પોતે **પ્રિયદર્શી** એવું સાધુનું નામ ધારણ કરી પોતાનો બધો વ્યવહાર પણ સાધુ જેવોજ રાખ્યો.

એણે બૌદ્ધ ધર્મના પ્રચાર માટે (૧) ઉપગુપ્તની દેખરેખ નીચે તમામ બૌદ્ધ સાધુઓની પરિષદ્ ભરી બુદ્ધ ભગવાનનાં વચનોનો સંગ્રહ કરાવ્યો (૨) પોતાના રાજ્યમાં એ ધર્મના પ્રચાર માટે એક

જુદું ખાતું ઉઘાડયું. (૩) બૌદ્ધ ધર્મના નિયમો કોતરાવી પોતાના રાજ્યમાં ઠામ ઠામ સ્તંભો મૂકાવ્યા (૪) આખી દુનિયામાં બૌદ્ધ ધર્મના ઉપદેશકો મોકલ્યા જેથી આજે પણ આખી દુનિયામાં બૌદ્ધ ધર્મીઓની સંખ્યા સૌથી વધારે છે.

તેણે પોતાના પુત્ર તથા પુત્રીને પણ સાધુ સાધ્વી બનાવીને ધર્મોપદેશ કરવા મોકલ્યાં હતાં.

**અશોકના સુધારા**–એણે મોટી મોટી શિલાઓ ઉપર નીતિનાં વચનો કોતરાવી તે પ્રમાણે લોકો ચાલે છે કે નહિ તેની તપાસ રાખવા મોટા અધિકારીઓ રાખ્યા. (૫) રાજ્યમાં ઠેકાણે ઠેકાણે રસ્તા, ધર્મશાળાઓ કુવા, વાવ, દવાખાનાં, વગેરે કરાવ્યાં ને રસ્તા ઉપર ઝાડો રોપાવ્યાં. રાજ્યમાં જે ઓછી સુધરેલી જાતો હતી તેમના તરફ દયા ભાવથી વર્તવાની અધિકારીઓને આજ્ઞા કરી. ઢોરો માટે પણ દવાખાનાં બંધાવ્યાં. આ પ્રમાણે સુખ અને શાંતિ હોવાથી પ્રજા ઘણી આબાદ થઈ અને તેથીજ **અશોક ધર્મ સમ્રાટ** કહેવાયો. **અશોકના શિલાલેખો**–એના શિલાલેખો એના વિશાળ રાજ્યમાં જુદી જુદી જગાએ માલુમ પડે છે, એથી જણાય છે કે એનો રાજ્ય વિસ્તાર કાબુલથી પૂર્વમાં બંગાળા સુધી અને દક્ષિણમાં છેક આંધ્ર રાજ્ય સુધી ફેલાયેલું હતું (૨) આ લેખો તે વખતની લોકભાષાના સાધારણ લિપિમાં લખાયેલી છે. (૩) આ લેખો આઠ પ્રકારના છે. (૪) આ લેખોમાંથી કેટલાક પર્વતોના પત્થરો પર, કેટલાક સ્તંભ ઉપર, કેટલાક સૂત્રોમાં અને કેટલાક પર્વતોની ગુફામાં કોતરાવેલા છે (૫) આમાંનાં કેટલાંક વચનો પરથી અશોકના મહાન ગુણો તથા ઉદાર હૃદયની ખાત્રી થાય છે. (૬) તે વખતની નીતિ, કેળવણી અને લોકસ્થિતિનો ખ્યાલ આવે છે.

અશોકના લેખો હાલ (૧) કાઠિઆવાડમાં ગિરનારની તળેટીમાં

(૨) પેશાવરમાં (૩) પંજાબમાં હજીરા જીલ્લામાં (૪) હિમાલયની તળે ટીમાં મસુરીની નજીકમાં (૫) થાણા જીલ્લામાં (૬) ઓરીસામાં (૭) મદ્રાસ ઇલાકામાં ગંજા જીલ્લામાં અને (૮) મૈસુરમાં જણાય છે. એના ઉભા કરેલા સ્તંભોમાંથી હાલ અલ્લાહાબાદમાં અને દિલ્હીમાં પણ છે

**ઉપસંહાર:**—એને બે રાણીઓ હતી એમાં એક ધર્મનિષ્ટ અને ઉદાર હતી અને બીજી દુષ્ટ હતી તેને તેણે મારી નંખાવી હતી આ મહાન રાજા વિદ્વાન, ધર્માત્મા અને પરાક્રમી હતો. તેણે ધર્મ, ન્યાય, સમાનતા અને અહિંસાથી રાજ્ય ચલાવ્યું છે, જો કે તેને બૌદ્ધ ધર્મ માટે આટલું બધું માન હતું અને તેના પ્રચાર માટે ખૂબ મહેનત લીધી છતાં બીજા ધર્મવાળા ઉપર જુલમ કર્યો નથી, પ્રજાના સુખ માટે એને ઘણી લાગણી હતી એ ઘણો વખત કામ કરતો છતાં જણાવે છે કે, મને આટલા કામથી સંતોષ થતો નથી. પ્રજાના ભલા માટે રાજાએ સતત કામ કરવું જોઇએ. લોકો માટેની લાગણી અને નીતિ પ્રત્યેની પ્રીતિ એમના શિલાલેખોમાંના વચનોથી સ્પષ્ટ જણાય છે. આમ પ્રજાને સુખી કરવાનો સતત પ્રયત્ન, સમાનભાવ, ન્યાયીપણું, વગેરે ગુણોથી તે દુનિયામાં **ધર્મસમ્રાટ્** તરીકે જાણીતો થયો છે. તે ઈ. સ. પૂ. ૨૩૨માં મરણ પામ્યો

**મૌર્ય વંશનો અંત**–અશોક પછી એના બે પૌત્રોએ રાજ્યમાં ભાગ પાડી પૂર્વે અને પશ્ચિમમાં પોતાની રાજ્યગાદી સ્થાપી ત્યાર પછી બીજા પાંચ રાજાઓ થયા. છેલ્લા રાજા બૃહદ્રથને એના સેનાપતિ **પુષ્પમિત્રે** મારી ગાદી લઇ લીધી. ને ઈ. સ. પૂ. ૧૮૩ માં મૌર્ય વંશનો અંત આવ્યો.

**આ વંશના રાજાઓએ પરદેશના રાજાઓ સાથે સંબંધ રાખ્યો. ઉત્તમ રાજ્ય પદ્ધતિથી રાજ્ય ચલાવ્યું ને ચક્રવર્તી રાજ્ય સ્થાપ્યું.**

## મગધનો અંત.

**શુંગવંશ** ( ઈ. સ. પૂ. ૧૮૨–૭૨ )–પુષ્પમિત્રનો વંશ શુંગવંશ કહેવાયો. એમાં કુલ ૧૦ રાજાઓ થઈ ગયા. પુષ્પમિત્રે મગધપર આવેલી બે મોટી ચઢાઈઓ પાછી વાળી હતી. તે બ્રાહ્મણધર્મી હતો અને તેણે એક અશ્વમેધ યજ્ઞ પણ કર્યો હતો ને બૌદ્ધ વિહારો તોડાવી નાખ્યા હતા. તે વંશના છેલ્લા રાજા દેવભૂતિને તેના પ્રધાને ઉઠાડી મૂકી ગાદી લઈ લીધી.

**કણ્વવંશ** ( ઈ. સ. પૂ. ૭૨–૨૭ ) આ વંશના કુલ ચાર રજાઓ થઈ ગયા તેમણે ૪૫ વર્ષ રાજ્ય કર્યું છેલ્લા રાજાએ આંધ્રરાજાએ મારી નાખી મગધ કબજે કર્યું.

**આંધ્રરાજ્ય**—આ રાજ્ય દક્ષિણમાં ગોદાવરી અને કૃષ્ણાનદીના વચ્ચેના પ્રદેશમાં હતું. અશોકના વખતમાં તે મગધના તાબે હતું પણ પાછળથી સ્વતંત્ર થયું. અને આગળ જતાં તે રાજ્ય બળવાન થયું તેના એક રાજાને ઈ. સ. પૂ. ૨૭ માં કણ્વ વંશના રાજાને મારી મગધનું રાજ્ય જીતી લીધું પણ તેમણે મગધદેશમાં રાજ્યગાદી રાખ્યાની ખાત્રી નથી. આ પ્રમાણે મગધના મહારાજ્યનો અંત આવ્યો

---

# પ્રકરણ ૧૧ મું.

## પરદેશી રાજ્યો.

**બેકટ્રીઆનું રાજ્ય**—આ પ્રદેશ હિંદુ કુશની ઉત્તરે આવેલો છે. તેમાં સિકંદરના સેનાપતિ સેલ્યુક રાજાના વંશજો રાજ્ય કરતા હતા. ત્યાંના એક રાજાએ સિંધ અને પંજાબ પ્રાંત જીતી લીધા હતા. એ રાજ્યના ભાગ પડી ગયા પછી ત્યાંનો એક રાજા કાબુલમાં રાજ્ય કરતો હતો. કાબુલના રાજાઓમાંના એક મગધના રાજ્ય પર પુષ્પ-

મિત્રના વખતમાં ચઢાઈ કરી હતી પણ તેને હારીને પાછા જવું પડયું હતું.

**શક રાજ્યો**—આ લોકો પણ મધ્ય એશિયાના વતની હતા, તેઓ ટોળાંબંધ હિંદુસ્તાન તરફ આવતા. તેમાંના કેટલાકે બેકટ્રીઆનું રાજ્ય જીતીને પોતાનું નવું રાજ્ય સ્થાપ્યું હતું. એના જુદા જુદા વિભાગ પડી ગયા હતા, એ રાજ્યની શાખાઓ તક્ષશિલા, મથુરા અને કાઠિઆવાડમાં હતી. આ રાજાઓમાંના ઘણાખરા બૌદ્ધ ધર્મી હતા. આ લોકોને છેવટે ગુપ્ત વંશના ચંદ્રગુપ્ત વિક્રમાદિત્યે હાંકી કાઢયા,

**કુશાન રાજ્ય**—આ જાતિ યુએચી લોકોની એક શાખા હતી. આ લોકો પણ મધ્ય એશિયાના વતની હતા. તેમણે અફગાનિસ્તાનમાં પેસીને શક લોકોને ત્યાંથી હાંકી કાઢયા. ને ત્યાં પોતાનું રાજ્ય સ્થાપ્યું. એમણે હિંદુસ્તાન ઉપર સ્વારીઓ કરીને ઘણા ભાગો કબજે કર્યા. ઈ. સ. ૧૧૦ સુધીમાં તો લગભગ આખું ઉત્તર હિંદુસ્તાન આ લોકોની સત્તા નીચે હતું.

## કનિષ્ક. ( ઇ. સ. ૧૨૦-૧૫૫ )

આ રાજાની ગાદી પુરૂષપુર (પેશાવર)માં હતી. જો કે તે હિંદુસ્તાનનો રાજા ગણાય છે પણ એશિયાનો ગણવો જોઇએ, કારણ કે તેણે ખંડના ઘણા ભાગો જીત્યા હતા. એ વખતનો એ જબરો લદવૈયો અને મહાન સેનાપતિ હતો. એણે પણ બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો છે છતાં અશોકની પેઠે તરવાર મ્યાનમાં રાખી નથી.

**બૌદ્ધ સભા**—અશોકની માફક એણે પણ તે વખતના મોટા સાધુ અશ્વઘોષના આશ્રય નીચે એક મોટી બૌદ્ધ સભા મેળવી અને બૌદ્ધ શાસ્ત્રોમાં સુધારો કરાવ્યો. એના વખતથીજ બૌદ્ધ ધર્મના મહાયાન અને હીનયાન એવા બે વિભાગ થયા.

**ગુણ**—એને બૌદ્ધ ધર્મ માટે માન હતું ને પોતે રાજ્ય માટે લઢાઇઓ લઢતો છતાં એણે બીજા ધર્મવાળાને હેરાન કર્યા નથી. તે હિંદ બહારની જાતિનો હતો છતાં આર્યસુધારો ગ્રહણ કર્યો હતો; તેણે સાહિત્ય અને કળામાં પણ નામના મેળવી હતી

**સામાજિક સ્થિતિ**—કનિષ્કના વખતમાં હિંદનો વેપાર ઘણો ખીલ્યો હતો. અહીંથી રોમન લોકો મરચાં, તેજાના, વસ્ત્રો અને ઝવેરાત લઇ જતા. હિંદનાં વસ્ત્રોની અને બીજી ચીજોની યુરોપના બજારમાં ઘણી કિંમત ઉપજતી. અહીંના વાઘ, સિંહ, હાથી, ચિત્તા, વગેરે પ્રાણીઓના ઘણા પૈસા આપી તે લોકો લઈ જતા. આમ યુરોપથી કરોડો રૂપીઆ હિંદ આવતા, ઉપરાંત એશિયાના બીજા દેશો સાથે પણ હિંદનો વેપાર સારો ચાલતો

આ સમયમાં શિલ્પ અને સ્થાપત્ય કળા ( ઇમારતના બાંધકામની કળા ) પણ સારી ખીલી હતી. પેશાવરમાં બુદ્ધના અવશેષ ઉપર ૪૦૦ ફુટ ઉંચો લાકડાનો એક સ્તંભ ઉભો કર્યો હતો.

આ સમયમાંજ આયુર્વેદના પારંગત ચરક, તથા અશ્વઘોષ અને નાગાર્જુન વગેરે વિદ્વાનો થઈ ગયા. તક્ષશિલા તથા પુરૂષપુર વિદ્યા તેમજ વેપારનાં મોટાં ધામ હતાં; તે વખતે તક્ષશિલા આખા એશિયાનું વિશ્વવિદ્યાલય હતું અને ત્યાં જુદી જુદી જાતના ઘણા વિદ્યાર્થીઓ ટોળાંબંધ આવીને રહેતા.

**કુશાન રાજ્યનો અંત**—કનિષ્ક ઈ. સ. ૧૫૫માં મરી ગયો ત્યાર-પછી તેનો પુત્ર ગાદીએ આવ્યો. તેના પછી રાજ્યના ઘણા ભાગ થઇ ગયા, અને અશાન્તિ તથા અરાજકતા ફેલાઈ અને ઇ. સ. ૨૨૬ લગભગ આ રાજ્યનો અંત આવ્યો.

---

# પ્રકરણ ૧૨ મું

## ગુપ્તવંશ (ઇ. સ. ૩૨૦-૫૨૦)

**અંધાધુંધીનો સમય**-કુશાન રાજ્યના નાશ પછીનાં ૧૦૦ વર્ષ આખા હિંદુસ્તાનમાં અંધાધુંધી ચાલી. કારણ કે એકે મોટું રાજ્ય રહ્યું નહિ અને નાનાં રાજ્યો પરસ્પર લઢવા લાગ્યાં. તેથી આ સમયનો ચોકસ ઇતિહાસ મળી શકતો નથી પણ ઇ. સ. ૩૨૦થી ગુપ્તવંશના પહેલા રાજા ચંદ્રગુપ્તે પ્રજાને બચાવી લીધી અને ફરીથી હિંદમાં એક સામ્રાજ્યની સ્થાપના કરી. આ ગુપ્ત અમલ દરમ્યાન હિંદની ખ્યાતિ ઘણી વધારે ફેલાઈ અને પૂર્ણ જાહોજલાલી થઈ.

## ચંદ્રગુપ્ત (ઈ. સ. ૩૨૦-૩૨૬)

એ ગુપ્તવંશનો પહેલો રાજા હતો. એ વખતે પાટલીપુત્ર વૈશાલીના લિચ્છવી રાજાઓના હાથમાં હતું, તે તેણે જીતી લીધું અને લિચ્છવી રાજાની પુત્રી સાથે લગ્ન કર્યું. મગધના રાજ્ય નીચેના પ્રાંતો સ્વતંત્ર થઇ ગયા હતા તે તેણે એક પછી એક જીતી લીધા. એણે ઇ. સ. ૩૨૦થી નવો શક શરૂ કર્યો હતો તે **ગુપ્ત સંવત્સર** કહેવાય છે.

## સમુદ્રગુપ્ત. (ઇ. સ. ૩૨૬-૩૭૫)

એ લિચ્છવી રાજાની પુત્રીનો પુત્ર હતો, તે ઘણો પરાક્રમી હતો. જો કે એના પિતાએ કેટલાક પ્રદેશો જીતી શાંતિ સ્થાપી હતી પણ હજી ભારતવર્ષમાં ઘણી અંધાધુંધી હતી. તેમાંથી દેશને બચાવી લેવા તેણે વિજયયાત્રા શરૂ કરી. એણે પાટલીપુત્રથી નીકળી કલિંગ આગળ થઈ છેક હાલના મદ્રાસ નજીક સુધી જે જે રાજ્યો હતાં તે બધાં જીત્યાં. પછી આગળ લંકાનો રાજા તેનો મિત્ર હોવાથી જવાનું બંધ રાખી મહારાષ્ટ્ર અને ખાનદેશ તરફ થઇને પાછો ફર્યો. એણે

કેટલાંક રાજ્યો ખાલસા કર્યા, કેટલાક રાજાને હરાવ્યા પછી રાજ્ય પાછાં સોંપ્યાં. અને કેટલાકે તો વગર લડે તાબે થઈ તેનું ઉપરીપણું સ્વીકાર્યું. દિગ્વિજયમાંથી પાછા ફર્યા પછી તેણે **અશ્વમેધ** યજ્ઞ કર્યો. આ રાજા કવિતાનો અને સંગીતનો શોખીન હતો. કેટલાક સિક્કામાં તેને હાથમાં વીણા લઈ બેઠેલો બતાવ્યો છે. એ બ્રાહ્મણધર્મી છતાં બીજા ધર્મો તરફ માયાળુપણે વર્તતો.

બીજો **ચંદ્રગુપ્ત** ( વિક્રમાદિત્ય ) ઈ. સ. ૩૭૫–૪૧૩.

**વિક્રમાદિત્ય**--આપણે દંતકથાઓમાં માળવાના રાજા વિક્રમાદિત્યને નામે ઘણી વાતો સાંભળીએ છીએ, તેમાં જણાવેલો પરદુઃખભંજન અને વિદ્વાનોને ઉત્તેજન આપનાર રાજા આ જ હતો. તેના પરાક્રમથી તથા શક લોકોને હાંકી કાઢનાર હોવાથી તે વિક્રમાદિત્ય કહેવાયો. એ શબ્દનો અર્થ ' પરાક્રમનો સૂર્ય ' એવો થાય છે. શક લોકો વારંવાર ચઢી આવીને બહુ ત્રાસ આપતા તેમાંથી આ રાજાએ પ્રજાને બચાવી તેથી તેને વિક્રમાદિત્ય એવું ઉપનામ આપ્યું. અને જે માલવ સંવત ઈ. સ. પૂ. ૫૬થી માળવામાં ચાલતો અને ખગોળ શાસ્ત્રીઓનો સ્થાપેલો હતો તે તેના નામ સાથે જોડાઈ **વિક્રમસંવત** કહેવાયો. એણે માળવાના તથા ગુજરાતના ક્ષત્રપ રાજાઓને જીત્યા હતા. એણે પોતાની રાજગાદી પાટલીપુત્રથી અયોધ્યા પ્રાંતમાં **કૌશમ્બી** નગરમાં રાખી હતી. આ વખતે ઉજ્જયની સાહિત્ય, કળા અને ખગોળ વિદ્યાનું કેંદ્ર હતું તેમજ મોટું વેપારી નગર હતું.

**નવરત્ન દરબાર**–વિક્રમના દરબારમાં જે નવરત્નો કહેવામાં આવે છે તે આ રાજાનાં હતાં. તે બધામાં મુખ્ય કવિકુલગુરૂ **કાળિદાસ** મુખ્ય હતો. એણે ઉત્તમ સંસ્કૃત કાવ્યો અને નાટકો રચ્યાં છે. **રઘુવંશ** મેઘદૂત, ઋતુસંહાર, કુમારસંભવ કાવ્યો તથા **શાકુંતલ**, **વિક્રમોર્વશીય**,

માલવિકાગ્નિમિત્ર, વગેરે નાટકો લખ્યાં છે. આથી એની કીર્તિ આજ પણ દીપી રહી છે. એને સંસ્કૃતમાં મહાકવિ કહેવામાં આવે છે. **અમરકોષ**નો કર્તા અમરસિંહ પણ એક બીજું રત્ન હતો. આ સિવાય **ધનવંતરી** નામે વૈદ્ય તથા બીજા ખગોળ શાસ્ત્રી, જ્યોતિષ શાસ્ત્રી, વગેરે હતા. આ નવ રત્નો અકબરના વખતના નવ રત્નો કરતાં વધારે પ્રતાપી હતા.

**ફાહિયાનનો પ્રવાસ** (ઈ. સ. ૩૯૯–૪૧૩)—એ પ્રસિદ્ધ ચીની મુસાફર હતો. પોતાના ધર્મના સ્થાપક ગૌતમ બુદ્ધની જન્મ-ભૂમીનાં દર્શન કરવા, ધર્મનો અભ્યાસ કરવા, બૌદ્ધગ્રંથોની નકલો કરવા અને બૌદ્ધ મૂર્તિઓ મેળવવા તે હિંદના પ્રવાસે ઈ. સ. ૩૯૯ માં આવ્યો હતો. એ પેશાવરથી આગળ વધીને મથુરા ગયો. ત્યાંથી પાટલીપુત્ર ગયો. તે શહેરના રાજમહેલો વગેરે જોઇને તેને ઘણો અચંબો થયો હતો. ત્યાં તેણે ઘણા વિદ્યાર્થીઓ અભ્યાસ માટે આવેલા જોયા હતા. તે ચંદ્રગુપ્તના દરબારમાં ૬ વર્ષ રહ્યો હતો અને ઇ. સ. ૪૧૧ કે ૧૩ માં પાછો ચીન ગયો હતો.

**ફાહિયાને કરેલું વર્ણન**—ફાહિયાને પોતાની મુસાફરીનું વર્ણન લખ્યું છે, તેમાં તે જણાવે છે કે લોકો પૈસેટકે તથા વ્યવહારમાં સુખી હતા. કરવેરો નક્કી ઠરાવેલો હતો. તે આપનારને કોઈ જાતની ઉપાધિ નડતી નહિ. ગુનેગારોને પૈસાનો દંડ કરવામાં આવતો કે વખતે કોઈને એક હાથ કાપી નાખવામાં આવતો; પણ કોઇને દેહાંતદંડની શિક્ષા થતી નહિ. પ્રાણીઓની હિંસા થતી નહિ. ચંડાળ કે ભંગી સિવાયના લોકો દારૂને અડતા નહિ. પરોણા ચાકરી સારી રીતે થતી. પૈસાદાર લોકોનાં તથા રાજ્ય તરફનાં ધર્માદા દવાખાનાં અને ધર્મશાળાઓ ઠામ ઠામ હતાં, ત્યાં જરૂરની વસ્તુઓ પણ દરદીને

તથા ઉતારૂને મફત મળતી. ઠેકાણે ઠેકાણે બૌદ્ધ મઠો હતા અને તેમાં હજારો સાધુઓ રહેતા. ચંદ્રગુપ્ત રાજા બ્રાહ્મણધર્મી હોવા છતાં તેની રાજ્યનીતિ અહિંસાના નિયમ ઉપર રચાએલી હતી અને બૌદ્ધ ધર્મને માન મળતું હતું. આ પ્રમાણે તે વખતે લોકસ્થિતિ હતી

રાજ્યવહીવટમાં લોકોની સત્તા વિશેષ હતી. તેઓ પોતાના બંધારણથી વહીવટ ચાલાવતા તેમાં રાજા વચ્ચે પડતો નહિ.

**ગુપ્તવંશની પડતી**—ચંદ્રગુપ્ત પછી તેનો પુત્ર કુમારગુપ્ત ગાદીએ આવ્યો. તેણે પણ અશ્વમેધ યજ્ઞ કર્યો હતો. પણ તેના વખતથી હૂણ લોકોની સ્વારી આવવા લાગી, આથી ગુપ્તવંશની પડતી થવા માંડી. ત્યાર પછી કેટલાક રાજાઓ થયા ને અંતે ઈ. સ. ૫૩૦ લગભગ ગુપ્તવંશનો અંત આવ્યો.

**ગુપ્તવંશ સમયની સ્થિતિ**—ફાહિયાનના વર્ણન પરથી તથા તે સમયમાં રચાયેલાં પુસ્તકો પરથી જણાય છે કે આ સમયમાં હિંદનો સુધારો પૂર્ણ કળાએ પહોંચ્યો હતો. સંસ્કૃત ભાષાની સારી ખીલવણી થઈ હતી. કેટલાંક પુરાણો પણ આજ વખતમાં રચાયાં.

આ વખતમાં યુરોપ સાથેનો વેપાર ધીકતો હતો. તથા પૂર્વ તરફનો વેપાર પણ સારો હતો. પશ્ચિમ કિનારે ઘણાં મોટાં બંદરો હતાં.

જો કે આ સમયની બંધાયેલી ઘણી ઇમારતોનો પાછળથી નાશ થયો છે, છતાં ઝાંસીના જીલ્લામાં લલિતપુરમાં તથા દેલવાડામાં તથા દેવગઢ ગામમાં તથા કાનપુર જીલ્લામાં, દેવળો છે તે ઉપરથી સમજાય છે કે આ સમયમાં હુન્નરકળા પણ સારી ખીલી હતી. બૌદ્ધ ધર્મની ઇલોરાની તથા અજંટાની ગુફાઓમાંનું કેટલુંક કોતરકામ પણ આજ સમયમાં થયું હતું.

---

# પ્રકરણ ૧૩

## શ્રી હર્ષવર્ધન છેલ્લો સમ્રાટ (ઈ. સ. ૬૦૬–૬૪૭)

**હૂણ લોકો**—મૌર્યવંશના ચંદ્રગુપ્તના સમયથી એ લોકોનાં ટોળાં હિંદ ઉપર આવવા લાગ્યાં. તેમને વિક્રમાદિત્ય ચંદ્રગુપ્તના પછીના એક ગુપ્તરાજાએ હાંકી કાઢયા. પછી તો ટોળેટોળાં આવવા લાગ્યાં. તેમણે વાયવ્ય તરફ પોતાનું રાજ્ય સ્થાપ્યું, તેની રાજધાની શિયાલકોટમાં હતી. તેમનો મિહિરગુલ નામે રાજા આસુરી સ્વભાવનો હતો. જેણે ગુપ્ત રાજ્યને ઘણું નુકશાન કર્યું. પણ નરસિંહ બાલાદિત્યે માળવાના રાજા યશોવર્માની મદદથી તેને હાંકી કાઢયો ને હૂણોની સત્તા નાશ પામી.

આ પ્રમાણે આર્યોના આવ્યા પછી જુદી જુદી જાતના લોકો વારંવાર હિંદ પર આવ્યા છે, પણ આજે તેમના વંશજો જડતા નથી કારણ કે આ બધી જાતો આર્યોના ભેગી સમાઈ ગઈ ને માત્ર આર્ય ને અનાર્ય એવા બેજ વિભાગ રહ્યા.

**ત્રણ સમ્રાટો**–પ્રાચીન ભારતનાં ચંદ્રગુપ્ત મૌર્ય, ચક્રવર્તી સમુદ્રગુપ્ત અને છેલ્લો શ્રી હર્ષવર્ધન એમ ત્રણ સમ્રાટો થઇ ગયા. આમાં ચંદ્રગુપ્તની સત્તા પશ્ચિમ તરફ વધારે ફેલાઈ હતી, સમુદ્ર ગુપ્તની દક્ષિણમાં અને હર્ષવર્ધનની પૂર્વ તરફ ફેલાઈ હતી. નવાઈ જેવી વાત એ છે કે આ ત્રણેના વખતમાં એક એક પરદેશી હિંદમાં આવેલો અને તેણે તે સમયનું વિગતવાર વર્ણન લખેલું છે. તે અનુક્રમે મેગેસ્થિનિસ, ફાહિયાન અને હ્યુએનત્સાંગ હતા. મેગેસ્થિનિસે ચંદ્રગુપ્તના રાજ્યકારભારનાં, ફાહિયાને સમુદ્રગુપ્તના બંદોબસ્તનાં અને ત્રીજાએ હર્ષવર્ધનની વિદ્વતાનાં વધારે વખાણ કરેલાં છે. ત્રણે સમ્રાટોએ મોટાઇ મેળવવાનાં પણ ત્રણ જુદાં જુદાં કારણો છે. પહેલો ગુરૂને લીધે, બીજો હથિયારને લીધે અને ત્રીજો કવિત્વને લીધે વધારે પ્રસિદ્ધ છે.

**હર્ષવર્ધન પહેલાંના રાજાઓ**–ગુપ્ત વંશનું રાજ્ય છિન્ન-

ભિન્ન થયું તે વખતે જમના અને સત્તલજ વચ્ચેના પ્રદેશમાં પ્રભાકર વર્ધમાન નામે એક સુબો હતો તે સ્વતંત્ર થઇ ગયો. તેની મા ગુપ્ત વંશની હતી. તેની રાજ્યધાની સ્થાનેશ્વરમાં હતી. તેણે હૂણ લોકોને હરાવ્યા. ઉપરાંત ગુર્જર, લાટ અને માળવાના રાજાઓને પણ હરાવ્યા. એણેં પોતાના મોટા પુત્ર રાજ્યવર્ધનને મોટું લશ્કર આપી હૂણ લોકો-નો સંપૂર્ણ પરાભવ કરવા તેઓના મુખ્યસ્થાન તરફ જે કાબુલની પેલી તરફ હતું ત્યાં મોકલ્યો. તેણે તેમને સખત હાર ખવડાવી. પછી હૂણો કદિ પણ હિંદ પર આવ્યા નથી. એના પછી રાજ્યવર્ધન ગાદીએ આવ્યો. હર્ષવર્ધન એનો નાનો ભાઇ થાય. એમની એક સંસ્કારી અને સુશિક્ષિત બ્હેન રાજ્યશ્રી કનોજના રાજા ગૃહવર્મા સાથે પરણાવી હતી, રાજ્યવર્ધન હૂણોને હરાવવા ગયો તે વખતે માળવાના રાજાએ ગૃહવર્માનું ખૂન કર્યું ને રાજ્યશ્રીને કેદખાનામાં નાખી. આથી પાછા ફર્યા પછી રાજ્યવર્ધને માળવા પર ચઢાઇ કરી. તેને હરાવ્યો, પણ રાજ્યશ્રીને કેદમાંથી છોડાવે તે પહેલાં માળવાના રાજાના મિત્ર વંગદેશના રાજાએ તે રાજ્યવર્ધનનું ખૂન કર્યું. એવા-માં રાજ્યશ્રી કેદખાનામાંથી નાસી છૂટી.

**વેર અને વિજયયાત્રા**–મોટાભાઇના એકાએક થયેલા ખૂનથી રાજ્યની સર્વ જવાબદારી ૧૬–૧૭ વર્ષના હર્ષવર્ધનને માથે આવી પડી. ગાદીએ બેઠા પછી પહેલ વહેલું એનું ધ્યાન ભાઇ બેનનું વેર લેવા તરફ ગયું. એણે માળવા અને વંગ દેશના રાજાઓને શિક્ષા કરી. પોતાની બ્હેન કેદમાંથી છુટયા પછી વિંધ્યાચળનાં જંગલોમાં ભટકતી ભટકતી એક બૌદ્ધ સાધુના આશ્રમે ગઇ હતી, તે સતી થવાની તૈયારી કરતી હતી તેને મળીને તેમ કરતાં અટકાવી. પછી ૬ વર્ષ રાજ્ય બંદોબસ્ત કરવામાં ગાળીને તે વિજય યાત્રા કરવાને નીકળ્યો.

તેણે ઉત્તર હિંદમાં પંજાબ, કાન્યકુબ્જ, ગૌડ (બંગાળા) મિથિલા નેપાળ ને ઓરીસ્સા જીત્યાં ને સર્વ રાજાઓ પાસે પોતાનું ઉપરીપણું કબુલ કરાવ્યું. તેમજ વલભીપુરનું રાજ્ય જીત્યું. પછી તે દક્ષિણમાં જતો હતો પણ તેને પુલકેશી નામના દક્ષિણના સમ્રાટે અટકાવ્યો. આ પ્રમાણે આખા ઉત્તર હિંદમાં એની સત્તા ફેલાઇ.

**ધર્મકાર્ય અને દાનશીલતા**—આ રાજા બહુજ ધાર્મિક પુરૂષ હતો. દિવસનો ઘણો ભાગ તે પ્રાર્થનામાં તથા ધાર્મિક ચર્ચામાં ગાળતો. શરૂઆતમાં પોતે શિવમાર્ગી હતો, છતાં બીજા ધર્મો તરફ તે સહિષ્ણુ હતો. પાછળથી તેની બૌદ્ધ ધર્મ તરફ વિશેષ પ્રીતિ થઈ ને કેટલાકના મતે બૌદ્ધ પણ થયો હતો. આ રાજાના વખતમાં બંને ધર્મો એક સાથે ફેલાયા હતા. બંનેનાં મંદિરો એક સાથે હતાં એટલું જ નહિ પણ એક કુટુંબમાં પણ જુદા જુદા ધર્મ પળાતા. એના આખા રાજ્યમાં માંસાહાર ને પશુવધ બંધ હતો. જુદી જુદી જગાએ ધર્મશાસ્ત્રો શીખવાતાં. તેણે પ્રયાગમાં એક મોટી **ધાર્મિક સભા** ભરી. ત્યાં ઘણા રાજાઓ તથા બંને ધર્મના વિદ્વાનો મળ્યા હતા. આવા મેળા એણે દર પાંચ વર્ષે મળે એવી ગોઠવણ કરી હતી, આથી એક બીજાના ધર્મ તરફ માનની નજરથી જોવાતું.

તે દર પાંચ વર્ષે ખજાનામાં બચેલું દ્રવ્ય દાનમાં આપી દેતો. તે માટે તે એક મોટો ઉત્સવ કરતો અને સોનું, ચાંદી, મોતી તથા ઝવેરાત, વગેરે બ્રાહ્મણો તથા શ્રવણોને સરખી રીતે વહેંચી આપતો. આ પ્રમાણે તે પોતાની દાનશીલતા બતાવતો.

**સાહિત્ય પરની પ્રીતિ**—આ રાજા પોતે મોટો લેખક, કવિ અને નાટ્યકાર હતો. તેણે 'પ્રયદર્શિકા' 'રત્નાવલિ' અને 'નાગાનન્દ' જેવાં ઉત્તમ નાટકો લખ્યાં, એ સિવાય પણ બીજું કેટલુંક એણે

લખેલું કહેવાય છે. આમ પોતાને સહિત્યનો શોખ હોવાથી, તેણે સાહિત્યકારોને સારૂં ઉત્તેજન આપ્યું હતું. તેથી તેની આસપાસ વિદ્વાનોનું મંડળ જામ્યું હતું. તેમ દેશમાં બીજી જગાએ પણ કેટલાંક પુસ્તકો લખાયાં જેમાંનાં 'કિરાતાર્જુનીય' 'નૈષધચરિત્ર' 'કાદંબરી' 'વાસવદત્તા' વગેરે આજે પણ વખણાય છે. આ ઉપરથી તે વખત સમાજ કેટલો બધો સારો સંસ્કારવાળો હશે તે જણાયછે.

**હુએનશાંગ**—( ઇ. સ. ૬૩૦–૬૫૦ ) આ એક પવિત્ર ને નામાંકિત બૌદ્ધ સાધુ હતો, ચીનના રાજાએ પરદેશ ન જવું એવું ફરમાન કાઢયું હતું તેનો ભંગ કરીને તે મહામુશ્કેલીએ હિંદમાં આવ્યો ને નાલંદાના વિશ્વવિદ્યાલયમાં રહ્યો. ને પછી હર્ષવર્ધનના આગ્રહથી તેની રાજધાની કનોજમાં ગયો. ત્યાં રાજાએ શાસ્ત્રાર્થ કરવા મોટી સભા મેળવી તેમાં કોઇ તેને હરાવી શકયું નહિ. ખાસ કરીને આ બે જગાએ રહ્યો હતો, છતાં દેશમાં બીજી જગાએ પણ જઇ આવ્યો હતો. તે ઇ. સ. ૬૪૫માં પોતાના દેશ પાછો ગયો. ત્યારે અહીંથી ઘણાં હાથનાં લખેલાં પુસ્તકો ને મૂર્તિઓ લઇ ગયો. ત્યાં એને ખૂબ માન મળ્યું.

**હુએનશાંગે લખેલું વર્ણન** ( તે વખતની સામાજિક સ્થિતિ )—હ્યુએનશાંગે તે સમયની સામાજિક સ્થિતિનું સારૂં વર્ણન આપ્યું છે. ઉપરાંત હર્ષના દરબારનું તથા રાજ્ય પદ્ધતિ બાબત પણ લખ્યું છે. તે લખે છે કેઃ—“ દરેક મોટા શહેરને ફરતો કોટ હતો, તેની બહાર કસાઇ, માછી, ભંગી, વગેરે લોકોને રહેવું પડતું, ઘરો ઈંટોનાં હતાં, લોકોનો પહેરવેશ સાદો હતો પણ ઘરેણાં ઘણાં પહેરતાં. બ્રાહ્મણોનું ઘણું માન હતું. લોકો સાચા બોલા ને પ્રમાણિક હતા, દેહાંતદંડની શિક્ષા નહોતી, રાજકાર્ય પૈસા આપીને કરાવવામાં આવતું.

આ વખતમાં સાત વર્ષની ઉમ્મરે બાળક ગુરૂને ત્યાં વિદ્યા ભણવા જતો, ત્યાં ૩૦ વર્ષની ઉમ્મર થતાં સુધીમાં જુદી જુદી ઘણી વિદ્યાઓ શીખતો. ગુરૂ શિષ્યનો સંબંધ પિતા પુત્ર જેવો હતો. બ્રાહ્મણો તેમજ બૌદ્ધો એકબીજાનાં શાસ્ત્રોનો સારો અભ્યાસ કરતા ને તેથી વિદ્યાર્થીને બીજા ધર્મવાળો શિક્ષક પણ ઉત્સાહથી શીખવતો. સભા જીતનાર વિદ્વાનને હાથી પર બેસાડી સરઘસ કાઢીને માન આપતા. આ સમયમાં તક્ષશિલા, ઉજ્જયિની અને નાલંદામાં એમ ત્રણ જગાએ મોટી પાઠશાળાઓ હતી, તેમાં નાલંદા સૌથી મોટી હતી. એમાં દોઢ હજાર શિક્ષકો હતા.

રાજાએ હિંસા અટકાવી હતી. ને પ્રજાની સ્થિતિ જોવા આખું વર્ષ રાજ્યમાં મુસાફરી કરતો. તેણે ઘણી ધર્મશાળાઓ અને વિહારો બંધાવ્યાં હતાં. તેમ બીજાં ઘણાં લોકોપયોગી કામો કર્યાં હતાં. તેની બેન પણ ધાર્મિક ચર્ચામાં ભાગ લેતી.

**અંત**—આ રાજા ઈ. સ. ૬૪૭માં મરણ પામ્યો, તેને પુત્ર નહોતો તેથી સામ્રાજ્યનો નાશ થયો. ને અંધાધુંધી ફેલાઇ. આ રાજાના મૃત્યુ પછી ઇ. સ. ૧૨૦૦ સુધી આપણા દેશનો ઇતિહાસ જોઇએ તેવો મળી આવતો નથી. આ સમયમાં દેશમાં ઘણાં જુદાં જુદાં રાજ્યો હતાં પણ કોઈની મુખ્ય સત્તા નહોતી.

---

## પ્રકરણ–૧૪.

### બ્રાહ્મણ ધર્મની ફરીથી ચઢતી.

**બૌદ્ધ ધર્મની પડતી** (૧) ગૌતમ બુદ્ધના મરણ પછી વિશાળ ધર્મને બરાબર સંભાળી શકે તેવો કોઇ સમર્થ બૌદ્ધ થયો

નહિ. ( ૨ ) અશોક અને કનિષ્ક પછી રાજ્યાશ્રય મળતો લગભગ બંધ થયો ( ૩ ) બુદ્ધે ઉપદેશેલા મૂળધર્મમાં કેટલોક ફેરફાર થયો ( ૪ ) વિહારો જોઇએ તેટલા પવિત્ર રહ્યા નહિ. ( ૫ ) બ્રાહ્મણ ધર્મમાં સમર્થ ઉપદેશકો થયા ( ૬ ) જુના બ્રાહ્મણ ધર્મમાં લોકરૂચીને અનુસરી ફેરફાર થયો તેથી તે વધારે ગમ્યો ( ૭ ) બ્રાહ્મણધર્મને રાજ્યાશ્રય મળ્યો. આવાં કારણોથી બૌદ્ધધર્મની પડતી થવા માંડી ને છેવટે ભરતખંડમાંથી તે લગભગ નાબુત થયો ને આજ કારણોથી **બ્રાહ્મણ ધર્મની ચઢતી** થઇ.

**નવો બ્રાહ્મણ ધર્મ**—આર્યોના મૂળ ધર્મને આપણે **વેદધર્મ** કહીએ તો ઉપનિષદ્‌માં બતાવેલો ધર્મ એ આર્યધર્મની બીજી સ્થિતિ કહેવાય. આમ એ સ્થિતિ થયા પછી સમર્થ ત્યાગી અને ઉપદેશક ગૌતમબુદ્ધના પ્રતાપથી એ ધર્મનો લગભગ આખા હિંદમાંથી લોપ થયો પણ લગભગ એક હજાર વર્ષ સુધી તે હિંદનો મુખ્ય ધર્મ રહ્યો, પરંતુ ચતુર બ્રાહ્મણ વિદ્વાનોએ વખત પ્રમાણે યોગ્ય ફેરફાર કરી નવો બ્રાહ્મણ ધર્મ ફેલાવ્યો, તેણે થોડા સમયમાં બૌદ્ધ ધર્મને હડાવી કાઢયો.

**જુના અને નવા બ્રાહ્મણ ધર્મની સરખામણી**—( ૧ ) વેદમાં જે ત્રણ મુખ્ય દેવ હતા તે કાયમ રાખ્યા પણ તેનાં નામ બદલી બ્રહ્મા, વિષ્ણુ ને શંકર એવાં નવાં નામ આપ્યાં. ( ૨ ) જુના ધર્મમાં પશુહોમવાળા જે યજ્ઞો હતા તે બંધ કર્યા ને એ યજ્ઞોને નવાં નામ આપી તેને બદલે કહોળું કે નાળિયેર જેવાં ફળનો વધ કે હોમ ઠરાવ્યો આમ કરીને બૌદ્ધ ધર્મનો મુખ્ય સિદ્ધાંત અહિંસા પરમો ધર્મ કબુલ રાખ્યો ( ૩ ) મૂર્તિપૂજા જે જુના ધર્મમાં નહોતી તે દાખલ કરી. કારણ કે બૌદ્ધ ધર્મમાં તે દાખલ થઇ હતી

(૪) જુના ધર્મમાં વર્ણાશ્રમ ધર્મ પર ઘણો ભાર નહોતો તે બાબતને વધારે મજબુત કરી, જેથી આગળ જતાં રૂઢિને લીધે પણ ધર્મનું રક્ષણ થાય. આથી જુદી જુદી નાતોનું બીજ રોપાયું ને આગળ જતાં આજ કારણ ઐકયનું વિરોધી થયું (૫) પુરાણો બનાવી ધર્મશાસ્ત્રો વધારે સહેલાં કર્યાં.

## નવા બ્રાહ્મણધર્મના સ્થાપકો.

**કુમારિલ ભટ્ટ**—એ બિહારમાં જન્મ્યા હતા ને નાનપણથી વેદ ધર્મની સ્થાપના કરવાનો વિચાર તેમણે નક્કી કર્યો હતો. તે મુજબ શાસ્ત્રાભ્યાસ કર્યા બાદ પોતાના પ્રભાવથી બ્રાહ્મણ ધર્મનો ફેલાવો કર્યો. એમણે **કર્મમાર્ગ**નો ઉપદેશ કર્યો હતો,

**શંકરાચાર્ય**—એમનો જન્મ મલબાર કાંઠે થયો હતો. તેમણે ભણી રહ્યા પછી સંન્યાસી થવાની ઇચ્છા જણાવી પણ માતાએ ના પાડવાથી થોડો સમય રોકાઇ ને છેવટે માતાને સમજાવી પછી સંન્યાસી થયા. પછી આખા હિંદમાં ફરી અનેક રાજાઓને બ્રાહ્મણધર્મી બનાવી મૂક્યા. આ સમયે અનેક જાતના સારા ખોટા ધર્મો ચાલતા હતા, તે બધાને **જ્ઞાનમાર્ગ**નો ઉપદેશથી તોડયા ને ઉત્તરમાં બદરિકાશ્રમમાં, પૂર્વમાં જગન્નાથપુરીમાં, દક્ષિણે નીલગિરીમાં ને પશ્ચિમમાં દ્વારકામાં એમ ચાર મઠો સ્થાપી તેના આચાર્યો નીમી પોતે ફેલાવેલા ધર્મને વધારે સુરક્ષિત કરી ૩૨ વર્ષની નાની ઉમ્મરે કેદારનાથમાં મરણ પામ્યા. તેમનો ધર્મ આજે લગભગ બધાજ બ્રાહ્મણો માને છે. અને તેમના મઠોના આજે પણ શંકરાચાર્ય કહેવાય છે.

**નવા બ્રાહ્મણધર્મના ગ્રંથો**—જો કે શંકરાચાર્યે શુદ્ધ જ્ઞાન માર્ગનો ઉપદેશ કર્યો પરંતુ તેમની પછી ઘણા વિદ્વાનોએ પુરાણો તથા બીજા ગ્રંથો રચી તે ધર્મને વધારે લોકપ્રિય કર્યો, પરંતુ જેમ

જેમ વધારે ગ્રંથો થતા ગયા તેમ તેમ જુદાં જુદાં રૂપકો થતાં ગયાં ને ઈશ્વર એક છે એવી વાત સમજવી અઘરી થઈ પડી ને ૩૩ કરોડ દેવ થયા, અઢાર પુરાણો અને બીજા ગ્રંથોમાં દરેક ઉપદેશકે પોતે જે રૂપનો ઉપદેશ કર્યો હોય તેની સ્તુતી કરવા માંડી; આથી આગળ જતાં પરસ્પર વાદવિવાદના ઝગડા વધી પડયા.

## બ્રાહ્મણધર્મના બીજા ઉપદેશકો.

**વૈષ્ણવ સંપ્રદાય**—શંકરાચાર્યે ઉપદેશેલો ધર્મ **શૈવધર્મ** કહેવાયો ને આગળ જતાં બીજા આચાર્યો થયા. જેમણે ખાસ કરીને **રામ** અને **કૃષ્ણ**ની પૂજા ને ભક્તિનો ઉપદેશ કર્યો, આ ધર્મ વૈષ્ણવ સંપ્રદાય કહેવાયો. એમાં પણ ઘણા ઉપદેશકો થયા.

**રામાનુજ સ્વામી**—એ દક્ષિણમાં જન્મ્યા હતા. તેમણે શૈવ ધર્મ વિરૂદ્ધ ઉપદેશ કરવાથી એક શૈવધર્મી રાજાએ તેમને હરકત કરવા માંડી, આથી તે દેશ છોડી બીજી જગાએ ગયા અને ઉંચ વર્ણોમાં પોતાનો ધર્મ ફેલાવ્યો.

**રામાનંદ સ્વામી**—એ રામાનુજ સ્વામીના પંથના આચાર્ય હતા, તે ઈ. સ. ૧૩૦૦ માં થયા. તેમણે પોતાની ગાદી કાશીમાં સ્થાપી ને બધા વર્ણોને ઉપદેશ આપી હલકા વર્ણમાંથી પણ ચેલા બનાવ્યા.

**કબીર**—( ઇ. સ. ૧૩૮૮–૧૪૨૦ ) એ રામાનંદ સ્વામીના શિષ્ય હતા. તેમણે હિંદુ મુસલમાનમાં એકતા લાવવા મૂર્તિપૂજા બંધ કરી. બંનેને માફક આવે એવો ઉપદેશ કર્યો આથી બંને નાતના લોકો તેમના ધર્મમાં દાખલ થયા. તેમણે મક્કા, કાશી, અલ્લા ને રામ તેમજ એકાદશી ને રોજા આ બધું સરખુંજ છે એમ ઉપદેશ કર્યો હતો.

**ચૈતન્ય** ( ૧૪૮૫-૧૫૨૭ )—એ બંગાળામાં એક બ્રાહ્મણને ત્યાં જન્મ્યા હતા, તેમના માર્ગમાં ભજન કીર્તનનો મહિમા વધારે છે. પોતે પરણેલા હોવા છતાં ૨૪ વર્ષની ઉમ્મરે સંસાર તજી સાધુ થયા હતા. તેમના ભક્તો તેમને વિષ્ણુનો અવતાર માની ‘ ગૌરાંગપ્રભુ ’ કહે છે.

**વલ્લભાચાર્ય**—એ દક્ષિણમાં જન્મ્યા હતા. ચૈતન્ય પછી તેમણે ભક્તિ માર્ગનો વધારે ઉપદેશ કર્યો. એમનો ધર્મ પુષ્ટિમાર્ગ કહેવાય છે. તેમણે ખાસ કરીને બાલશ્રીકૃષ્ણની ભક્તિનો ઉપદેશ કર્યો.

**સહજાનંદ સ્વામી**—એ અયોધ્યા તરફના બ્રાહ્મણ સંન્યાસી હતા, પણ તેમણે ગુજરાતમાં આવી સ્વામીનારાયણ નામે વૈષ્ણવ પંથ ચલાવ્યો ને કાઠિયાવાડની કાઠી જેવી કોમને સુધારી.

આ જુદા જુદા આચાર્યોના સાધુએ તેમજ ઉપદેશકે પોતાની શ્રેષ્ઠતા બતાવવા બીજાઓની નિંદા કરી, એથી આગળ જતાં દેશમાં ધાર્મિક ઝઘડા વધી પડયા તેમજ અંગ્રેજી રાજ્ય આવવાથી ખ્રિસ્તધર્મની વધારે અસર થવાથી બંગાળમાં **રાજા રામમોહનરાયે** ઉપનિષદ્‌નો ધર્મ સ્થાપી નાતજાતનો ભેદ ઓછો કરવા યત્ન કર્યો તે **બ્રાહ્મસમાજ** કહેવાયો. આ જ સમાજ મુંબઈ ઈલાકામાં **પ્રાર્થના સમાજ** કહેવાય છે. કાઠિયાવાડમાં જન્મેલા એક સંન્યાસી **દયાનંદ સરસ્વતી**એ પંજાબમાં જઈ જુના વેદધર્મનો ઉપદેશ કર્યો. આથી ખ્રિસ્તીધર્મના ધસારા સામે હિંદુધર્મ ટકી રહ્યો.

આ સિવાય આચાર્ય ન કહેવાય પણ ઉપદેશક કહેવાય એવા બે પ્રસિદ્ધ અને સુશિક્ષિત ઉપદેશકો સ્વામી **વિવેકાનંદે** અને સ્વામી **રામતીર્થે** હિંદુધર્મનો ઉપદેશ હાલના વખતમાં અમેરિકા જેવા દૂરના દેશમાં જઈને કર્યો. આથી ભણેલા વર્ગને હિંદુધર્મમાં વધારે શ્રદ્ધા થઈ.

**બ્રાહ્મણધર્મની સ્થાપના વખતે સામાજિક સ્થિતિ:—**

હિંદુઓમાં ચાર વર્ણો હતી તેને બદલે ઘણી જાતો થઈ અને એ બંધન વધારે મજબુત થયું. આ સમયના બ્રાહ્મણો વિદ્વાન હતા ને તેમની સત્તા ઘણી હતી. રાજ્યકર્ત્તા તરીકે ક્ષત્રિયો પણ પોતાની ફરજ બરાબર બજાવતા. વૈશ્યોએ વેપાર સારો વધાર્યો હતો અને હુન્નર ઉદ્યોગની ખીલવણી પણ આ સમયે સારી થઈ હતી.

**સ્ત્રીઓની સ્થિતિ** સારી હતી તે સારૂં ભણતી અને શાસ્ત્રોનું જ્ઞાન પણ ધરાવતી. પડદાનો રિવાજ નહોતો પણ સતી થવાનો નવો રિવાજ દાખલ થયો હતો. બાળલગ્ન નહોતાં. કુટુંબમાં સ્ત્રીઓને યોગ્ય માન અને છૂટ મળતાં એથી આર્યસંસાર સુખી હતો.

---

## પ્રકરણ ૧૫

### રજપૂત રાજ્યો.

**રજપૂત**—રજપૂત શબ્દ રાજપુત્ર ઉપરથી થયેલો છે. આર્યોએ ક્ષત્રિયનો જે વર્ણ જુદો પાડયો તેમાં બીજા પરદેશી લોકો પણ સમાયા અંતે તે રજપૂત નામથી ઓળખાયા. ઈ. સ. ૬૦૦ થી ૧૫૦૦ દરમ્યાન હિંદમાં એમનાં રાજ્યો હતાં.

તેઓ બહાદૂર લડવૈયા હતા. તેમના આચાર વિચાર પવિત્ર હતા. તે એકવચની તેમજ સ્વદેશ અને સ્વધર્મ પર પ્રેમ રાખનાર હતા. સ્વભાવે ઉદાર અને સાહસિક હતા. રણે ચઢેલો રજપૂત પીઠ બતાવી કદી પાછો પડતો નહિ. પણ જીત મેળવતો અથવા તો મરતો. લઢાઈમાં મરવાથી સ્વર્ગ મળે છે એવી તેમની માન્યતા હતી.

રજપૂત સ્ત્રીઓ પણ બહાદૂર હતી. જોકે તેઓ જાતે લઢાઈમાં ભાગ લેતી નહિ પરંતુ પોતાના પતિ કે પુત્રને લઢવા મોકલતાં જરાયે અચકાતી નહિ. જો લઢાઈમાં પોતાનો પક્ષ હારતો તો જીવતી બળી મરતી પણ શત્રુને તાબે થતી નહિ. એમના આ વ્રતને તો **જોહર**

વ્રત એવું નામ આપેલું હતું. જ્યારે એમ લાગે કે હવે આપણે કોઈપણ રીતે જીતીએ તેમ નથી ત્યારે થોડાઘણા બાકી રહેલા રજપુત ધોળાં લુગડાં પહેરી તે પર કેસરી રંગ છાંટી મરણીઆ થઈ લઢતા એને **કેસરીઆં** કરવાં કહેતા. જ્યારે પુરૂષો કેસરીઆં કરતા ત્યારે સ્ત્રીઓ **જૌહર** કરતી.

આમ આ પ્રજા બહાદૂર અને ગુણવાન હોવા છતાં અંદર અંદરનો કુસંપ, અતિ વિશ્વાસ અને ભોળપણને લીધે તેમના પર મુસલમાનો વિજય મેળવી શક્યા ને આખરે આ મહાન જાતિ લગભગ નાબુત થઈ.

**ઉત્તર હિંદનાં રાજ્યો:-**

**ચિતોડના** સીસોદીયા રજપૂતો બધામાં વધારે શ્રેષ્ઠ ગણાય છે. તે રાજ્ય બાપ્પા રાવળે સ્થાપ્યું હતું. તેના વંશજો આજે પણ ઉદેપુરમાં રાજ્ય કરે છે.

**દિલ્હીમાં ચૌહાણ** કે તુંવાર રજપૂતોનું રાજ્ય હતું. એ વંશના છેલ્લા રાજા અનંગપાળ તુંવારને પુત્ર નહિ હોવાથી તે રાજ્ય **અજમેરના** ચૌહાણ રાજાના પુત્ર પૃથ્વીરાજને મળ્યું

**કનોજમાં** ઈ. સ. ૧૦૯૦ ચંદ્રદેવ નામના રાજાએ રાઠોડ રાજ્ય સ્થાપ્યું હતું. તે વંશમાં લગભગ ૧૦૦ વર્ષ રાજ્ય રહ્યું.

**જયપુરમાં** લાહોરના કુશાવરોએ ઈ. સ. ૧૧૫૦ માં અંબર જીતીને પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું.

**માલવામાં** આંધ્ર વંશના પરમાર રાજાએ સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. અહીં ભર્તુહરી નામે એક રાજા થઈ ગયો જેણે પોતે યોગી ઇ ને પોતાના ભાઈ વિક્રમને રાજ્ય સોંપ્યું હતું. આ વિક્રમાદિત્ય પરાક્રમી હતો. આગળ જતાં આ વંશમાં મુંજ અને ભોજ નામે બે પરાક્રમી રાજાઓ થયા. મુંજે દક્ષિણમાં આવેલા તૈલંગણના રાજા

તૈલપને ૧૫ વખત હરાવ્યો હતો. તેના વખતમાં ખેડૂતો પણ સંસ્કૃત બોલી જાણતા. એણે સ્ત્રીઓને કેળવવા કન્યાશાળા કાઢી હતી. આગળ જતાં આ રાજ્ય મુસલમાનોએ જીતી લીધું,

**સિંધમાં** સુમરા જાતના રજપૂતોનું રાજ્ય હતું તે ઇ. સ. ૧૦૨૫ માં મહંમદ ગીજનીએ જીતી લીધું હતું.

આ સિવાય **કાશ્મીર, કાબુલ, કાશી, બુંદેલખંડ, ચેદી.** બંગાળા અને ઓઢીઆમાં જુદાં જુદાં રજપૂતોનાં રાજ્યો હતાં.

**ગુજરાત**—ગુજરાતમાં જુનામાં જુનું રાજ્ય **યાદવોનું** હતું. પણ તેઓ અંદર લઢી મુઆ પછી પાછો ગુજરાતનો ઇતિહાસ અંધારામાં રહે છે. યાદવોની રાજધાની દ્વારકામાં હતી પણ શ્રીકૃષ્ણે દેહ મુકયા પછી દ્વારકા પર દરિયો ફરી વળ્યો, જ્યારે મગધનું રાજ્ય થયું ત્યારે ચંદ્રગુપ્તના વખતમા ગુજરાત તેના તાબામાં હતું. એના તરફથી ગુજરાતમાં પુષ્પગુપ્ત નામે એક અધિકારી હતો, તેણે ગિરનારની થડમાં સુદર્શન નામે તળાવ બંધાવ્યું હતું. અશોકની સત્તા પણ ગુજરાત પર હતી તેણે ગિરનારની તળેટીમાં એક લેખ કોતરાવ્યો હતો તે આજે પણ છે. મૌર્ય વંશના નાશ પછી ગ્રીક બાક્ટ્રીય રાજાઓએ ગુજરાત પર ચઢાઈ કરી. ત્યાર પછી શક લોકો આવ્યા તેમનો **ક્ષત્રપ** નામના વંશે ગુજરાતમાં રાજ્ય ગાદી સ્થાપી, તેમાં **રૂદ્રદામ** નામે પ્રખ્યાત રાજા થઇ ગયો. પછી ગુપ્ત રાજ્ય થયુ. ચંદ્રગુપ્તના સમયમાં ભટ્ટાર્ક નામે સેનાપતિના હાથમાં સઘળી સત્તા ગઈ, તેણે વલ્લભીપુરની સ્થાપના કરી. તેના નાશ પછી ચાવડાવંશ થયો અને ત્યાર પછી ચાલુક્ય કે સોલંકી વંશ થયો. જ્યારે ઈ. સ. ૧૦૨૪ માં મહમુદ ગીજનીએ ગુજરાત પર સ્વારી કરી ત્યારે તે વંશનો પહેલો ભીમદેવ રાજ્ય કરતો હતો.

આ સમય દરમ્યાન ગુજરાતની સ્થિતિ સારી હતી. રાજા પ્રજા

વચ્ચે પિતા પુત્ર જેવો સંબંધ હતો. જમીનની ઉપજમાંથી રાજભાગ ગામનાજ માણુસો ઉઘરાવીને કારભારીઓને આપતા. ખંભાત અને ભરૂચ એ બે જાણીતાં બંદરો હતાં. તેની મારફતે વેપાર સારો ચાલતો. અહીં પણ માત્ર ચાર વર્ણ હતી.

**દક્ષિણનાં રાજ્યો:—**

**ચાલુકયોનું** રાજ્ય ઈ. સ. ૨૫૦ ના આશરે સ્થપાયું હતું. એમની રાજ્યધાની કલ્યાણી નગરમાં હતી. હર્ષવર્ધનના સમયમાં પુલકેસી નામે પ્રતાપી રાજા આ વંશનો હતો. તે દક્ષિણનો સમ્રાટ હતો. આ વંશના રાજાઓ ઘણાખરા બ્રાહ્મણધર્મી હતા. આ વંશની પૂર્વ અને પશ્ચિમ એમ બે શાખાઓ હતી.

**રાષ્ટ્રકુટ** વંશના રાજાઓની રાજ્યધાની માલખેડમાં હતી. તેનાં એક રાજા કૃષ્ણરાજાએ એ લોકનું મંદિર બંધાવ્યું હતું.

**યદુવંશનું** રાજ્ય દેવગિરિમાં હતું. તેમાં ભીલમ નામે પ્રખ્યાત રાજા થયો હતો. આ સિવાય **બલ્લાલ, ચોલ, ચેરા** અને **પાંડય** રાજ્યો પણ જાણીતાં હતાં.

**શાલિવાહન**—ગોદવરી કાંઠે પૈઠણ નામે નગરમાં થઈ ગયો તેણે શક લોકોનાં ટોળાંને હરાવી કાઢી મૂક્યાં હતાં, તેથી ઈ. સ. ૭૮ થી તેનો શક ગણાય છે. પણ આ વંશની ત્યાર પછીની હકીકત મળતી નથી.

## પ્રશ્નો.

૧. ઇતિહાસ એટલે શું? તે શીખવાથી શા લાભ થાય? આપણા દેશનો ઇતિહાસ શીખતાં શું ધ્યાનમાં રાખવાનું છે?

૨. આર્યોનું મૂળ વતન કયું? તેમની સામાજિક સ્થિતિનું વર્ણન આપો? આર્યસ્ત્રીઓની સ્થિતિ કેવી હતી?

૩. હિંદુઓનું મૂળ ધર્મપુસ્તક કયું? તે ક્યારે રચાયું હશે? ઉપનિષદો એ શું છે? ખટદર્શનો એટલે શું? નવા બ્રાહ્મણધર્મના મુખ્ય ગ્રંથો કયા કયા? હિંદુધર્મમાં મૂર્તિપૂજા ક્યારે દાખલ થઈ?

૪. નીચેના વિષે શું જાણો છોઃ—કુમારિલ ભટ્ટ, શંકરાચાર્ય, રામાનંદ, રામાનુજ, કબીર, વલ્લભાચાર્ય ને સહજાનંદ સ્વામી.

૫. ચાર વર્ણો અને ચાર આશ્રમો વિષે તમે શું જાણો છો. હિંદુઓની તે કાળની સ્થિતિનો આજની સ્થિતિ સાથે મુકાબલો કરો.

૬. અનાર્ય જાતોનું વર્ણન કરો. ગુજરાતના અનાર્યો વિષે શું જાણો છો?

૭. બ્રાહ્મણધર્મની પડતીનાં અને ચઢતીનાં કારણો આપો,

૮. બૌદ્ધ ધર્મના સ્થાપકનું જીવન ચરિત્ર લખો. એ ધર્મને કયા કયા રાજાઓએ કઇ કઇ રીતે આશ્રય આપ્યો? બૌદ્ધ ધર્મને જૈન ધર્મ તથા બ્રાહ્મણ ધર્મ સાથે સરખાવો. આજે હિંદુસ્તાનમાં બૌદ્ધ ધર્મની નિશાનીઓ શી રહી છે?

૯. જૈન ધર્મના મૂળ સ્થાપક કોણ હતા? મહાવીરસ્વામીનુ જીવનચરિત્ર આપો.

૧૦. મહાન સિકંદરની સ્વારીનું વર્ણન કરો. મેગેસ્થિનિસના સમયની સામાજિક સ્થિતિનું વર્ણન કરો. હિંદના પહેલા સમ્રાટની ટુંક હકીકત આપો.

૧૧. પ્રિયદર્શી રાજાની હકીકત લખો. અશોકને મહાન કેમ ગણવામાં આવે છે? તેનું રાજ્ય ગુજરાત પર હતું તેની શી નિશાની છે.

૧૨. કનિષ્ક અને વિક્રમાદિત્ય ચંદ્રગુપ્ત વિષે શું જાણો છો.

૧૩. ફાહિયાન અને હ્યુએનશાંગની યાત્રાનું વર્ણન લખો, તેમણે હિંદ વિષે શું શું લખ્યું છે ?

૧૪. શ્રી હર્ષવર્ધનની કારકીર્દિનું વર્ણન આપો. તેને ભારતનો છેલ્લો સમ્રાટ કેમ કહ્યો ?

૧૫. રામાયણ ને મહાભારતનો ટુંક સાર આપો ? અને તેમાંનાં મુખ્ય પાત્રો વિષે ટુંક નોંધ લખો. શ્રી ભગવદ્‌ગીતા, વિદુરનીતિ અને ચાણાક્યનીતિ વિષે ટુંક હકીકત આપો.

૧૬. મુસલમાનોની પહેલી સ્વારી થઈ ત્યાં સુધીના ગુજરાતના ઇતિહાસની ટુંક હકીકત લખો. તે કાળે ગુજરાતની સામાજિક સ્થિતિ કેવી હતી ?

૧૭. ઈ. સ. ૬૦૦ થી ૧૨૦૦ દરમ્યાન ઉત્તર તથા દક્ષિણ હિંદમાં કયાં કયાં મુખ્ય રજપૂત રાજ્યો હતાં ? રજપૂતો પર ટુંક નોંધ લખો

# વિભાગ ૨ જો.

## પ્રકરણ ૧.

## મુસલમાન ધર્મની સ્થાપના અને હિંદમાં પગપેસારો.

**ઈસ્લામની સ્થાપના પહેલાં અરબસ્તાનની સ્થિતિ—** તે વખતના અરબસ્તાનના લોકો ટોળીઓમાં ભટકતા ને ભરવાડની માફક ઢોર પણ સાથે ફેરવતા. એ લોકોની સ્ત્રીઓ વિષેની સમજ બહુ હલકી હતી. તેમને તેઓ દુઃખી સ્થિતિમાં રાખતા. તેમનું મુખ્ય મંદિર મક્કામાં **કાબાનું** દેવળ હતું. એક દિવસની પૂજા માટે એક એમ જુદી જુદી ઘણી મૂર્તિઓ હતી. આવી સ્થિતિમાંથી તેમને સારા રસ્તે ચઢાવવા ઇશ્વરે હઝરત મહમદ પેગંબર સાહેબને જન્મ આપ્યો.

**હજરત મહમદ પેગંબર સાહેબ**—મુસલમાની ધર્મ ચલાવનાર હઝરત મહંમદ પેગંબર સાહેબનો જન્મ મક્કા શહેરમાં ઇ. સ. ૫૭૦ માં થયો હતો. એમના પિતા એમના જન્મ પહેલાં મરણ પામ્યા હતા. ને માતા પણ ૭ વર્ષના મૂકીને મરણ પામ્યાં. તેથી તેઓ દાદા તથા કાકાની સંભાળ નીચે ઉછર્યા. એમના કાકા મોટા વેપારી હતા તેથી તેમણે પણ વેપાર કરવા માંડ્યો, તેઓ એકવચની તથા પવિત્ર હોવાથી તેમનાં બધે વખાણ થવા માંડ્યાં આથી મક્કા શહેરની "ખદીજાબીબી' નામે એક ધનવાન વિધવાએ પોતાના મુનીમ તરીકે રાખ્યા અને પાછળથી ઈ. સ. ૫૯૮ માં તેમની સાથે લગ્ન કર્યું.

મહંમદ સાહેબનું મન નાનપણથીજ ઇશ્વરભક્તિ તરફ વધારે હતું. તેઓ પણ બીજા લોકોની માફક કાબાના દેવળમાં જતા અને રિવાજ મુજબ દર્શન, ભજન અને ઉપવાસ કરતા, પણ તે સંબંધી ઉંડો વિચાર કરતાં તેમને જણાયું કે '**ઈશ્વર એક છે**' ત્યાર

પછી તેઓ ઘણી વખત એકાંતમાં બેસી ધ્યાન ધરતા. એક વખત એક પહાડની ગુફામાં ધ્યાન ધરતાં તેમને એક દેવદૂતનાં દર્શન થયાં. તેણે કહ્યું કે 'પ્રભુનો ખરો ધર્મ ફેલાવવા તને નીમ્યો છે' ત્યાર પછી તેમણે ધર્મનો ઉપદેશ કરવા માંડયો. સૌથી પહેલાં તેમનાં સગાં સંબંધી તેમનો ધર્મ માનવા લાગ્યાં. આ રીતે ઇશ્વરનો સંદેશો લાવનાર હોવાથી તેઓ **પેગંબર** કહેવાયા. તેમનો ધર્મ મૂર્તિપૂજાની વિરૂદ્ધ હોવાથી આરબ લોકો તેમની સામે થયા. ને છેવટે તેમને મારી નાખવાને કાવતરાં થવા લાગ્યાં, તેથી તેઓ મક્કા છોડીને મદીને નાસી ગયા. એટલે ઇ. સ. ૬૨૨ થી હીજરી સન ગણાય છે.

શરૂઆતમાં તેમણે પોતાનો ધર્મ શાંત રીતે ચલાવ્યો પણ જ્યારે લોકોએ તેમને હેરાન કરવા માંડયા ત્યારે તેમણે તલવારથી વશ કરવાનો ઉપદેશ આપવા માંડયો. આથી મુસલમાનોમાં ધાર્મિક વૃત્તિને બદલે લશ્કરી ઝનુન દાખલ થયું. આખરે આરબો નમ્યા અને મહંમદ સાહેબને તેમણે પેગંબર તરીકે કબુલ કર્યા. મક્કા કબજે કરી તેમણે કાબામાંની બધી મૂર્તિઓ ભાંગી નાખીને નવા ધર્મની પ્રાર્થના શરૂ કરી ત્યારથી મુસલમાનોએ મંદિરને મોટું જાત્રાનું ધામ માનવા લાગ્યા. ઇ. સ. ૬૩૨ માં પેગંબર સાહેબ મરણ પામ્યા, તેમને મદીનામાં દાટવામાં આવ્યા. તેથી મદીના પણ મુસલમાનોમાં પવિત્ર તીર્થ મનાય છે.

પેગંબર સાહેબ બુદ્ધિમાન, શૂરા, શાન્ત અને આગ્રહી ( કદી પાછા ન પડે એવા ) હતા, છતાં ઘણા સાદા પુરૂષ હતા. તેઓ આખા અરબસ્તાનના રાજા થયા છતાં ફકીરના જેવી સ્થિતિમાં રહેતા. ને મજુર જેવો સાદો ખોરાક ખાતા. માત્ર સાદડી પર સુઇ જતા ને પોતાનાં કપડાં તથા જોડા પણ પોતે સાફ કરતા. તેમણે ખદીજા

બીબીના મરણ પછી અયેશાબીબી સાથે લગ્ન કર્યું હતું.

**ઈસ્લામના મુખ્ય સિદ્ધાંતો**—હઝરત મહંમદ પેગંબર સાહેબનો સ્થાપેલો ધર્મ **ઈસ્લામ** એટલે 'તારનાર' કહેવાય છે અને તેને માનનારા **મુસલમાન** કહેવાય છે. એ ધર્મનું મુખ્ય પુસ્તક **કુરાન** છે. તેના મુખ્ય સિદ્ધાંતો (૧) મનુષ્યને મરણ પછી ફરી જન્મ લેવો પડતો નથી. અને (૨) ઇશ્વર એક છે ઉપરાંત કુરાનમાં કહેલું છે કે 'સત્ય બોલવું, ગરીબોને ભિક્ષા આપવી, બધાં માણસ સાથે ભ્રાતૃભાવ રાખવો, છળકપટ કે ચોરી કરવી નહિ, મૂર્તિની પૂજા કરવી નહિ. તેમ દારૂ કે બીજી કોઈ કેફી ચીજનો ઉપયોગ કરવો નહિ.' ઇસ્લામ મુજબ દિવસમાં પાંચ વખત નિમાઝ પડવાની હોય છે. તેમાં 'સ્વર્ગ' તથા 'નર્ક'ની ભાવના છે. અને તેઓ એમ માને છે કે દુનિયાના છેલ્લા દિવસે ખુદા સર્વ મરણ પામેલાંને જીવતાં કરી તેમનાં કર્મ પ્રમાણે સ્વર્ગ કે નર્ક આપશે.

**ઈસ્લામનો ફેલાવો અને રાજ્યવિસ્તાર**—પેગંબર સાહેબના મરણ પછી મુસલમાનો ઇરાન, તુર્કસ્તાન, સિરિયા તથા એશિયા માઇનોર જીતીને યુરોપ તરફ ગયા. વળી તેમણે ઉત્તર આફ્રિકા તાબે કર્યો. ઉપરાંત ઈરાન જીત્યા પછી તેઓ બલુચિસ્તાન, તથા તાર્તરમાં પણ ફેલાયા હતા. ઈ. સ. ના ૮ મા સૈકાની શરૂઆતથી તેઓ હિંદુસ્તાન તરફ રાજ્ય મેળવવા આવવા લાગ્યા. તે દરમ્યાન હિંદુસ્તાનનું કુદરતી સરહદથી રક્ષણ થયું હતું.

**હિંદ પર જળમાર્ગે સ્વારીઓ**—હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરોથી આરબવેપારીઓ ઘણા વખતથી જાણીતા હતા, તેમના મોંએથી હિંદના વૈભવનાં વખાણ સાંભળી લુંટ ચલાવી પૈસાદાર થવા માટે શરૂઆતમાં થાણા ને ત્યાર પછી ભરૂચ બંદરે

તેમણે સ્વારીઓ કરી તથા સાતમા સૈકાની અધવચમાં તેમણે સિંધ ઉપર પણ સ્વારી કરી પણ આ બધી સ્વારીઓમાં તેઓ હાર પામ્યા. આ સ્વારીઓનો હેતુ માત્ર ધન લુંટવાનો હતો

**મહંમદ કાસમની સિંધ ઉપર સ્વારી**—આરબોનું એક વહાણુ સિંધના એક બંદરે કેદ પકડાયું. તે વહાણ સિંધના રાજા દાહિર પાસે ખલીફાએ પાછું માગ્યું પણ એ બંદર દાહિર રાજાના તાબાનું નહોતું તેથી તે પાછું મોકલી શક્યો નહિ. આથી એક સુબાએ ખલીફાને આડુઆવળું સમજાવી **મહંમદ કાસમ** નામે એક જુવાન અને શૂરા સરદારને ચૂંટી કાઢેલા લશ્કર અને પાંચ તોપો સાથે સિંધ ઉપર મોકલ્યો

કાસમ ઈ. સ. ૭૧૨ માં વહાણવાળા દેવળ બંદરે આવ્યો ને તે કબજે કરી દાહિર રાજા ઉપર ચઢ્યો. રાજા પણ તૈયાર થઈ સામો આવ્યો. પણ આરબોનાં સળગતા બાણથી ભડકીને તેના હાથીઓ નાઠા અને તેની હાર થઈ. રાજા રણમાં પડયો અને તેનો પુત્ર તથા બાકીનું લશ્કર નાસી ગયું. એ લશ્કર વડે તેની રાણીએ એ શત્રુઓને ખાળવા પ્રયત્ન કર્યો પણ તેમાં તે ફાવી નહિ, ત્યારે તે તથા બીજી હજારો સ્ત્રીઓ ચિંતા ખડકી બળી મૂઈ. દાહિરનો પુત્ર ચિતોડ નાસી ગયો અને કાસીમે સિંધ કબજે કર્યું.

**સિંધમાં મુસલમાની રાજ્ય**—સિંધમાં કાસમે સારી રીતે રાજ્ય ચલાવ્યું. તેણે કતલ કરવાનું ધોરણ રાખ્યું હતું તે બંધ કરી જે જજીયાવેરો ભરે તેને હેરાન કરવાનું બંધ કર્યું. ઉપરાંત હિંદુઓને ધર્મની બાબતમાં હેરાન કર્યા નહિ અને રાજા પ્રજા વચ્ચેનો વ્યવહાર સારી રીતે ચલાવ્યો, આમ કરીને તેણે પોતાનું રાજ્ય મુલતાન સુધી વધાર્યું. પણ તેને મોકલનાર ખલીફાનું મરણ થવાથી જે નવા ખલીફા

થયા તેની તેના પર ઇતરાજી થવાથી ' જ્યાં હોય ત્યાંથી ગંધાતા ચામડામાં સીવાઇ ને ' આવવાનું ફરમાન મોકલ્યું. આથી કાસમ બળદના ચામડામા જીવતોજ પેઠો ને તે સીવડાવી લીધું. આથી તે ત્રણ દિવસમાં મરણ પામ્યો અને મડદું ખલીફાની આગળ ગયું. કાસમના મરણથી આરબ સત્તા નબળી પડી ને ધર્મમાં પણ જુલમ થવા માંડયો. આથી સિંધમાંથી તેમની સત્તા ઉખડી ગઈ.

---

## પ્રકરણ ૨

## ગિજનીનું મુસલમાની રાજ્ય.

**સ્થાપના**—બુખારાના એક સુલતાનના તુર્કી ગુલામ **અલપ્તગીને** આ રાજ્યની ઇ. સ. ૯૬૨ માં સ્થાપના કરી. આ રાજ્યની અને પંજાબના રાજ્યની હદ વચ્ચે માત્ર સિંધુ નદી હતી તેથી ખટપટ ઉભી થઇ પણ લઢાઇનો પ્રસંગ આવ્યો નહિ.

**સબક્તગીન**—એ અલપ્તગીનનો તુર્કી ગુલામ હતો. તેની બહાદુરી તથા હોંશિયારી જોઈ અલપ્તગીને પોતાની દીકરી તેને પરણાવી હતી. આગળ જતાં રાજગાદી પણ તેને જ મળી. એ દયાળુ હતો.

આ વખતે પંજાબમાં **જયપાળ** રાજ્ય કરતો હતો. તેણે મુસલમાની રાજ્યને આગળ વધતું અટકાવવા પાડોશીઓ સાથે સંપ કરી સબક્તગીન ઉપર ચઢાઇ કરી પણ બંને લશ્કરો લઢાઇ શરૂ કરે તે પહેલાં ભારે વાવાઝોડા સાથે વરસાદ થયો. આ તકનો લાભ લઈ મુસલમાનોએ રજપૂતોને પાછા ફરવાનો માર્ગ અટકાવ્યો પણ બંને વચ્ચે સલાહ થવાથી પચાસ હાથી. અઢીલાખ રૂપીઆ દંડ અને દર વર્ષે ખંડણી ભરવાની સરત કરી જયપાળ પાછો ફર્યો.

રાજધાનીમાં પાછા ફર્યા પછી જયપાળે બ્રાહ્મણોની સલાહથી પોતાનું વચન પાળ્યું નહિ એટલુંજ નહિ પણ ખંડણી લેવા આવનાર માણસોને પણ કેદમાં પૂર્યા. આથી સબક્તગીને બીજી વખત ચઢાઈ કરી. જયપાળ પણ પાડોશી રાજાઓની મદદ મેળવી એક લાખ માણસનું લશ્કર જમાવી સામો થયો પણ તેમા તે હાર્યો, સરદારો નાસી ગયા ને સબક્તગીન પુષ્કળ લૂંટ મેળવી પાછો ફર્યો. તે ઈ. સ. ૯૯૭ મા મરણ પામ્યો.

## મહમુદગીજની. (ઈ. સ. ૯૯૭–૧૦૩૦)

**નામ પડવાનું કારણ**—સબક્તગીને પોતાની પછી પોતાના પુત્રને હકદાર ઠરાવ્યો હતો. પણ તેને કેદ કરી દાસી પુત્ર મહમુદ ગાદી પચાવી પડયો. તેણે સુલતાનની પદવી ધારણ કરી અને ગીજનીનું રાજ્ય સ્થાપ્યું તેથી તેને મહમુદ ગીજની એવું નામ આપ્યું.

**પ્રતિજ્ઞા**—મહમૂદે ગાદીએ બેઠા પછી તરતજ પોતાની ગાદી મજબુત કરવા આસપાસનાં રાજ્યો જીતવા તરફ ધ્યાન આપ્યું. આથી બગદાદના ખલિફાએ તેને પોષાક મોકલી આપ્યો ને સ્વતંત્ર સુલતાન તરીકે સ્વીકાર્યો. આથી તે બહુ હર્ષમાં આવી ગયો ને ધર્મઝનુનથી પ્રતિજ્ઞા કરી કે "હિંદુસ્તાનના પરધર્મીઓ સાથે ધર્મયુદ્ધ કરતો દર વર્ષે જગત મને જોશે."

આ સિવાય જ્યારે તે નાનો હતો ત્યારે હિંદુસ્તાનમાંથી માલ ભરીને ઉંટ અને પોઠો તેના રાજ્યમાં થઈને જતાં તે વખતે પણ તેણે નિશ્ચય કર્યો હતો કે 'હું હિંદુસ્તાનની આ બધી દોલત લુંટી લાવીશ"

આ પ્રમાણે પૈસો મેળવવા તથા ધર્મ ફેલાવવા તેણે હિંદુસ્તાન પર કુલ ૧૭ સ્વારીઓ કરી,

**પહેલી સ્વારી**-ઈ. સ. ૧૦૦૧માં તેણે પહેલી સ્વારી પંજાબ ઉપર કરી. ત્યાંનો રાજા જયપાળ બહાદુરીથી લઢ્યો પણ કેદ પકડાયો. તેથી દર વર્ષે ખંડણી લેવાની કરી તેને છુટો કર્યો. આ લઢાઇથી તેને હાથ જયપાળનું ઘણું ઝવેરાત આવ્યું. પછી તે લાહોર પાસેનું એક શહેર લુંટી પાછો ગયો. આમ ત્રણ વખત હાર પામવાથી જયપાળ પોતાના પુત્ર આનંદપાળને લાહોરની ગાદીએ બેસાડી જીવતો બળી મુઓ.

**બીજી સ્વારી**—મુલતાનની દક્ષિણે આવેલા ભાટીઆના રાજાએ પોતાના ભાગની ખંડણીની રકમ આનંદપાળને આપી નહિ ને મહમુદની સત્તાની અવગણના કરવા લાગ્યો આથી ૧૦૦૪માં મહમૂદે તેના પર સ્વારી કરી. આ વખતે તે લઢાઈમાં જરૂર હારી જાત પણ છેવટની ઘડીએ પ્રાર્થના કરી લશ્કરને કહ્યું કે હવે બ્હીશો નહિ અલ્લાએ આપણને ફતેહ આપી છે. આથી લશ્કર બહુ જુસ્સાથી લઢયું ને જીત્યું. મહમુદે આ રાજ્ય પોતાના રાજ્યમાં જોડી દીધું. અને પુષ્કળ લુંટ લઈ પાછો ફર્યો.

**ત્રીજી સ્વારી**-મુલતાનના એક રાજાએ આનંદપાળ સાથે મળી જઈ ખંડણી આપવાની ના પાડી. આથી ૧૦૦૫માં તેણે પંજાબ ઉપર ફરીથી સ્વારી કરી. આનંદપાળ નાસી ગયો ને મુલતાનનો રાજા તાબે થયો એવામાં ગીજની પર તેનો સસરો ચઢી આવવાથી તે એકદમ પાછો ગયો.

**ચોથી સ્વારી**-ગીજની પાછા જતાં મહમૂદ હિંદુસ્તાનમાંના પોતાના મુલકનો વહીવટ સુખપાલ નામના એક વટલેલા હિંદુને સોંપી ગયો હતો. તેણે હિંદુઓ સાથે સંપ કરી બંડ કર્યું. આથી મહમૂદ એકદમ પાછો આવી સુખપાલને કેદ કરી લઇ ગયો.

**પાંચમી સ્વારી**-ત્રીજી સ્વારી વખતે આનંદપાલ મહમૂદના

સામા પક્ષમાં રહી લઢયો હતો તેથી તેને સજા કરવાની જબરી તૈયારી કરી ઇ. સ. ૧૦૦૮માં મહમૂદે આનંદપાળ ઉપર ચઢાઈ કરી. આનંદપાળે પણ ઉત્તર હિંદના ઘણાખરા રાજાઓને હિંદુ ધર્મનું અભિમાન ઉત્પન્ન કરી મદદે તેડાવ્યા હતા. પહાડોમાંથી જંગલી લોકો પણ પોતાનાં તીર કામઠાં લઈ આવ્યા હતા અને સ્ત્રીઓએ ઘરેણાં વેચીને પણ મદદ મોકલી હતી

આ લઢાઈ પેશાવરના મેદાનમાં થઇ, અગાઉ કોઇ વખત ધર્મના અભિમાનથી આટલી મોટી સંખ્યામાં હિંદુ રાજાઓ એકત્ર થયા નહોતા. પહાડી લોકો ૩૦૦૦૦ હતા ને હિંદુ લશ્કરને મોખરે ઉઘાડે માથે અને ઉઘાડે પગે ગોઠવાયા હતા, તેમણે એવો ધસારો કર્યો કે મુસલમાનો નાસી ગયા. ઉપરાંત પાછળથી રજપૂતોએ પણ જબરો ઝપાટો લગાવ્યો હતો. આથી મુસલમાનો પાછા પડવા માંડયા. એવામાં અનંગપાળના હાથીને બળતું તીર વાગ્યું તેથી ભડકીને નાસવા માંડયો. આથી **સરદારને ખાતર લઢનારૂં** હિંદુ લશ્કર સરદારની પાછળ નાશવા માંડયું. મહમૂદે બે દિવસ સુધી તેમની પાછળ પડી તેમનો ઘાણ કાઢી નાંખ્યો. આ લઢાઈ પછી હિંદુઓ મહમૂદની સામે એકત્ર થવાનું ભૂલી ગયા.

ત્યાર પછી મહમૂદ **નગરકોટ** ઉપર ચઢયો. આ દેવળ ઉત્તરમાં બહુ પવિત્ર મનાતું તેથી ત્યાં ઘણી સંપત્તિ હતી ને ઝાઝું લશ્કર હતું નહિ. આથી મહમૂદે મનગમતી રીતે દેહેરૂં લુટયું ને અઢળક દ્રવ્ય લુંટી મૂર્તિ ભાગી નાખી પાછો ગયો.

**મુલતાન ઉપર ફરીથી**—મુલતાનનો અધિકારી ફરીથી સામો થયો માટે મહમૂદે તેના પર સ્વારી કરી મુલતાન જીતી લીધું અને તેને પકડી ગીજની લઇ ગયો.

**થાણેશ્વર ઉપર સ્વારી**—દિલ્હીની પાસે આવેલા થાણેશ્વરના દહેરામાં પુષ્કળ પૈસા છે, એમ સાંભળવાથી તે લૂંટવાને મહમૂદ ઈ. સ. ૧૦૧૨ માં ત્યાં ચઢયો. તેને બચાવવા આનંદપાળે પ્રયત્ન કર્યો પણ ફાવ્યો નહિ. મહમૂદે શહેર તથા દેવળ લૂંટયાં ને બે લાખ કેદી તથા પુષ્કળ લૂંટ લઇ પાછો ફર્યો.

**કાશ્મીર પર બે સ્વારીઓ**—ઈ. સ. ૧૦૧૩ ને ૧૪ માં તેણે કાશ્મીર ઉપર બે સ્વારીઓ કરી પણ તેમાં તેને નિરાશ થવું પડયું.

**કનોજ અને મથુરાં પર ચઢાઈ**—ઈ. સ. ૧૦૧૭ માં હિમાલયની તળેટીમાં થઇને તે કનોજ ઉપર ચઢયો. ત્યાંનો રાજા વગર લઢે તાબે થયો અને ખંડીઓ બની સુખથી રહ્યો.

કનોજથી નીકળી તે મથુરાં ગયો. ત્યાંના એકેએક મંદિરને તેણે લુંટી લીધું. તેની બાંધણીથી તે એટલો બધો ખૂશ થયો કે તેણે કેટલાંક મંદિરો તોડવા દીધાં નહિ અને એવી સુંદર ઇમારતો ગીજનીમાં બાંધવા કારીગરોને લઈ ગયો

**કલિંજર ઉપર સ્વારી**—કનોજનો રાજા વગર લઢે તાબે થયો, તેથી રજપૂત રાજાઓ ગુસ્સે થયા. તેમાં કલિંજરનો રાજા મુખ્ય હતો તેમણે તેને હેરાન કરવા માંડયો. પણ તેના આવતા પહેલાં કલિંજરના રાજાએ કનોજના રાજાને મારી નાખ્યો. આથી તે કલિંજર ઉપર ચઢયો. ત્યાંનો રાજા બીકનો માર્યો જંગલમાં નાસી ગયો, તેથી મહમૂદ મૂલક લૂંટી પાછો ગયો.

લાહોરમાં આનંદપાળનો છોકરો રાજ્ય કરતો હતો, તે પણ કલિંજરના રાજા સાથે સામેલ હતો, તેથી મહમૂદે લાહોર કબજે કર્યું ને પોતાના રાજ્યમાં જોડી દીધું. આજ વખતમાં કાબુલનું હિંદુરાજ્ય પણ તેણે પોતાના રાજ્યમાં જોડી દીધું.

**કલિંજર ઉપર ફરીથી**—ઇ. સ. ૧૦૨૩ માં ફરીથી કલિંજર ઉપર ચઢયો. તેણે ગ્વાલીયર ને કલિંજરના રાજાને નમાવ્યા.

**સોમનાથ ઉપર સ્વારી**—આજ સુધી મહમૂદ ઉત્તરમાંજ સ્વારીઓ કરતો, તેથી સોમનાથના બ્રાહ્મણો પોતાના દેવની પ્રતિષ્ઠા વધારવા મોટાઇનાં બણગાં ફૂંકતા. તે વાત મહમૂદના જાણવામાં આવવાથી ઈ. સ. ૧૦૨૪ માં મુલતાન થઇ અજમેર આવ્યો. અજમેરનો રાજા નાસી ગયો. તે અણહીલપુર આવ્યો. ત્યાંનો સોલંકી રાજા પહેલો ભીમદેવ પણ નાસી ગયો. આથી મહમૂદ સીધો સોમનાથ આવી પહોંચ્યો.

મંદિરને ફરતો કોટ હતો તેના દરવાજા બંધ કરી બ્રાહ્મણોએ મહમૂદને કહેવરાવ્યું કે "સમજીને પાછા જાઓ નહિ તો દેવના કોપથી તમારો નાશ થશે." તેને ન ગણકારતાં મહમૂદે હલ્લો કર્યો પણ તેમાં તે ફાવ્યો નહિ. એવામાં ભીમદેવ બીજા નાના રાજાઓ એકત્ર કરી ચઢી આવ્યો. તેથી મુસલમાનોના પગ પાછા પડવા માંડ્યા પણ મહમૂદે પ્રાર્થના કરીને જેમ ઇશ્વર તરફથી વચન મળ્યું હોય તેમ જણાવ્યું કે "મિત્રો ગભરાઓ નહિ જીત આપણીજ છે." આમ જુસ્સો ઉત્પન્ન કરીને ઝનુની હુમલો કર્યો તેથી ભીમદેવ પાછો પડયો અને નાઠો. તેમજ બીજા રાજાઓ પણ નાઠા. આથી મહમૂદ કિલ્લામાં પેઠો ને બ્રાહ્મણોના કાલાવાલાને ન ગણકારતાં મૂર્તિ ભાંગીને હીરા મોતી વગેરેની પુષ્કળ લુંટ કરી પછી શહેરને પણ લુંટયું ને અહીંથી અણહીલપુર પાછો ગયો. ત્યાં ઘણો વખત રહ્યો. તે કચ્છના રસ્તે થઇને પાછો ફર્યો. આ લુંટમાં મહમૂદ આશરે ૩૦ કરોડની કિંમતની લુંટ લઇ ગયો.

**છેલ્લી સ્વારી**—પાટણથી પાછા ફરતાં જાટ લોકોએ તેને હેરા-

ન કર્યો હતો. આથી ગીજની પહોંચ્યા પછી પાછો આવી તેમને વશ કર્યા ઈ. સ. ૧૦૨૬ આ તેની છેલ્લી સ્વારી હતી.

ત્યાર પછી તે ઇરાન તરફના મુલક જીતવામાં રોકાયો ને ઇ. સ. ૧૦૩૦માં મરણ પામ્યો.

**ગુણ દોષ**–એ એના વખતનો એક મોટો માણસ હતો. જેવો તે લડાઇમાં પરાક્રમી અને શૂરો હતો તેવોજ તે વિદ્વાનો અને કવિઓનો પણ શોખીન હતો. તેનો દરબાર એવા માણસોથી ભરેલો હતો. ગીજ-ની શહેરને તેણે એક નાનાં ઝુપડાંના ગામમાંથી વધારીને સુંદર ઇમા-રતોવાળું ભવ્ય શહેર બનાવ્યું હતું. તેના દરબારનો ઠાઠ ભારે હતો. આમ હોવા છતાં તે કંજુસ હતો એમ એક વાત પરથી સાબીત થાય છે. કહેવાય છે કે એક મોટા કવિ **ફિરદોસી**ને તેણે પોતાનું જીવન ચરિત્ર લખવાનું કહી મહેનત બદલ કાવ્યની એક કડીએ એક દિરહમ આપવાનું કહ્યું, આ ઉપરથી કવિએ સાઠ હજાર કડીનું **શાહનામા** નામનું એક મોટું કાવ્ય લખ્યું અને તે જ્યારે સુલતાનને ભેટ કર્યું. ત્યારે તેણે રૂપાના સાઠ હજાર દિરહમ આપ્યા. કવિએ બીકને લીધે તે લીધા પણ ઘેર જઇ પાછા મોકલ્યા. તેનો ચહેરો ખરાબ હતો તથા તે દાસી પુત્ર હતો એવી કવિતા બનાવી. આથી સુલતાને સોનાના સિક્કા મોકલ્યા પણ કવિ તો ગુજરી ગયો હતો, તેથી તે પૈસા તેની દીકરીને આપ્યા પણ આ વાત પરથી સમજાય છે કે કંજુસ હતો.

**સ્વારીઓની મતલબ**–મહમૂદની સ્વારીઓનો હેતુ રાજ્યની હદ વધારવાનો નહોતો પણ ધન લુંટવાનો અને મૂર્તિઓ ભાગવાનો હતો, તેથી દેશને પૈસા સિવાય બીજું વધારે નુકશાન થયું નહિ.

**સ્વારીઓની અસર**–આથી રજપૂતો મુસલમાનોથી ડરી ગયા.

ને મુસલમાનો સમજ્યા કે હિંદ જીતી શકાશે, વળી કાબુલ ને પંજાબ જીતવાથી હિંદમાં મુસલમાની રાજ્યનો પાયો નંખાયો

**મહમૂદ પછીના સુલતાનો**—મહમૂદ પછી તેનો દીકરો મસાઉદ ને ત્યાર પછી તેનો દીકરો મૌદૂદ પાદશાહ થયા, પછી ગીજની વંશની પડતી થઇ ને ઘોરી વંશ ચઢતીમાં આવ્યો.

**ગીજની શહેરની પાયમાલી**—ગીજની વંશના બહેરામ નામે સુલતાનને ઘોર પ્રાંતના સુલતાન સાથે વેર થવાથી અલાઉદ્દીન નામે એક ઘોરી સુલતાને ત્રણ દિવસ સુધી ગીજનીમાં કતલ ચલાવી તથા શહેર બાળ્યું, તેથી તે ‘ જગત બાળનાર ’ એવું નામ પામ્યો, એ અલાઉદ્દીન ઈ. સ. ૧૧૫૬ માં મરણ પામ્યો ત્યારે તેનો છોકરો ગાદીએ આવ્યો. પણ બીજા વરસે તેનું ખૂન થવાથી તેના પીત્રાઈ ભાઇઓ **ગ્યાસુદ્દીન** અને **શાહબુદ્દીન** નામે બે ભાઈઓ ગાદીએ આવ્યા. રાજગાદી ગ્યાસુદ્દીન ચલાવતો અને લઢવાનું કામ શાહબુદ્દીન કરતો. આ શાહબુદ્દીન **ઘોરી** વંશનો હોવાથી તેનું **મહમૂદ ઘોરી** એવું નામ પડયું. તેણે પણ હિંદુસ્તાન ઉપર નવ પ્રસિદ્ધ સ્વારીઓ કરી છે.

**શાહબુદ્દીનની સ્વારી વખતનાં મોટાં રજપૂત રાજ્યો:-**

**દિલ્હી**—દિલ્હીમાં અનંગપાળ તુંવારનું રાજ્ય હતું, તેને એક કુંવર નહોતો. પણ બે કુંવરીઓ હતી. તેમાંની એક કનોજના રાઠોડ રાજાને અને બીજી અજમેરના ચોહાણ રાજાને પરણાવી હતી. કનોજના રાજાને જયચંદ્ર અને અજમેરના રાજાને પૃથ્વીરાજ નામે પુત્રો હતા. પૃથ્વીરાજ દિલ્હીમાં ઘણો વખત રહેતો તેથી અનંગપાળની તેના ઉપર ઘણી પ્રીતિ હતી. તેથી તે ઘરડો થયો ત્યારે પોતાનું રાજ્ય તેને આપ્યું. આથી જયચંદ્રને માઠું લાગ્યું ને તે પૃથ્વીરાજનો વિરોધી થઇ રહ્યો: [illegible]

**અજમેર**—અજમેરમાં પૃથ્વીરાજના પિતા સોમેશ્વર ચોહાણનું રાજ્ય હતું. તેને ગુજરાતના રાજા ભોળા ભીમદેવે મારી નાખ્યો હતો.

**ગુજરાત**—ગુજરાતમાં આ વખતે સોલંકી વંશનો બીજો ભીમ જે ભોળા ભીમના નામથી જાણીતો છે તેનું રાજ્ય હતું. આબુનો જેતસી પરમાર નામે રાજા તેનો ખંડીઓ હતો, તેને ઇચ્છનકુમારી નામે એક ખૂબસુરત કન્યા હતી, તેનો વિવાહ અજમેરના રાજા સોમેશ્વના પુત્ર પૃથ્વીરાજ સાથે કર્યો હતો. છતાં ભીમદેવે તેને પરણવાની ઇચ્છા બતાવી અને આબુના રાજા પર ચઢાઇ કરી. એણે કુંવરીને અજમેર મોકલી દીધી અને પોતે લડાઇમાં મરાયો. ત્યાંથી ભીમદેવ અજમેર ઉપર ચઢ્યો ને સોમેશ્વરને માર્યો. આથી પિતાનું વેર લેવા દિલ્હીથી પૃથ્વીરાજ મોટા સૈન્ય સાથે આવ્યો ને ભીમદેવને હરાવ્યો. આથી બંને રાજાઓ ખૂબ નબળા પડી ગયા.

**કનોજ**—જયચંદ્ર ને પૃથ્વીરાજ વચ્ચે અણબનાવ હતો, તેમાં વળી બીજા એક બનાવથી વધારો થયો. જયચંદ્રે જાણે પોતે બધાથી મોટો હોય તેમ બતાવવા રાજસૂય યજ્ઞ કર્યો. ને પોતાની પુત્રીનો સ્વયંવર પણ તે વખતે જ રાખ્યો. તે માટે તેણે બધા રાજાઓને નોતર્યા તેમાં પૃથ્વીરાજ ગયો નહિ. ત્યારે તેનું પૂતળું બનાવી દરવાજે ચોકીદાર તરીકે મૂકયું. આ સાંભળી પૃથ્વીરાજને બહુ માઠું લાગ્યું. જયચંદ્રની પુત્રી સંયુક્તા પૃથ્વીરાજ વેરે પરણવા ઇચ્છતી હતી, આથી પૃથ્વીરાજ વેશ બદલીને ત્યાં ગયો હતો. કુંવરીએ જ્યારે મંડપમાં આવીને પૃથ્વીરાજના પુતળાને વરમાળા પહેરાવી કે તરતજ પૃથ્વીરાજ તેને ઉપાડી ઘોડા ઉપર નાખી નાસતો થયો. આથી જયચંદ્ર તેનો પાકો શત્રુ થયો.

**મેવાડ**—મેવાડમાં સમરસિંહ નામે રાણો હતો જે પૃથ્વીરાજને

બનેવી થતો હતો, તે વારંવાર તેને મદદ આપતો હતો.

## શાહબુદ્દીનની સ્વારીઓ.

**પહેલી સ્વારી** ઈ. સ. ૧૧૭૫–૭૬માં મુલતાન પર સ્વારી કરી તે જીત્યું તથા પાંચ નદીઓના સંગમ પર આવેલો ઉચ્ચા નામનો કિલ્લો લીધો.

**બીજી સ્વારી** ઈ. સ. ૧૧૭૮ માં અજમેર અને ગુજરાત ઉપર કરી પણ બંને ઠેકાણેથી તેને માર ખાઇ પાછા ફરવું પડ્યું.

**ત્રીજી સ્વારી** ગીજની વંશનો છેલ્લો સુલતાન હિંદુસ્તાનના થોડા ભાગ પર રાજ્ય કરતો હતો, તેના પર કરીને ખંડણી ભરવાનું કબુલ કરાવ્યું ઇ. સ. ૧૧૭૦.

**ચોથી સ્વારી** ઈ. સ. ૧૧૮૨ માં સિંધ ઉપર કરીને આખો પ્રાંત કબજે કર્યો.

**પાંચમી સ્વારી** ઈ. સ. ૧૧૮૪ માં પંજાબ ઉપર કરીને લાહોર સુધીનો મુલક ઉજ્જડ કર્યો.

**છઠ્ઠી સ્વારી**, પંજાબનો ભાગ ગીજની વંશના રાજાના રાજાને તાબે હતો, તેને હવે શાહબુદ્દીનનો ભય લાગ્યો તેથી તેણે પહાડી લોકોની મદદ લઇ શાહબુદ્દીને નવો બાંધેલો શિયાળકોટનો કિલ્લો કબજે કર્યો. આથી શાહબુદ્દીને ઈ. સ. ૧૧૮૬ માં સ્વારી કરી. આ વખતે તે કપટ કરીને જીત્યો ને પંજાબ ખાલસા કર્યો.

**સાતમી સ્વારી.** ઈ. સ. ૧૧૯૧ માં દિલ્હી ઉપર તેણે સ્વારી કરી આથી પૃથ્વીરાજ તેના બનેવી સમરસિંહ સાથે સામો આવ્યો, પાણીપતના મેદાન પાસે બંને લશ્કર ભેગાં થયાં. આ વખતે શાહબુદ્દીન હાર્યો ને સખત ઘવાયો તેનું સૈન્ય નાસી ગયું, કેટલાક ઇતિહાસકારો કહે છે, કે બીજા સાતમી વખત પૃથ્વીરાજને હાથે કેદ થયો હતો, છતાં તેણે તેને છોડી મુક્યો.

**પૃથ્વીરાજ** જો કે અનંગપાળ તુંવારે પોતાનું રાજ્ય એકલા પૃથ્વીરાજને આપ્યું એમાં દેખીતો અન્યાય હતો છતાં પણ તે બરાબર હતું, કારણકે પૃથ્વીરાજ એક ખરેખરો ક્ષત્રિય હતો. તેનામાં રજપૂતના બધા સારા ગુણો હતા. તેનું ધનુષ એવું તો ભારે હતું કે બીજાઓ તે ઉપાડી પણ શકતા નહિ. છતાં તે ગુજરાતના રાજા સાથે લઢવાથી નબળો થયો હતો. વળી તે સંયુક્તાને પરણ્યા પછી ઘણો જ વિલાસી થઇ ગયો હતો ને ઘણો વખત રણવાસમાંજ પડ્યો રહેતો હતો. ઉપરાંત તેણે પોતાના એક બહાદુર યોદ્ધાને અગિયાર તીરથી વીંધી નાખ્યો, બીજાને કેદમાં પૂર્યો અને હાહુલી રાયને દેશપાર કર્યો. તે શાહબુદીનને જઈ મળ્યો. ઉપરાંત જયચંદ્ર પણ પૃથ્વીરાજ પર ચઢી આવવા તેને તેડી રહયો હતો. આથી તેણે આઠમી સ્વારી ઇ. સ. ૧૧૯૩ માં દિલ્હી ઉપર કરી.

**આઠમી સ્વારી**—છેલ્લી વખત પૃથ્વીરાજ પાસેથી છુટયા પછી શાહબુદ્દીનને રાત્રે નિરાંતે ઉંઘ પણ આવતી નહોતી. જ્યારે તેને હાહુલીરાયે આવીને કહ્યું કે પૃથ્વીરાજ હવે નબળો થઈ ગયો છે, ત્યારે તે તરતજ મોટું લશ્કર જમાવી ચઢયો. આ વખતે પણ પૃથ્વીરાજની મદદે તેનો બનેવી સમરસિંહ તથા તેનો પુત્ર કલ્યાણસિંહ પોતાના બહાદૂર યોદ્ધાઓ સાથે આવ્યા હતા. પૃથ્વીરાજ પણ શાહબુદ્દીન આવ્યાની વાત સાંભળી તૈયાર થઈ નીકળી પડયો. આ વખતે સંયુક્તાએ જાતે તેને હથિયાર સજાવ્યાં. કેદમાં નાખેલા પ્રધાનને તેણે છુટો કરી સાથે લીધો હતો. બંને લશ્કરો થાણેશ્વર આગળ મળ્યાં.

શરૂઆતમાં સમરસિંહની સલાહથી પૃથ્વીરાજે શહાબુદ્દીનને કહેવડાવ્યું કે "બે વર્ષ પર પડેલા ઘા હજુ તો તમને રૂઝાયા નથી. છતાં મોત માગવા શા માટે આવ્યા છો, માટે સમજીને પાછા

જાઓ" આના જવાબમાં શાહબુદ્દીને કહેવડાવ્યું કે "હું તો માત્ર લડાઇ કરનાર સરદાર છું ને ખરો રાજા તો મારો ભાઇ છે, તેથી હું તેને આજેજ પાછો ફરવા પુછાવું છું." આથી રજપૂતો સમજ્યા કે તે બીએ છે તેથી પોતે બેદરકાર રહ્યા. આથી શાહબુદ્દીને રાત્રે ઓચીંતો છાપો માર્યો ને રજપૂતોનો ઘાણ કાઢી નાખ્યો. છતાં છાવણીના બીજા ભાગના રજપૂતો ગોઠવાઇ જઇને લઢવા તૈયાર થયા. તેમની આગળ મુસલમાનોનું કંઇ ચાલ્યું નહિ. ત્યારે શાહબુદ્દીને એક યુક્તિ કરી જેથી પોતાનું લશ્કર વ્યવસ્થિત રીતે પાછું પડવા માંડ્યું. તેથી રજપૂતો સમજ્યા કે મુસલમાનો રણમાંથી પાછા હટે છે, તેથી બમણા જોરથી હલ્લો કરવા લાગ્યા પણ તેમ કરતાં તેમની વ્યુહરચના (ગોઠવણ) છુટી થઇ ગઈ. એટલે મુસલમાનો થોભી ગયા. અને શાહબુદ્દીને પોતાના ચુંટેલા સ્વારો સાથે રજપૂતો પર હલ્લો કર્યો. પરિણામે રજપૂતો હાર્યા ને પૃથ્વીરાજ કેદ પકડાયો, તેની શાહબુદ્દીને કતલ કરાવી.

આ જીતથી શાહબુદ્દીનના હાથમાં દિલ્હી એકદમ આવ્યું નહિ છતાં તેણે અજમેર કબજે કર્યું. ને પોતાના તરફથી એક માણસને ખંડીઆ રાજા તરીકે ગાદીએ બેસાડી પાછા ફરતાં પોતાના એક માનીતા ગુલામ કુતુબુદ્દીનને જીતેલા મુલકનો કબજો સોંપી પાછો ફર્યો, તેણે પૃથ્વીરાજના કુંવરને મારી દિલ્હી કબજે કર્યું.

**નવમી સ્વારી**—ઈ. સ. ૧૧૯૪ માં એણે કનોજ ઉપર સ્વારી કરી. આ વખતે જયચંદ્રને પોતાની ભૂલ સમજાઇ પણ તે શું કરે ? તે બહાદુરીથી લઢવા છતાં હાર્યો ને મરાયો. શાહબુદ્દીન કનોજ ને કાશી લુંટી છેક બિહાર પ્રાંત સુધીનો મુલક કબજે કરી પાછો ફર્યો. ત્યાર પછી કુતુબુદ્દીને અજમેર ને બંગાળા પણ પોતાના રાજ્યમાં જોડી દીધાં.

**શાહબુદ્દીનનું મરણ**—પહાડી સક્કર લોકોએ લાહોર કબજે કર્યું. તેથી શાહબુદ્દીન તેમને સજા કરવા આવ્યો. પણ રાત્રે તેના તંબુમાં પેસી તે લોકોએ તેને મારી નાંખ્યો.

પૃથ્વીરાજના એક પટાવત ચંદ બારોટે 'પૃથ્વીરાજ રાસો' નામે એક પુસ્તક લખ્યું છે, તેમાં તે લખે છે કે પૃથ્વીરાજને કેદ કરી શાહબુદ્દીન પોતાની સાથે લઈ ગયો ત્યાં ચંદના કહેવાથી શબ્દવેધી બાણનો પ્રયોગ પૃથ્વીરાજ કરે તે જોવા શાહબુદ્દીન ઉંચે બેઠો. તે અંતર ચંદે પોતાની ભાષામાં પૃથ્વીરાજને સમજાવ્યું. તેને આંધળો કર્યો હતો છતાં જેવો શાહબુદ્દીનના મોંમાંથી શબ્દ નીકળ્યો કે પૃથ્વીરાજે તે તરફ બાણ માર્યું ને તેને મારી નાખ્યો. પછી ચંદ તથા પૃથ્વીરાજ અરસપરસ તરવારથી મરી ગયા.

**ગીજની અને ઘોરીની સ્વારીઓની અસર**—મહમૂદ ગીજનીનો વિચાર માત્ર લુંટવાનો હતો તેથી દેશને પૈસા સિવાય બીજું નુકશાન થયું નહોતું. પણ શાહબુદ્દીનનો ઈરાદો રાજ્ય કરવાનો હતો તેથી તેના મરણ સુધીમાં લગભગ આખો ઉત્તર હિંદુસ્તાન મુસલમાનોના તાબામાં આવી ગયો ને તે રાજ્યે જડ ઘાલી.

**મુસલમાનો રજપૂતો પર કેમ ફાવ્યા**—શરીરબળ, શૌર્ય કે હિંમતમાં રજપૂતો મુસલમાનો કરતાં ઉતરતા નહોતા, છતાં મુસલમાનો કેમ ફાવ્યા તેનાં કારણો નીચે મુજબ છે.

(૧) રજપૂતોમાં કુસંપ ને દ્વેષભાવ એ મુખ્ય કારણ છે.

(૨) વર્ણ વ્યવસ્થા પ્રમાણે યુદ્ધનો ભાર એકલા ક્ષત્રિયને માથે રહેવાથી બીજા લોકો યુદ્ધ કળાથી અજાણ્યા રહ્યા ને વારંવારની લડાઈઓમાં રજપૂતો માર્યા જવાથી તેની જગા બીજા યોદ્ધાઓ પૂરી શક્યા નહિ, આથી તેમની સંખ્યા ઓછી થઈ ગઈ.

(૩) હિંદ આખો એક દેશ છે માટે એક રાજ્યને નુકશાન થશે તો બીજાને પણ થશે એવી સમજતી ખામી અને ચક્રવર્તી રાજ્યનો અભાવ.

(૪) વંશપરંપરા શત્રુવટ રાખી વેર વાળવાનું અભિમાન રાખતા.

(૫) પ્રાચીન ધર્મયુદ્ધની ભાવનાને વળગી રહેવાથી તેમના ભોળપણ ને વિશ્વાસુ સ્વભાવને લીધે ઘણી લડાઇઓમાં તેમને હાર મળી.

(૬) મુસલમાનોના પ્રમાણમાં રજપૂતોની લશ્કરી તાલીમ ને હથિયાર પણ ઉતરતાં હતાં.

(૭) પોતાની શક્તિમાં અતિ વિશ્વાસ રાખી શત્રુની હીલચાલ પર જાસુસીખાતાથી સરત ન રાખી.

**રજપૂતોની પડતી પરથી બોધ**—સ્વદેશના સામાન્ય હિતને પ્રસંગે ખાનગી વેરઝેરને બાજુએ રાખી એક સંપથી વર્તવું જોઇએ તથા હિંદમાં જુદા જુદા મોટા પ્રાંતો હોવા છતાં તે એકજ દેશ હોવાથી એક પ્રાંતની ચઢતી કે પડતીની અસર બીજા પર થવાનીજ માટે દેશના કોઇપણ ભાગના સુખ દુઃખ વખતે બીજા બધા ભાગોએ તેમાં ભાગ લેવો જોઇએ. મતલબ કે હિંદ એક રાષ્ટ્ર છે, એવી ભાવના દરેક હિંદીના મનમાં હોવી જોઇએ.

---

# પ્રકરણ ૩

## હિંદમાં મુસલમાની રાજ્ય.

### ગુલામવંશ (ઇ. સ. ૧૨૦૬–૯૦)

**ગુલામવંશની સ્થાપના**—શાહબુદીનના મરણ પછી તેનો ભત્રીજો ગાદીએ આવ્યો, તે નબળો હોવાથી સરદારો સ્વતંત્ર થઇ

ગયા. તે મુજબ કુતુબુદ્દીન પણ સ્વતંત્ર બાદશાહ થયો. એટલુંજ નહિ પણ ઘોરી રાજાએ જાતે તેને સુલતાનનો ખિતાબ મોકલી આપ્યો. કુતુબુદ્દીન પોતે ગુલામ હતો. અને તેના વંશના બીજા પણ કેટલાક રાજાઓ નાનપણમાં ગુલામ હતા તેથી તેનો વંશ ગુલામવંશ કહેવાયો.

**દિલ્હીનો પહેલો સ્વતંત્ર સુલતાન કુતુબુદ્દીન**—( ઇ. સ. ૧૨૦૬–૧૦ ) તે ઇ. સ. ૧૨૦૬થી સ્વતંત્ર સુલતાન તરીકે રાજ્ય કરવા લાગ્યો. ત્યાર સુધી તે પોતાના સુલતાનને ખરેખરો વફાદાર રહ્યો હતો. તેના આ ગુણથીજ તે ગુલામની સ્થિતિમાંથી ચઢતાં ચઢતાં સરદાર થયો. અને છેવટે બાદશાહ થયો.

બાદશાહ તરીકે સ્થિર થયા પછી તેને શાહબુદ્દીનના બીજા એક સરદાર સાથે લઢવું પડયું પણ એક બે લઢાઇઓ લઢયા પછી તેણે પોતાનું ધ્યાન તે બાજુએથી ખેંચી લઈ હિંદનું રાજ્ય સારી રીતે ચલાવવા તરફ આપ્યું.

**કુતુબમિનાર**—આ મિનારો દિલ્હીથી લગભગ ૧૨–૧૪ માઇલ દૂર આવેલો છે, તે લાલ પત્થરનો બાંધેલો છે. કુતુબુદ્દીને પોતાના રાજ્યની યાદગીરી માટે આ મિનારો બંધાવવો શરૂ કર્યો પણ તે પુરો થતાં પહેલાં તેનું મરણ થયું. આથી તેની પછીના સુલતાન અલ્તમસે તે પુરો કરાવ્યો. એના સંબંધમાં એક એવી પણ વાત છે કે પૃથ્વીરાજની પુત્રીને દરરોજ જમનાજીનાં દર્શન કરવાનો નિયમ હતો તેથી તે પરથી દર્શન થઇ શકે માટે તેણે બંધાવ્યો હતો, તેનેજ પાછળથી કુતુબુદ્દીને પોતાનું નામ આપ્યું. આ મિનારો ૨૫૦ ફુટ ઉંચો હતો અને હાલ પણ દુનિયાના બધા મિનારામાં ઉંચો છે, તેથી તે દુનિયાની નવાઇઓમાં ગણાય છે.

**કુતુબુદ્દીનના ગુણ દોષ**—તેનામાં પ્રમાણિકતા તથા વફાદારી હતાં તેમજ તે ન્યાયી અને ઉદાર હતો. તેના રાજ્યમાં પ્રજા સુખી હતી.

**આરામ**—કુતુબુદ્દીનના મરણ પછી તેનો મોટો દીકરો આરામ ગાદીએ આવ્યો. પણ તે નબળો હોવાથી રાજ્યમાં ઠેકાણે ઠેકાણે બળવા થવા માંડ્યા, તેથી ઉમરાવોએ કુતુબુદ્દીનના જમાઈ અલ્તમસને ગાદી સોંપવાનો વિચાર કર્યો: આથી તેણે આરામને મારી ગાદી લઇ લીધી. ઇ. સ. ૧૨૧૧.

**અલ્તમસ** ( ઈ. સ. ૧૨૧૧–૩૬ )—તેનાં માબાપ સારી સ્થિતિનાં હતાં પણ તેના ભાઇઓએ દ્વેષભાવથી તેને એક વેપારીને ગુલામ તરીકે વેચ્યો હતો. તેની પાસેથી કુતુબુદ્દીને વેચાતો લીધો હતો. થોડીજ મુદ્દતમાં ને માનીતો થઇ પડયો ને તેને કુતુબુદ્દીને પોતાની પુત્રી પરણાવી. એ પ્રમાણે વધતાં છેવટે દિલ્હીનો સુલતાન થયો.

તેણે સિંધનો ઉત્તર ભાગ, બંગાળા ને બિહાર જીતી લીધાં. તેમજ રણથંભોર, માંડવગઢ અને ગ્વાલીયરના કિલ્લા પણ જીત્યા. છેવટે ઈ. સ. ૧૨૩૪ માં તેણે માળવા પણ જીત્યું. આ પ્રમાણે લગભગ આખા ઉત્તર હિંદમાં તેણે મુસલમાની સત્તા બેસાડી.

આ સુલતાનના વખતમાં **ચંગીસખાં** નામે મોગલ બાદશાહ સિંધુ નદી સુધી આવીને પાછો ગયો હતો.

તેણે કુતુબમિનાર પુરો કરાવ્યો અને અજમેરમાં પ્રખ્યાત હિંદુ દેવળની મસીદ બનાવી.

અલ્તમસની કીર્તિ એટલી બધી હતી કે તેને બગદાદના ખલિફાએ પણ હિંદના સ્વતંત્ર સુલતાનની પદવી તથા પોશાક મોકલી આપ્યાં હતાં. આ પ્રમાણે કુતુબુદ્દીને સ્થાપેલા રાજ્યને વધારીને ઇ. સ. ૧૨૩૬ માં મરણ પામ્યો.

**રૂકનુદ્દીન**—અલ્તમસ પછી તેનો મોટો દીકરો રૂકનુદ્દીન ગાદીએ બેઠો પણ તે નબળો ને દુરાચરણી હોવાથી તેને સાત માસમાંજ કેદમાં નાખી ઉમરાવોએ તેની બ્હેન રઝિયાને ગાદી આપી.

**સુલતાના રઝિયા બેગમ** (ઇ. સ. ૧૨૩૬–૩૯)—દિલ્હીની ગાદીએ આ એકજ સ્ત્રી રાજ્યકર્ત્તા થઇ છે. તે બહાદુર હોવાથી જ્યારે અલ્તમસ દિલ્હી છોડીને જતો ત્યારે રાજ્ય કારભાર તેને સોંપતો આ રીત શરૂઆતમાં ઉમરાવોને ગમી નહિ, પણ જ્યારે તેણે સારી રીતે કારભાર ચલાવ્યો ત્યારે તેઓ સંતોષ પામ્યા. અને તેથીજ તેમણે તેને ગાદીએ બેસાડી.

રાજ્યકર્ત્તા તરીકે તે ઘણી લાયક હતી. એક સારા રાજામાં જે ગુણો હોવા જોઇએ તે બધા તેનામાં હતા. તે બુદ્ધિમાન ને હિંમત-વાળી હતી. વળી પુરૂષનો પોષાક પહેરી ગાદીએ બેસતી અને દરેક કામનો નિકાલ જાતેજ કરતી. તેણે રાજ્યમાં ચાલતા ખરાબ રિવાજો બંધ પાડયા અને કાયદા સુધાર્યા.

આ પ્રમાણે બધી બાબતમાં સારી હોવા છતાં તેણે એક હબસી ગુલામ ઉપર મહેરબાની બતાવી તેને બધા ઉમરાવોનો ઉપરી નીમ્યો. આથી ઉમરાવોએ તેની સામે બંડ કર્યું. તે બેસાડવા જતાં પોતે પોતા-નાજ લશ્કરને હાથે કેદ પકડાઇ અને હબસી ગુલામ માર્યો ગયો. આથી તેણે **અલ્તુનીયા** નામે સરદાર સાથે લગ્ન કર્યું ને કેદમાંથી છુટી થઇ. અને બંને જણ ઉમરાવોની સામે લઢયાં પણ હારી જવાથી નાસતાં કેદ પકડાયાં ને માર્યાં ગયાં. તેણે લગભગ સાડાત્રણ વર્ષ રાજ્ય કર્યું.

**બહેરામ** (ઇ. સ. ૧૨૩૯–૪૧)—ઉમરાવોએ દિલ્હીની ગાદીએ રઝિયા બેગમના ભાઇ બહેરામને બેસાડયો. પણ તે નાલાયક

હોવાથી અંદર અંદર ખટપટ ઉભી થઇ આથી બહેરામે કેટલાક ઉમરાવોને કપટથી મારી નંખાવ્યા. એટલે અમીરોએ પણ તેની સામે કાવતરાં કરવા માંડ્યાં.

ઇ. સ. ૧૨૪૧માં મોગલ લોકો લાહોર પર ચઢી આવી લોકોને ત્રાસ આપવા લાગ્યા. આથી તેણે એક દિવાનને લશ્કર આપી તેમની સામે મોકલ્યો તેણે મોગલોને પાછા હાંકી મૂકી પાછા ફરતાં સુલતાનનું ખૂન કર્યું.

**મસાઉદ** ( ઇ. સ. ૧૨૪૧–૪૬ )—બહેરામના પછી અમીરોએ રૂકનુદ્દીનના પુત્ર મસાઉદને ગાદી આપી પણ તે નબળો, લંપટ ને ક્રૂર નીકળ્યો, આથી તેને કેદમાં પુરી તેના કાકા નાસીરૂદ્દીનને ગાદી આપી.

**નાસીરૂદ્દીન** ( ઇ. સ. ૧૨૪૬–૬૬ )—એ અલ્તમસનો સૌથી નાનો પુત્ર હતો. પિતાના મરણ પછી તેની ઓરમાન માતાએ તેને કેદમાં રાખ્યો હતો, અને તે મસાઉદ સુલતાન થયો ત્યારે છૂટો થયો હતો. તે દરમ્યાન તે કુરાનની નકલો કરીને વેચતો અને તે વડે પોતાનું ગુજરાન ચલાવતો. આ રીત તેણે ગાદીએ બેઠા પછી પણ ચાલુ રાખી આથી તે પોતાની સાદી અને સંતોષી જીન્દગી માટે વખણાય છે. જો કે મુસલમાનોમાં એક કરતાં વધારે સ્ત્રીઓ પરણવાનો રિવાજ છે છતાં પોતે એકજ સ્ત્રી પરણ્યો હતો. અને ઘરનું બધું કામકાજ તે સ્ત્રી જાતેજ કરતી. પોતે માનતો કે રાજાએ સરકારી ખજાનામાંથી એક પાઇ પણ લેવી ન જોઇએ એથી તે ઘરકામ માટે એક નોકર પણ રાખતો નહિ. વળી કોઇનું દીલ દુભાવે નહિ. કહે છે કે એક વખત તેની કુરાનની નકલમાં કોઇ ઉમરાવે કંઇ ભૂલ બતાવી તેથી તેના દેખતાં તેમાં સુધારો કર્યો, પણ ખરૂં જોતાં

તેમાં ભૂલ હતીજ નહિ તેથી ઉમરાવના ગયા પછી અસલ લખાણુ કાયમ રાખ્યું. ઉપરાંત પ્રજાનું હિત કરવાની તેની લાગણી જબરી હતી તેથી તેણે રાજકારભાર પણ વ્યવસ્થિત કર્યો.

તેણે રાજ્યનો બધો કારભાર પોતાના બાહોશ વજીર બલબનને સોંપેલો હોવાથી પ્રજાને કોઇ જાતની હરકત પડતી નહિ. છતાં એક વખત કેટલાક અમીરોના ભરમાયાથી તેણે બલબનને છુટો કર્યો પણ રાજ્યમાં અંધેર ચાલવાથી તેને પાછો બોલાવ્યો.

તેના વખતમાં મોગલો બે વખત ચઢી આવ્યા હતા પણ તે હારીને પાછા ગયા એટલુંજ નહિ પણ તેમનો ગીજની સુધીનો મુલક જીતી લીધો હતો. ઇરાનના મોગલ સુલતાને પણ દોસ્તી માટે વકીલ મોકલ્યો હતો. આ પ્રમાણે આ ભલો સુલતાન ૨૦ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૨૬૬ માં મરણ પામ્યો.

**બલબન** (ઇ. સ. ૧૨૬૬–૮૭)—નાસીરૂદ્દીનના જીવતાંજ બધી સત્તા તેના હાથમાં હતી તેથી તેના મરણ પછી તે સુલતાન થયો. તે પણ અલ્તમસનો ગુલામ હતો ત્યાંથી વધતાં વધતાં નાસીરૂદ્દીનના વખતમાં વજીર થયો હતો.

ગાદીએ બેઠા પછી તેણે ધાક બેસાડવા જુલમ કરવા માંડયો પણ પાછળથી પોતાના ડહાપણને માટે વખણાયો. તે હંમેશાં સારા કામની બક્ષીસ અને ખોટાં કામની શિક્ષા આપવા તૈયાર રહેતો.

એના વખતમાં બંગાળાની સુબેદારી ઉપર તોગ્રલબેગ નામે તેનો એક ઓળખીતો હતો, તે પ્રજાનો બહુ માનીતો હતો, તેથી એક વખત તે સ્વતંત્ર થયો; આથી તેની ઉપર બલબને બે વખત સૈન્ય મોકલ્યું તે હારીને પાછું આવ્યું. આથી બલબન જાતે જવાથી તોગ્રલબેગ જંગલમાં નાસી ગયો અને તેના મળતીઆઓને બલબને ક્રૂર રીતે મારી નાંખ્યા. તેની

જગાએ પોતાના શાહજાદા બકારાખાનને સુબેદાર નીમી ત્રણ વરસે બંગાળામાંથી પાછો ફર્યો.

ત્યાર પછી પંજાબ પર મોગલો ચઢી આવ્યા તેમને તેના શાહજાદા મહમદે હરાવી પાછા કાઢયા. પણ બીજી વખતે ચઢી આવ્યા. આ વખતે પણ મહમદે તેમને હઠાવ્યા પણ લશ્કરથી છુટો પડી જવાથી મોગલોએ તેને મારી નાંખ્યો. આ શાહજાદા ઉપર બલબનને બહુ પ્યાર હતો, તેથી તેના મરણના ઘાથી તે માંદો પડયો ને ઇ. સ. ૧૨૮૭ માં મરી ગયો.

**કૈકુબાદ** ( ઈ. સ. ૧૨૮૭–૯૦ )—બલબને મહમદના પુત્રને ગાદીનો વારસ ઠરાવ્યો હતો પણ ઉમરાવોએ બકારાખાનના પુત્ર કૈકુબાદને ગાદીએ બેસાડયો.

નાનપણમાં તે બલબનના હુકમ તળે ઉછર્યો હતો તેથી તેને કોઈ જાતનું વ્યસન વળગ્યું નહોતું પણ તેને સ્વતંત્રતા મળતાંજ તે ખરાબ રસ્તે ચઢયો. બધી રાજસત્તા પોતાના વજીરને સોંપી પોતે મોજશોખમાં પડયો. વજીરની ઇચ્છા ગાદી પચાવી પડવાની હતી તેથી તેના બાપે બંગાળાથી તેના ઉપર ઘણા કાગળો લખ્યા પણ વજીરની ગોઠવણથી તેમાંનો એકે કૈકુબાદને મળ્યો નહિ. આથી તે જાતે દિલ્હી આવ્યો ને મહા મુશ્કેલીએ તેને મળ્યો. ત્યારે તેણે જાણ્યું કે કૈકુ વજીરના હાથમાં રમકડા જેવો છે આથી તે નિરાશ થઇ પાછો ગયો, પણ કૈકુબાદને પોતાની સ્થિતિ સમજાતાં તેણે વજીરને ઝેર આપી મારી નાખ્યો પણ ફરીથી ખરાબ સોબતમાં પડયો ને પથારી વશ થયો, આથી ખીલજી સરદાર જલાલુદ્દીને તેને મારી નાખી ઇ. સ. ૧૨૯૦ માં ગુલામવંશનો અંત આણ્યો.

## પ્રકરણ ૪.

### ખીલજીવંશ (ઇ. સ. ૧૨૯૦–૧૩૨૧)

**જલાલુદ્દીન** (ઇ. સ. ૧૨૯૦–૯૫) આ સુલતાન બહુ ભલો ને દયાળુ હતો, તે ગુનેગારને પણ છોડી દેતો તેથી રાજ્યમાં બંડખોરી ને ગુહના વધી પડયા.

કોરા પ્રાંતમાં બલબનનો ભત્રીજો સુબો હતો તેણે બંડ કર્યું પણ તેને માફી આપી મુલતાનનો સુબો નીમ્યો. માળવામાં રજપૂતોએ બંડ કર્યું તેમને તેણે હરાવ્યા પણ કોઇને મરણની શિક્ષા કર્યા સિવાય પાછો ફર્યો અને પંજાબ ઉપર મોગલો ચઢી આવ્યા તેમને પણ હરાવી વગર અડચણે જવા દીધા. તેમાંના ૩૦૦૦ મોગલોએ તેના લશ્કરમાં નોકરી લીધી.

***દક્ષિણમાં સ્વારી અને જીત**—જલાલુદ્દીનને અલ્લાઉદ્દીન નામે એક ભત્રીજો હતો તેના પર તે બહુ વહાલ રાખતો. તેને અયોધ્યા ને કોરાપ્રાંતની સુબાગીરી સોંપી હતી. ત્યાંથી તે ૮૦૦૦ ચુંટેલા માણસોનું સૈન્ય લઇ દક્ષિણમાં ગયો. આજ સુધી વિંધ્યાચળની દક્ષિણે કોઇ સ્વારી થઈ નહોતી તેથી બધા રાજાઓ બેફીકર હતા. વળી હિંદુઓના ભોળપણ ને વિશ્વાસુપણાની અલ્લાઉદ્દીનને ખાત્રી હતી તેથી તે રસ્તામાં કહેતો કે મારે મારા કાકા જોડે અણબનાવ થયો છે તેથી હું તૈલંગણના રાજા પાસે નોકરી લેવા જાઉંછું. આમ જવાબ આપતો આપતો તે છેક દેવગઢ સુધી પહોંચ્યો. આ ઓચીંતા હુમલાને માટે ત્યાંનો જાદવરાજા રામદેવ તૈયાર નહોતો તેથી તેણે ગમે તેમ કરી ત્રણ ચાર હજાર માણસનું લશ્કર એકઠું કર્યું અને કિલ્લો બંધ કરી ભરાઇ બેઠો. અલ્લાઉદ્દીને કિલ્લાને ઘેરો ઘાલ્યો અને લૂટ ચલાવી પુષ્કળ ધન એકઠું કર્યું. પણ ઘણી ~~મહેનત~~ કરવા છતાં કિલ્લો લઇ શકાશે

નહિ એમ જ્યારે તેને લાગ્યું ત્યારે તેણે વાત ચલાવી કે 'સુલતાનનું મોટું લશ્કર તો હજી પાછળ આવે છે, હું તો માત્ર તેની એક ટુકડી લઈ આવ્યો છું.' આ વાત સાંભળવાથી તથા કિલ્લામાં અનાજને બદલે મીઠાના કોથળા ભરાઇ જવાથી રામદેવે પુષ્કળ ધન આપી અલ્લાઉદ્દીન સાથે સલાહ કરી અને તે પાછો ફરતો હતો, તેવામાં રાજકુમાર શંકરદેવ લશ્કર જમાવી તેની સામે થયો. આ વખતે અલ્લાઉદ્દીન હારવાની અણી પર હતો પણ એવામાં એક કિલ્લેદાર લશ્કર લઇ મદદ માટે આવતો હતો. દૂરથી ઉડતી ધૂળ જોઇ હિંદુઓ સમજ્યા કે બાદશાહનું મોટું લશ્કર આવે છે તેથી ઇલીચપુર પરગણું ને પુષ્કળ ધન આપી અલ્લાઉદ્દીન સાથે સલાહ કરી.

અલ્લાઉદ્દીન પાછો ફર્યાની વાત જાણી જલાલુદ્દીન તેને મળવા ગયો ત્યારે અલ્લાઉદ્દીન તેને પગે પડયો, પણ કરી રાખેલી ગોઠવણ મુજબ છુપા મારાએ ધસી આવી જલાલુદ્દીનના પેટમાં ખંજર ખોસી ઘાલી તેને મારી નાખ્યો.

**નિર્દોષનાં ખૂન**—જલાલુદ્દીન બહુ ભલો ને દયાળુ હતો છતાં તેના હાથે કૈકુબાદનું ખૂન થયું હતું તથા સીદીમૌલા નામે એક ફકીરની પાસે પારસમણી છે એવી વાત સાંભળવાથી તેને કેદમાં પૂરવા હુકમ કર્યો પણ રસ્તામાં તેનું ખૂન થયું, ત્યાર પછી તેનો શાહજાદો મરી ગયો, દેશમાં દુકાળ પડ્યો અને પોતે પણ અલ્લાઉદ્દીનને હાથે મરાયો.

## અલ્લાઉદ્દીન (ઇ. સ. ૧૨૯૫–૧૩૧૬)

**રાજ્ય પ્રાપ્તિ અને બંદોબસ્ત**—શરૂઆતમાં અલ્લાઉદ્દીનને વિચાર પોતાના સુબાગીરીના મુલકનુંજ સ્વતંત્ર રાજ્ય સ્થાપવાનો હતો પણ જલાલુદ્દીનનો મોટો શાહજાદો કે મુલતાનની સુબાગીરી ભ

હતો તે એક નાના શાહજાદાને ગાદીએ બેસાડી તેની મા કારભાર ચલાવવા લાગી. આથી અલાઉદ્દીન ચોમાસું હોવા છતાં દિલ્હી પર ચઢ્યો. બેગમ પુત્રને લઇ મુલતાન નાસી ગઇ ને અલાઉદ્દીન સોના રૂપાના સિક્કા ઉછાળતો શહેરમાં પેઠો ને ગાદી કબજે કરી.

કાકાના ખૂનની વાત ભૂલાવી દેવા તેણે કેટલાક ઉમરાવોને લાંચ આપી વશ કર્યા ને લશ્કરને પણ છ માસનો પગાર આપી ખૂશ કર્યું. પછી પોતાના ભાઈ અલફખાનને મુલતાન પર મોકલ્યો. તેણે જલાલુદ્દીનના પુત્રોને આંધળા કરી કેદમાં નાખ્યા ને થોડા વખતમાં મારી નાખ્યા. ગાદીએ સ્થિર થયા પછી અલાઉદ્દીને લાંચ ખાઉ ઉમરાવોમાંથી કેટલાકને મારી નાખ્યા અને કેટલાકને આંધળા કર્યા. પણ જે લાંચથી વશ થયા નહોતા તેમને ઉંચી જગાઓ પર નીમ્યા. આથી કરી પોતાના પર કાવતરૂં કરવાની કોઈની હિંમત ચાલે નહિ તેમ કર્યું.

**ગુજરાત પર ચઢાઈ**—આ વખતે ગુજરાતમાં વાઘેલા વંશનો કરણદેવ નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના પ્રધાન માધવને પરદેશ મોકલી તેની સ્ત્રીને લઇ જવાની ઇચ્છા કરી, તે સ્ત્રીનું રક્ષણ કરતાં માધવનો નાનો ભાઇ કેશવ મરાયો અને તેની સ્ત્રી સતી થઇ. આ હકીકત માધવે પાછા વળતાં સાંભળી તેથી તે એકદમ બારોબાર દિલ્હી આવી અલાઉદ્દીનને મળ્યો ને ગુજરાત જીતી લેવા વિનંતી કરી. આથી અલાઉદ્દીને અલફખાં તથા વજીર નસરતખાંનને મોટું લશ્કર આપી ગુજરાત પર મોકલ્યો. કરણ પોતાની દીકરી દેવળદેવીને લઈ નાસી ગયો. ઇ. સ. ૧૩૦૪ અને મુસલમાનો ગુજરાત તાબે કરી કરણની સ્ત્રીઓને પકડી દિલ્હી લઇ ગયા, તેમાંની એક કૌળાદેવી નામે ખૂબસુરત હતી તેથી અલાઉદ્દીને તેની સાથે લગ્ન કર્યું. ત્યાર પછી બે

વર્ષે અલાઉદ્દીનનો સરદાર કાફુર દક્ષિણ જીતવા જતો હતો, તે વખતે કૌલાદેવીએ અલાઉદ્દીનને કહી પોતાની દીકરી દેવળદેવીને પોતાની પાસે તેડી મંગાવી, તે શાહજાદા ખીજરખાન સાથે પરણી ને કરણદેવ રખડીને મૂઓ.

**રણથંભોર પર સ્વારી**—રણથંભોરમાં ચૌહાણ રાજા હમીરદેવ રાજ્ય કરતો હતો તેણે અલાઉદ્દીનના બળવાખોર સરદારોને આશ્રય આપ્યો હતો. આથી તેણે અલફખાન તથા નસરતખાનને કિલ્લો જીતી લેવા મોકલ્યા પણ રજપૂતોની બહાદુરી આગળ તેમનું કાંઈ ચાલ્યું નહિ. આથી બીજી વખતે અલાઉદ્દીન જાતે મોટું લશ્કર લઈ ચઢ્યો. આ વખતે પણ એક વર્ષ સુધી પ્રયત્ન કરવા છતાં જીત થાય એમ નહિ લાગવાથી હમીરદેવના એક પ્રધાનને ફોડી કિલ્લો કબજે કર્યો ને પકડાએલાંની તથા પેલા વિશ્વાસઘાતી પ્રધાનની પણ કતલ કરાવી.

**પદ્મિની**—ચિતોડની ગાદીએ લક્ષ્મણસિંહ નામે રાણો રાજ્ય કરતો હતો. તે નાનો હોવાથી તેનો કાકો ભીમસિંહ કારભાર ચલાવતો હતો. તેને પદ્મિની નામે ખૂબસુરત રાણી હતી. તેના રૂપનાં વખાણ અલાઉદ્દીને સાંભળવાથી તેણે ચિતોડ પર સ્વારી કરી પણ તેમાં નહિ ફાવવાથી તેણે માગણી કરી કે “જો મને માત્ર પદ્મિનીનો ચહેરો બતાવવામાં આવે તો હું પાછો જાઉં.” રજપૂતોએ ખરેખરો ચહેરો તો નહિ પણ આરસીમાં તેનું પ્રતિબિંબ બતાવવાનું કબુલ કર્યું. આથી અલાઉદ્દીન રજપૂતો પર વિશ્વાસ રાખી કબુલાત મુજબ એક બે માણસ સાથે વગર હથિયારે કિલ્લામાં ગયો. પાછા ફરતાં તેણે ભીમસિંહ છાવણી સુધી વળાવવા આવે એવી માગણી કરી ને ત્યાં લાવી તેને કેદ કર્યો. પછી કહેવડાવ્યું કે ‘પદ્મિની મારે કબજે નહિ આવે ત્યાં સુધી ભીમસિંહને હું છોડીશ નહિ. આથી

પદ્મિનીએ પણ કપટ કરી પોતાને બદલે પાલખીમાં વીર બાદલ અને ગૌરાને મોકલી ભીમસિંહને છોડાવી કિલ્લામાં સહીસલામત બોલાવી લીધો. ભીમસિંહને પકડવા અલ્લાઉદ્દીને ઘણાં ફાંફાં માર્યા પણ તેમાં તેનું કંઇ વળ્યું નહિ. અને નુકસાન ખમી પાછા ફરવું પડ્યું.

બીજા વર્ષે અલ્લાદ્દીન ફરીથી ચઢી આવ્યો, આ વખતે રજપૂતો કેસરીઆં કરી કપાઇ મૂઆ અને પદ્મિની સાથે ઘણી રજપૂતાણીઓ જોહરવ્રત આદરી બળી મૂઇ. ખીજવાયેલા અલ્લાઉદ્દીને કિલ્લામાં એક પણ માણસ જીવતું હાથ નહિ આવવાથી કિલ્લાને બાળી મૂક્યો અને ઝાલોરના રાજા માલદેવને ત્યાંનો રાજકારભાર સોંપી પાછો ફર્યો. પણ થોડાંજ વર્ષોમાં હમ્મીરદેવની સરદારી નીચે સીસોદીઆ રજપૂતોએ માલદેવને હાંકી કાઢી ચિતોડ કબજે કર્યું.

**મોગલોની કતલ**—ગુલામવંશના બાદશાહોના વખતથી મોગલો હિંદુસ્તાન પર ચઢી આવતા હતા અને વખતો વખત હારીને પાછા જતા. તો પણ અલ્લાઉદ્દીનના વખતમાં છેક દિલ્હી સુધી ધસી આવ્યા. આથી અલ્લાઉદ્દીને દિલ્હીમાં રહેતા મોગલો પણ બંડ કરશે એમ ધારી એક જ દિવસમાં ૧૫૦૦૦ મોગલોની કતલ કરાવી.

**દક્ષિણની જીત**—ગુજરાતની સ્વારી વખતે પકડાએલા ગુલામોમાંથી એક ખૂબસુરત હિંદુ છોકરાને મુસલમાન બનાવી અલ્લાઉદ્દીને **કાફુર** નામ આપ્યું હતું, તે બહુ હિંમતવાળો હોવાથી અલ્લાઉદ્દીન તેને ઘણાં મોટાં કામો સોંપવા લાગ્યો આ કાફુરે અલ્લાઉદ્દીનના હુકમથી દક્ષિણ હિંદુસ્તાન પર પાંચ સ્વારીઓ કરી છેક સેતબંધુ રામેશ્વર સુધી મુસલમાની અમલ ફેલાવ્યો અને તેની યાદગીરી માટે રામેશ્વરમાં એક મસીદ બંધાવી.

**મરણ**—કાફુરની આ બધી જીતોથી તેના પર અલ્લાઉદ્દીનનો અતિ વિશ્વાસ બેસી ગયો તેથી રાજ્ય કારભાર તેને સોંપી તે એશઆરામમાં પડી રહેવા લાગ્યો ને વ્યસને ચઢી ગયો. આથી તેનું શરીર લથડી ગયું ને દરબારમાં અંધાધુંધી વધી પડી. આજ અરસામાં ગુજરાતમાં રજપૂતોએ બંડ કર્યું, રાણા હમ્મીરે ચિતોડ જીતી લીધું અને દક્ષિણ ફરીથી સ્વતંત્ર થયું. આમ આખી જીંદગીની મહેનત પર પાણી ફરતું જોઇ અલ્લાઉદ્દીનની તબિયતને આઘાત પહોંચવાથી તે ઈ. સ. ૧૩૧૬માં મરી ગયો. કેટલાકના કહેવા મુજબ કાફુરે ઝેર આપી મારી નાખ્યો.

**ઉમર**—અલ્લાઉદ્દીનના મરણ પછી તેના પાંચ વર્ષના દીકરા ઉમરને ગાદીએ બેસાડી કાફુર બધો કારભાર કરવા લાગ્યો. તેણે અલ્લાઉદ્દીનના મોટા બે શાહજાદાની આંખો ફોડાવી નાખી અને ત્રીજા મુબારકને મારવા મારા મોકલ્યા. પણ મુબારક લાંચ આપી બચી ગયો. એવામાં કાફુરને તેના અંગરક્ષકોએ મારી નાખ્યો ને મુબારકે ગાદી સંભાળી લીધી.

**મુબારક**—ગાદીએ બેસીને તેણે પોતાના ત્રણે ભાઇઓની કતલ કરાવી તથા પોતાને મદદ કરનાર બે ઉમરાવોને પણ મારી નંખાવ્યા. ત્યાર બાદ અલ્લાઉદ્દીને કરેલી લશ્કરની અને બીજી વ્યવસ્થા વિખેરી નાખી બધી સત્તા મલેકખુશરૂ નામે વટલીને મુસલમાન થયેલા હિંદુને સોંપી દીધી અને પોતે એશઆરામમાં પડી રહેવા લાગ્યો. આથી વખત જતાં ઇ. સ. ૧૩૨૦માં મલેકખુશરૂએ તેને મારી નાખી રાજગાદી કબજે કરી

**મલેક ખુશરૂ**—તેણે મુબારકના વખતમાં જ પોતાની જાતના ઘણા માણસોને મોટા હોદ્દા આપી ખટપટો શરૂ કરી હતી. તેથી

રાજગાદી હાથ આવતાંજ ખીલજી વંશના એકેએક પુરૂષનો નાશ કરાવ્યો અને પોતે નાસીરૂદ્દીન એવું નામ ધારણ કરી પોતાના નામના ખુત્બા પઢાવ્યા અને નાણું પડાવ્યાં. તેમ છતાં પોતે હિંદુ હોય તેમ મુસલમાનો વિરૂદ્ધ વર્તવા લાગ્યો. તેના નીચ મળતીઆએ મસીદોમાં મૂર્તિઓ પધરાવી દીધી અને કુરાન પર બેસી અપમાન કરવા માંડયું. આમ પાંચ માસ સુધી ધાંધલ ચાલ્યા બાદ પંજાબના સુબા ગાજીખાંએ આવી ખુશરૂને હરાવી મારી નાંખ્યો કેટલાકના કહેવા મુજબ ખુશરૂની ઈચ્છા દિલ્હીની ગાદીએ હિંદુ રાજ્યની સ્થાપના કરવાની હતી પણ તે હલકી જાતનો હોવાથી બીજા હિંદુઓ તેની સાથે ભળ્યા નહિ આથી તે ફાવી શકયો નહિ. આ વખતે ખીલજી વંશનો એક બાળક પણ જીવતો નહિ હોવાથી સઘળા દરબારીઓના આગ્રહથી ગાજીખાં પોતે ગ્યાસુદ્દીન નામ ધારણ કરી ગાદીએ બેઠો ઇ. સ. ૧૩૨૧. આ પ્રમાણે ખીલજી વંશની આખર આવી.

**ખીલજી વંશ પરથી લેવાનો બોધ**—સત્તા અને સ્ત્રીના મોહથી માણસ પાપ કરે છે પણ ગમે તેટલી સાવચેતી રાખવા છતાં એનો બદલો મળ્યા વગર રહેતો નથી. આ વંશનો એકે એક રાજા આગળના રાજાનું ખૂન કરી ગાદીએ આવે છે ને પોતાની તે સ્થિતિ ન થાય એવી ખૂબ સંભાળ રાખે છે છતાં પોતાની પણ એજ દશા થાય છે.

કરણ રાજાએ પારકી સ્ત્રીના મોહના કારણે ઘણો અનર્થ કર્યો તથી તેની ઈચ્છા પાર પડી નહિ ને બદલામાં રાજગાદી ગઈ, પોતાને રઝળીને મરવું પડયું. તેની સ્ત્રી બીજાની સ્ત્રી થઈ અને તેની છોકરીને પહેલાં અલ્લાઉદ્દીનનો શાહજાદો ખીજરખાન પરણ્યો ત્યારપછી મુબારકે તેની પટરાણી બનાવી અને આખરે મલેકખુશરૂ પણ તેને પરણ્યો હતો. આ બધું કરણના પાપેજ થયું. માટે પાપ કરવાનો વિચાર સરખો પણ કરવો નહિ.

# પ્રકરણ ૫

## તઘલખ વંશ (ઈ. સ. ૧૩૨૧–૧૩૮૮)

**ગ્યાસુદ્દીન તઘલખ** (ઈ. સ. ૧૩૨૧–૨૫)–આ બલબનના ગુલામનો છોકરો હતો પણ પોતાના સારા સ્વભાવને લીધે એ પંજાબની સુબાગીરી સુધી પહોંચ્યો હતો. તે એક વચની અને નીતિમાન હતો. તેથી પોતાના ટુંકા અમલમાં પણ પ્રજાને ન્યાય આપી રાજ્ય વ્યવસ્થામાં સુધારા કરી પ્રજાની પ્રીતિ મેળવી હતી.

તેણે પોતાના દીકરા જુમાખાંને દક્ષિણમાં બંદોબસ્ત કરવા મોકલ્યો. તે એક વખતતો હારીને પાછો આવ્યો પણ બીજી વખત વરંગુળના રાજાને કેદ કરી પકડી લાવ્યો. તેને ગ્યાસુદ્દીને છૂટો કરી મોકલી દીધો. સુલતાન પોતે પણ બંગાળાને ખંડીઉં બનાવી તથા ઢાકાનું બંડ સમાવી દિલ્હી પાછો આવ્યો.

જ્યારે ગ્યાસુદ્દીન બંગાળાથી પાછો આવ્યો ત્યારે તેના માનમાં તેના પુત્ર જુમાખાંએ એક મોટો લાકડાનો મંડપ બનાવી તેમાં મેળાવડો કરાવ્યો હતો. ત્યાં મીજબાની વગેરે ખલાસ થઈ રહ્યા પછી તે માંડવો તૂટી પડવાથી તેની નીચે ચગદાઈને સુલતાન તથા તેનો એક દીકરો મરી ગયા. આ વખતે જુમાખાં બહાર હતો તેથી તેના પર તેમને મારી નાખવાનો આરોપ આવે છે.

**મહંમદ તઘલખગાંડો**—(ઈ. સ. ૧૩૨૫–૫૧)–ગ્યાસુદ્દીનના મરણ પછી તેનો દીકરો જુમાખાં મહંમદ નામ ધારણ કરી ગાદીએ બેઠો. તે બહુ વિદ્વાન અને સારો કેળવાયેલો હતો. તેમજ ધર્મશાસ્ત્ર, ન્યાયશાસ્ત્ર, ગણિત, વૈદક, વગેરેમાં પણ તે નિપુણ હતો. નિયમિતપણું અને બહાદુરીપણું તેના ખાસ ગુણો હતા. વળી તેના જેવો

ઉદાર, પરોપકારી અને વિદ્વાનો તથા મિત્રોને આશરો આપનાર કોઈ બાદશાહ થયો નથી આ બધા ગુણોથી તેને તે વખતના **અદ્‌ભૂત પુરૂષ** તરીકે વર્ણવ્યો છે.

ઉપર જણાવ્યા તેવા ગુણોની સાથે તેનામાં દુર્ગુણો પણ હતા. તે આપખુદ, તરંગી, ઉતાવળીઓ, ક્રુર અને તામસી હતો. તેનાં અવિચારી કામોથી તેણે પ્રજા પર જુલમ કરવા માંડયો. આ રીતે તે ગુણ અને દુર્ગુણની મૂર્તિરૂપ હતો.

**અવિચારી કામો**—(૧) પંજાબ ઉપર મોગલો ચઢી આવ્યા તેમને ધન આપી પાછા કાઢયા આથી ખજાનો ખાલી થયો ને મોગલોને લાલચ લાગી. (૨) ખજાનો ભરવા હિંદુસ્તાન બહારનો ચીન દેશ લુંટી લાવવા હિમાલયને રસ્તે ૧ લાખ માણસનું લશ્કર મોકલ્યું. તેમાંનું મહામુશીબતે જેટલું પહોંચ્યું તે હારીને પાછા આવતાં માત્ર ૧૦ માણસ સિવાય બધાં રસ્તામાં મરી ગયાં ને પાછાં આવેલાંને પણ સુલતાને મરાવી નાખ્યાં. (૩) આવુંજ એક બીજું લશ્કર ઈરાન ને તુર્કસ્તાન જીતવા તૈયાર રાખ્યું હતું તેને ચીનની હારના સમાચાર આવતાં રજા આપી તેથી તેણે રાજ્યમાં લુંટ ચલાવી રૈયતને હેરાન કરી. (૪) નાણાની ખોટ પુરી પાડવા કર ૧૦ થી ૨૦ ગણો વધારી મૂકયો. આથી જમીન પડતર રહી મોંઘવારી વધી અને કર ઉઘરાવવા જુલમ ગુજાર્યો. (૫) છેવટે તેણે સોના રૂપાને બદલે તાંબા પિત્તળના સિક્કા પડાવ્યા પણ તે સિક્કા પોતાના ખજાનામાંજ એકઠા થયા. (૬) દક્ષિણમાં દેવગઢની જગા પસંદ પડવાથી આખા દિલ્હી શહેરને ત્યાં વસવા હુકમ કર્યો. ઘણી હેરાનગતી તથા નુકશાન વેઠીને પણ માણસો ત્યાં ગયા ત્યાર બાદ પાછા ફરવાનો હુકમ કર્યો આથી પણ લોકો દુઃખી થયા. (૭) પોતાનો એક દાંત પડી ગયો તેને ધામધુમ

સાથે દટાવી તેના પર કબર ચણાવી. (૮) કરનો બોજો સહન ન થવાથી લોકો નાસી જતા હતા તેમનો ગોળ ચકાવો કરી શિકાર કરાવતો.

તેની આવી રાજનીતિથી ઠેકાણે ઠેકાણે બંડ થયાં. બંગાલ, મલબાર ને દક્ષિણના રાજાઓ સ્વતંત્ર થયા. ગુજરાતમાં બંડ થયું સુલતાન તે સમાવતો હતો તેજ વખતમાં દક્ષિણમાં બ્રાહ્મણી રાજ્ય ને વિજયનગરનાં સ્વતંત્ર રાજ્યોની સ્થાપના થઇ, સુલતાન બળવાખોરો પાછળ જતાં ઠઠ્ઠામાં મરણ પામ્યો.

**ફિરોજશાહ** ( ઇ. સ. ૧૩૫૧–૮૮ )—બધા મુસલમાન પાદશાહોમાં સૌથી વધારે લોકપ્રિય થઇ પડેલો ફિરોજશાહ તઘલખ મહમદના મરણ પછી ગાદીએ બેઠો. એની મા એક રજપૂત રાજાની કુંવરી હતી અને પિતાની રૈયતને હેરાન થવું ન પડે તે માટેજ તેણે મુસલમાન સાથે લગ્ન કર્યું હતું. માનો આ દયાળુપણાનો ગુણ ફિરોજશાહમાં ઉતર્યો હતો. ગાદીએ બેઠા પછી તરતજ તેણે માજીરાજાથી પડેલું દુ:ખ મટાડવાના ઉપાય લેવા માંડયા (૧) કરનો બોજો વધી જવાથી લોકો રાજ્યનું દેવું ભરી શકતા નહિ તે દેવું માફ કર્યું. (૨) જમીનવેરો ઘટાડી કુરાનમાં કહ્યા મુજબ રાખ્યો અને ઢોર વગેરે પરના કર લેવાના બંધ કર્યા. (૩) માજી રાજાથી જેને જેને નુકશાન ખમવું પડયું હતું તે સરકારી ખજાનામાંથી અપાવ્યું. (૪) ખેતીવાડી આબાદ કરવા નહેરો ખોદાવી. (૫) વાવ, કુવા, ધર્મશાળા વગેરે લોકોપયોગી કામો કરાવ્યાં. (૬) રાજ્યની હદ વધારવા કરતાં તેની ઉત્તમ વ્યવસ્થા કરવા તરફ મન રાખ્યું. **આ બધાં કારણોથી પ્રજા તેને પિતા સમાન માનતી.**

ફિરોજશાહને આ બધાં કામોમાં મદદ આપનાર તેનો વજીર **મકબુલખાન** હતો. તે મૂળ તેલંગણ તરફનો હિંદુ હોઇ પાછળથી

મુસલમાન થયો હતો. ને મહંમદના વખતથી ખ્યાતિમાં આવ્યો હતો. ફિરોજશાહ કહેતો હતો કે ખરો સુલતાન તો મારો વજીર છે. તેણે રાજ્ય વ્યવસ્થા સારી રાખવાથીજ ફિરોજશાહને લોકકલ્યાણનાં કામો કરવાનો વખત મળ્યો હતો.

ફિરોજશાહ આટલો બધો લોકપ્રિય હોવા છતાં પોતાના રાજ્યમાં તેણે જાહેર મૂર્તિપૂજાની સખત બંધી કરી હતી.

ઈ. સ. ૧૩૭૧ માં તેનો વજીર મરણ પામ્યો પછી તેની જગાએ તેના છોકરાની નીમણુક કરી પણ ફીરોજશાહના શાહજાદાએ તેનો ઘાત કરાવ્યો ને રાજ્ય પોતે સંભાળવા માંડયું આથી ફીરોજશાહનો આ બધો સમય અશાંતિમાં ગયો, તે ઇ. સ. ૧૩૮૮ માં ૯૦ વર્ષની ઉમરે મરણ પામ્યો.

**ફિરોજશાહ પછીનું અંધેર**—ખંડીઆ રાજાઓ તરફના ફીરોજશાહના માયાળુ વર્તનથી તેમને દિલ્હીના રાજ્યની બીક જતી રહી હતી, તેથી અને તેનો પછી ગાદીએ આવનારા નાલાયક હોવાથી રાજ્યમાં અંધેર તથા અવ્યવસ્થા થયાં.

ફિરોજશાહ પછી તેનો પૌત્ર ગ્યાસુદ્દીન ગાદીએ બેઠો પણ તેને પાંચજ માસમાં તેના ભાઇ અને પિત્રાઇઓએ મળી મારી નાખ્યો. આ ગરબડમાં ફિરોજનો એક બીજો પૌત્ર અબુબકર ગાદીએ આવ્યો. પણ તે નાલાયક જણાયાથી અમીરોએ ફિરોજનો શાહજાદો મહંમદ જે તેના જીવતાં વજીરના પુત્રનો ઘાત કરવાથી ફિરોજશાહની બીકને લીધે નાસી ગયો હતો તેને બોલાવી રાજ્યગાદી આપી. ઇ. સ. ૧૩૯૦.

આ મહંમદે ઇ. સ. ૧૩૯૦ થી ૯૪ સુધી ચાર વર્ષ રાજ્ય કર્યું પછી તે મરણ પામ્યો. ત્યારે તેનો દીકરો સિકંદર નામ ધારણ કરી ગાદીએ બેઠો તે પણ એકાએક મરણ પામવાથી મહંમદનો

બીજા પુત્ર સુલતાન મહમૂદ ગાદીએ આવ્યો.

**મહમૂદ તઘલખ**—આ કમનસીબ સુલતાન તઘલખવંશનો છેલ્લો સુલતાન હતો. તેના વખતમાં સુબાઓ અને અધિકારીઓએ બંડ કરી પંજાબ, માળવા અને ખાનદેશમાં સ્વતંત્ર રાજ્યો સ્થાપ્યાં. આથી દિલ્હીની પાદશાહી નામની રહી. તેના ઉપર પણ તૈમુરલંગની સ્વારીથી ફટકો પડયો.

**તૈમુરલંગની સ્વારી** ( ઈ. સ. ૧૩૯૮ )—આ મધ્ય એશિયામાં આવેલા સમરકંદનો પાદશાહ હતો. તેણે આસપાસનાં રાજ્યો જીતી યુરોપમાં પોતાની સત્તા બેસાડી, અફગાનિસ્તાન જીતી લીધા પછી હિંદુસ્તાન ઉપર સ્વારી કરી. તે એક વાવાઝોડાની માફક આવ્યો. દિલ્હી આવતાં સુધી તેની સામે કોઇ થયું નહિ. તેથી મુલક ઉજ્જડ કરતો તથા લોકોને ત્રાસ આપતો એકદમ દિલ્હી પહોંચ્યો. મહમૂદ શાહ સામો થયો પણ હારી જવાથી ગુજરાત ને માળવા તરફ નાસી ગયો.

તૈમુર દિલ્હીની ગાદીએ બેઠો, ને સાત દિવસ શાંતિથી કારભાર ચાલ્યા બાદ સિપાઇઓ અને લોકો વચ્ચે કંઈ અણબનાવ થતાં તેમણે પાંચ દિવસ સુધી દિલ્હી લુંટયું, બાળ્યું ને કતલ ચલાવી. છેવટે પુષ્કળ દોલત લઇ પંજાબમાં પોતાની વતી ખીજરખાન નામે સુબાને મૂકી તૈમુર પાછો ગયો.

**તઘલખ વંશનો અંત**—તૈમુરના ગયા પછી મહમૂદના વજીરે આવી દિલ્હીમાં શાંતિ સ્થાપી અને સુલતાનને પાછો બોલાવ્યો. પણ બંને વચ્ચે અણબનાવ થવાથી મહમૂદ પાછો કનોજ તરફ ચાલ્યો ગયો પછી પંજાબના સુબાને હાથે વજીર માર્યો જવાથી દિલ્હીના બીજા એક સરદાર દોલતખાન લોદીએ મહમૂદને પાછો બોલાવ્યો.

ત્યાર પછી મહમૂદ માંદો પડી મરણ પામ્યો. એ રીતે તઘલખ વંશનો અંત આવ્યો.

મહમદના મુઆ પછી દોલતખાન લોદી અને પંજાબના સુબા ખીજરખાન વચ્ચે તકરાર થતાં ખીજરખાને ગાદીનો કબજો કરી સૈયદ વંશની સ્થાપના કરી.

---

## પ્રકરણ ૬

### સૈયદવંશ ( ઈ. સ. ૧૪૧૬–૧૪૫૦ )

**ખીજરખાન** ( ઇ. સ. ૧૪૧૬–૨૩ )—તેણે શરૂઆતમાં તૈમુરના નામથી રાજ્ય ચલાવ્યું હતું. એ જાતે બહાદુર હતો પણ સરદારોને વશ રાખી શક્યો નહિ, આથી તેનું રાજ્ય છેકજ નાનું થઇ ગયું. તેણે નીતિ, ઉદારતા અને પરોપકારથી પ્રજાનાં મન જીતી લીધાં હતાં તે ઇ. સ. ૧૪૨૩માં મરણ પામ્યો.

**મુબારક**—તે પણ એના પિતાની માફક પ્રજાનો માનીતો હતો. પણ ખટપટને લીધે તેના વજીરે તેનો ઘાત કરાવ્યો. આથી પ્રજા બહુજ દુ:ખી થઇ.

**મહમદ**—મુબારકના પુત્ર મહંમદને વજીરે ગાદીએ બેસાડયો પણ વજીરના ત્રાસથી રૈયતે બળવો કર્યો ત્યારે મહંમદ રૈયતના પક્ષમાં ભળ્યો. આથી બંને વચ્ચે વેર થયું, આખરે મહંમદે વજીરને મારી નંખાવ્યો પણ પોતે દુરાચરણી હોવાથી રાજ્યવ્યવસ્થા બરાબર ચલાવી શક્યો નહિ. તે ઇ. સ. ૧૪૪૫ માં મરણ પામ્યો.

**અલ્લાઉદ્દીન** ( ઇ. સ. ૧૪૪૫–૫૦ )—મહમદ પછી તેનો દીકરો અલ્લાઉદ્દીન ગાદીએ આવ્યો પણ તે નબળો હોવાથી પંજાબના પાદશાહ બહીલોલખાં લોદીએ આવી દિલ્હીની ગાદી કબજે કરી.

પાદશાહને પણ દિલ્હીથી દુર એક શહેરમાં રહેવાનું ગમતું હતું તેથી તે ઈ. સ. ૧૪૫૦ માં રાજીખુશીથી ગાદી સોંપી દઇ ત્યાં જઈ રહ્યો.

## લોદીવંશ (ઈ. સ. ૧૪૫૦–૧૫૨૬)

**બહિલોલખાં** (ઈ. સ. ૧૪૫૦–૮૮)—જો કે આ વખતે દિલ્હીનું રાજ્ય નાનું હતું પણ તેમાં પોતાના બે પ્રાંતો ઉમેરી તેણે વધાર્યું. પછી પોતાના અમલનાં બધાં વર્ષ લઢાઇઓ કરી દિલ્હીની ગાદી સતેજ કરીને ઈ. સ. ૧૪૮૮ માં મરણ પામ્યો.

**સિકંદર** (ઈ. સ. ૧૪૮૮–૧૫૦૭)—બહીલોલખાં પછી તેનો દીકરો સિકંદર પાદશાહ થયો. તેણે ઘણાં રાજ્યો જીતી પાદશાહતમાં વધારો કર્યો. પણ તે ધર્માંધ હોવાથી તેના રાજ્યમાં હિંદુઓ બહુ હેરાન થયા. તેણે પોતાના રાજ્યમાંના હિંદુ દેવળો તોડાવી નાંખ્યાં. તથા જાત્રા કરવાની તથા તીર્થસ્થાનોમાં ન્હાવાની મના કરી તેથી તેણે પ્રજાહિતનાં કામો કરેલાં હોવા છતાં તે ધર્માંધ મનાયો. તે ઈ. સ. ૧૫૦૭ માં મરણ પામ્યો.

**ઈબ્રાહીમ**—(ઈ. સ. ૧૫૦૭–૨૬)—સિકંદર પછી તેનો દીકરો ઇબ્રાહીમ લોદી પાદશાહ થયો. તે શૂરો હતો પણ તેનામાં રાજ્ય ચલાવવાનું ડહાપણ નહોતું તેથી તેના રાજ્યમાં અંધાધુંધી ચાલી. તેને મેવાડના રાણા સંગે પણ હરાવ્યો હતો. આ અવ્યવસ્થામાં પંજાબના સુબેદાર દોલતખાન લોદીએ કાબુલના મોગલ પાદશાહ બાબરને હિંદ જીતવા તેડયો. તેણે ઇ. સ. ૧૫૨૬ માં આવી પાણી-પતના મેદાનમાં ઇબ્રાહીમ લોદીને હરાવી પઠાણ રાજ્યનો અંત આણ્યો.

---

# પ્રકરણ ૭

## પઠાણ સમયનાં બીજાં સ્વતંત્ર રાજ્યો.

**હિંદમાં મુસલમાની રાજ્યનો વિસ્તાર**—ઈ. સ. ૧૨૦૬ થી ૧૫૨૬ સુધીમાં મુસલમાનોની સત્તા લગભગ આખા હિંદમાં ફેલાઈ. ગુલામ વંશના કુતુબુદ્દીને, અલ્તમસે, ને બલબને સિંધુથી બ્રહ્મપુત્રા સુધીનું મોટું સામ્રાજ્ય બનાવ્યું. અને અલાઉદ્દીન ખીલજીએ તેનો ફેલાવો છેક કન્યાકુમારી ભૂશિર સુધી કર્યો. અને મહમદ તઘલખે વરંગુળનું રાજ્ય જીતીને આખું હિંદુસ્તાન મુસલમાની સત્તા નીચે આણ્યું. ત્યાર પછી જો કે દિલ્હીના રાજ્યની સત્તા ઓછી થતી ગઈ. પરંતુ બીજાં સ્વતંત્ર મુસલમાની રાજ્યોની સત્તા વધારે જામતી ગઈ. મહમદ ગાંડાના વખતમાં બંગાળાનું અને બ્રાહ્મણી રાજ્ય એમ બે રાજ્ય સ્વતંત્ર થયાં હતાં અને જ્યારે તૈમુરની સ્વારી થઇ ત્યારે ગુજરાત, માળવા. ખાનદેશ ને જોનપુરનાં મુસલમાની રાજ્યો પણ સ્વતંત્ર થયાં.

**રજપૂત રાજ્યો**—રજપૂતાનામાં મેવાડનું અને દક્ષિણમાં વિજયનગરનું એમ બે મોટાં હિંદુ રાજ્યો આ સમયે બળવાન ગણાતાં હતાં. સરહદ પરનાં સિંધ, કાશ્મીર. નેપાળ ને આસામનાં હિંદુરાજ્યો પણ સ્વતંત્ર હતાં. ને રજપૂતાનામાં જોધપુર. અંબર ( જયપુર ), બુંદી, કોટા ને જેસલમેરનાં રાજ્યો જામી ગયાં હતાં, તેમાં જોધપુરનું રાજ્ય તો દિલ્હીની સામે ટક્કર ઝીલે એવું બળવાન હતું. આમાં મેવાડનું રાજ્ય વધારે કીર્તિવાળું હતું. ત્યાંના રાણા સંગે રજપૂત સત્તા એકત્ર કરી હતી. ને ઈબ્રાહીમ લોદીને સખત હરાવ્યો હતો, જ્યારે બાબર આવ્યો ત્યારે તે દિલ્હીમાં હિંદુ રાજ્ય સ્થાપવાની તૈયારી કરતો હતો.

**ગુજરાત**—અલ્લાઉદ્દીન ખીલજીએ ગુજરાત જીતીને ખાલસા

કર્યા પછી ઇ. સ. ૧૩૯૬ સુધી ગુજરાત ઉપર દિલ્હીથી આવેલા સુબાઓનો અમલ ચાલ્યો. આ વખત દરમ્યાન એક સુબેદારને કાઢી બીજાને નીમવાનું કામ ઘણું અઘરૂં હતું. લડાઇ વગર પહેલો સુબેદાર પોતાની સત્તા છોડતો નહિ. ને આવી લડાઇઓમાં રૈયતનો બમણો મરો થતો. ગુજરાતમાં મુજફ્ફરશાહે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું તેને અમદાવાદ વસાવનાર અહમદશાહે અને મહમુદ બેગડાએ પ્રતાપી બનાવ્યું હતું. આ બધા સમય દરમ્યાન ગુજરાતમાં સારાં બાંધકામ થયાં ને કેટલાંક શહેર પણ વસ્યાં. જ્યારે બાબરે હિંદ જીત્યું ત્યારે પણ ગુજરાતમાં સ્વતંત્ર સુલતાનોનું રાજ્ય હતું. અને બહાદુરશાહ નામે બાદશાહ ગાદી પર હતો. આ સમયમાં હિંદુઓની સ્થિતિ સુખી ન હોતી, કારણ કે ઘણાખરા સુલતાનો ધર્માંધ હતા.

**બ્રાહ્મણી રાજ્ય:—**

**હુસન ગંગુ**—મહંમદ તઘલખના વખતમાં દિલ્હીના ગંગુ નામે બ્રાહ્મણને ત્યાં હસન નામે એક ગુલામ હતો. તેને તેના માલીકે થોડી જમીન આપી હતી. તે ખેડતાં તેમાંથી ધનનો ચરૂ જડયો-તે તેણે પોતાના માલીકને આપ્યો. આ પ્રમાણિકપણાની વાત સુલતાન પાસે જતાં તેને દસહજાર ઘોડેસ્વારનો ઉપરી બનાવ્યો. આ વખતે ગંગુએ તેની કુંડળી બનાવી ભવિષ્ય ભાખ્યું હતું કે ' તું આગળ જતાં રાજ્ય મેળવીશ ' જો આ વાત સાચી પડે તો હુસને ગંગુનું નામ તેના રાજ્ય સાથે જોડવા વચન આપ્યું હતું. થોડાં વર્ષ પછી હસન દક્ષિણમાં કામગીરી ઉપર ગયો. ત્યાં અંદરની ખટપટમાં પોતે વિજયી થતાં ઈ. સ. ૧૩૪૭ માં તેણે ગુલબર્ગમાં સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું. તે બ્રાહ્મણી રાજ્યના નામથી જાણીતું છે. [illegible] પછી હસને પોતાના માલીકને દિલ્હીથી બોલાવી [illegible]

માનપૂર્વક પોતાના દરબારમાં રાખ્યો ને પોતાનું નામ અલ્લાઉદ્દીન રાખી તેની સાથે ગંગુ બ્રાહ્મણી જોડી 'અલ્લાઉદ્દીન હસનગંગુ બ્રાહ્મણી' એવું આખું નામ રાખ્યું.

**વિભાગ ને નાશ**—આ રાજ્યની ગાદી પર કુલ ૧૪ બાદશાહ થયા. તેમાં છેલ્લા ચાર માત્ર નામનાજ હતા. હસન પછીનો ચોથો બાદશાહ મહમદશાહ ગુલામ વંશના નાસીરૂદીન જેવો હતો.

આ રાજ્યમાં આગળ જતાં ટંટા વધી પડતાં તેના પાંચ ભાગ પડયા. (૧) વરાડની ઇમામશાહી ઈ. સ. ૧૪૮૪ (૨) અહમદનગરની નિઝામશાહી ઇ, સ. ૧૪૮૮ (૩) બિજાપુરની આદિલશાહી ઈ. સ. ૧૪૮૯ (૪) બેદરની બેરીદશાહી ઈ. સ. ૧૪૯૨ (૫) ગોવળકાંડાની કુતુબશાહી ઇ. સ. ૧૫૧૨

ખરૂં જોતાં ઇ. સ. ૧૪૯૩ માં બ્રાહ્મણી રાજ્યની આખર આવી પણ ત્યાર પછી ચાર નામના સુલતાન થયા તેમાંનો છેલ્લો સુલતાન ઇ. સ. ૧૫૨૬ માં મરણ પામતાં હસન ગંગુના સ્થાપેલા બ્રાહ્મણી રાજ્યનું નામ પણ રહ્યું નહિ.

**વિજયનગરનું હિંદુ રાજ્ય:–**

વરંગુળના નાશ પછી **હરિહર** ને **બુક્ક** નામે રાજવંશી ભાઇઓ આનાગોંડીના રાજાને આશરે આવી રહ્યા હતા. ત્યાં એકને દિવાનગીરી અને બીજાને ખજાનચીની જગા મળવાથી નામાંકિત થયા. આગળ જતાં એ રાજ્યનો નાશ થવાથી બંને ભાઇઓએ તુંગભદ્રા નદીને તીરે ૧૩૩૫ માં વિજયનગર નામનું શહેર વસાવ્યું. ત્યારબાદ આનાગોંડીનું રાજ્ય પણ તેમના તાબામાં આવ્યું. આ રાજ્ય આગળ જતાં દક્ષિણ હિંદુસ્તાનનું મહારાજ્ય બન્યું. બ્રાહ્મણી રાજ્ય સાથે આ રાજ્યને ઘણી વખત લડાઇઓ થતી તેમાં વિજયનગરના

રાજ્યને ખમવું પડતું. પણ જ્યારે બ્રાહ્મણી રાજ્યના ભાગ પડી ગયા. ત્યારપછી આ રાજ્ય ચઢતીમાં આવ્યું.

આ રાજ્યની ગાદી પર ત્રણ રાજ્ય વંશો થયા. પહેલો વંશ હરિહર ને બુકકનો, તે ઈ. સ. ૧૪૯૦ સુધી ચાલ્યો. ત્યાર બાદ નરસિંહરાય નામનો સરદાર રાજ ગાદી પોતાના વંશમાં લઈ ગયો તે વંશના છેલ્લા બે રાજાઓને પ્રધાનોએ છેકજ સત્તા વગરના કરી મૂક્યા હતા. નરસિંહ વંશમાં કૃષ્ણરાય નામે પરાક્રમી રાજા થઇ ગયો. તે ઈ. સ. ૧૫૩૦માં મરણ પામ્યો પછી બધી સત્તા પ્રધાનોના હાથમાં આવી. તેથી આ પ્રધાનોનો ત્રીજો વંશ ગણાયો. આગળ જતાં દક્ષિણનાં પાંચે મુસલમાની રાજ્યો એક સંપ કરી ઈ. સ. ૧૫૬૫માં તાલીકોટની પ્રસિદ્ધ લડાઈમાં વિજયનગરના હિંદુ મહારાજ્યનો નાશ કર્યો.

**માધવાચાર્ય અને સાયણાચાર્ય**—આ બંને મહાપુરૂષો ભાઇઓ હતા. તે ઈ. સ. ના ૧૪મા સૈકામાં થઇ ગયા. બંને સમર્થ વિદ્વાનો હતા. તેમણે અનેક ગ્રંથો લખ્યા છે. માધવની ઉત્તમ વિદ્વતાને લીધે તેમને 'વિદ્યારણ્ય' નો ઇલ્કાબ મળ્યો હતો. અને એમણેજ વિજય-નગરના હિંદુ રાજ્યની સ્થાપના કરાવી હતી. અને ચાણાક્યની માફક ઘણાં વર્ષો પ્રધાનવટું કર્યા પછી સંન્યાસ લીધો હતો. તેમના પછી સાયણાચાર્યે પણ પ્રધાનવટું કર્યું હતું, વેદ પર તેમણે ટીકા લખી છે.

**બ્રાહ્મણી રાજમાં દેશની સ્થિતિ**—આ રાજ્યના સુલતાનો પ્રજાને સુખ આપતાને હિંદુઓને નકામો ત્રાસ આપતા નહિ છતાં રાજ્યની મોટી જગ્યાઓ મુસલમાનોનેજ આપતા. આ રાજ્યમાં ધર્મની બાબતમાં કોઇ જાતની અડચણ નહોતી તેથી ઉત્તરનાં મુસલમાની રાજ્યોની સરખામણીમાં આ પ્રજા વધારે સુખી હતી. આ

વખતમાં 'ગ્રામ પંચાયતો' વધારે મજબુત થતી ગઈ.

આ સમયમાં વેપારી કાફલાઓ સારો વેપાર ચલાવતા. તે યુરોપ તથા ઉત્તર ને પશ્ચિમ એશિયાનો દરેક જાતનો માલ દક્ષિણમાં લાવતા. વેપારની સગવડ માટે સારી સડકો હતી ને ચોર લુંટારાનો ભય નહોતો. બબ્બે માઇલને છેટે ગામો વસેલાં હતાં ને સર્વ મુલક આબાદ હતો.

આ વખતે ફારસી ને અરબ્બી ભાષા વગર ખરચે શીખી શકાતી. બેદરની પાઠશાળા સારી વખણાતી અને નૃત્ય, ગાયન, વગેરે કળાઓને રાજ્યાશ્રય મળતો.

**વિજયનગરનો વૈભવ**--આ વખતે કેટલાક પરદેશીઓ આવ્યા હતા, તેમનાં વર્ણનો ઉપરથી વિજયનગરના વૈભવની હકીકત મળે છે.

વિજયનગર એક ઉંચા ડુંગરની તળેટીમાં હતું. તેની ઉત્તર દક્ષિણ લંબાઈ ૧૨ માઇલ અને પૂર્વ પશ્ચિમ પહોળાઇ ૧૦ માઇલ હતી. તેને ફરતા સાત સાત કિલ્લાઓ હતા. એ કિલ્લાઓ વચ્ચે ઘણી ખુલ્લી જગા હતી. પહેલાં એ મેદાનમાં ખેતરો હતાં ચાર અંદર નામાં ઘરો, દુકાનો અને મહેલો હતા. રાજાના મહેલની આસપાસ ચાર બજારો હતાં અને તાજેતરીગૃહ ૪૦ થાંભલાઓવાળું હતું. નગરમાં મોટા મહેલો, સુંદર દેવાલયો, પાઠશાળાઓ અને બગીચાઓ હતા. નહેરો વાટે નગરનાં માણસોને પાણી પુરૂં પાડવામાં આવતું. ઠેર ઠેર હોજ, ટાંકીઓ અને ફુવારા હતા. રાજ્યમાં મોટી હીરાની ખાણ હતી. આ બધા પરથી જણાય છે કે આ રાજ્યનો વૈભવ ઘણો હતો ને એના નાશથી હિંદુ સંસ્કૃતિને મોટું નુકશાન થયું.

---

## પ્રકરણ—૮

## પઠાણ સમયમાં દેશની સ્થિતિ.

**રાજ્ય વ્યવસ્થા**—આ સમયમાં રાજ્ય વ્યવસ્થાનું કોઈ જાતનું ચોક્કસ ધોરણ નહોતું, તેથી સુલતાનના સ્વભાવ ઉપરજ પ્રજાનાં સુખ દુઃખનો આધાર રહેતો, છતાં રાજ્યકર્તાઓ લોકોની મુલાકાતો લેતા ને કુરાનમાં બતાવ્યા મુજબ વર્તી પ્રજાને સુખી કરવા યત્ન કરતા. કારભારમાં હિંદુઓનો હાથ નહોતો. માત્ર નાની જગાઓ તેમને મળતી છતાં 'ગ્રામ્ય પંચાયતો' ને લીધે ગામડાંની હિંદુ પ્રજા સુખી રહેતી. મહેસુલમાં અનાજને બદલે નાણું લેવાનું આ વખતથી ચાલુ થયું.

**લોકસ્થિતિ**—જો કે કેટલાક ઝનુની મુસલમાનોને હાથે હિંદુઓને ત્રાસ આપ્યાના દાખલા બન્યા છે છતાં 'ગ્રામ્ય પંચાયત'ને વિદ્યા શિક્ષણની બે બાબતો સ્વતંત્ર હોવાથી લોકોને ખાસ નુકશાન થયું નહિ. કારીગરીને ઉદ્યોગ હિંદુ રાજ્યની માફક જ હિંદુઓના હાથમાં હતો. તેને મુસલમાનોના મોજશોખથી ઉત્તેજન મળ્યું. ખેતી, વેપાર ને વહાણવટું પણ હિંદુઓના કબજામાં હતાં. હિંદના સુંદર કાપડની એશિયા ને યુરોપનાં બજારોમાં બહુ ખપત હતી એટલે કે પહેરવા ઓઢવાની બાબતમાં કે ખાવાપીવાની બાબતમાં લોકો સુખી હતા.

**ધાર્મિક સ્થિતિ**—આ વખતમાં શૈવ અને વૈષ્ણવ સંપ્રદાયો મુખ્ય ધર્મો હતા. રામ અને કૃષ્ણની ભક્તિ લોકોમાં ફેલાઇ હતી. ઇ. સ. ના ૧૨ માથી ૧૫ સૈકાના અરસાથાં આ મત ફેલાવનારા ઘણા સમર્થ આચાર્યો થઇ ગયા, વળી કબીર, નાનક ને દાદુ જેવા હિંદુ મુસલમાનમાં એકતા ફેલાવનારા પણ કેટલાક ઉપદેશકો થયા.

આમાંના રામાનુજ સ્વામી, રામાનંદ સ્વામી, કબીર, ચૈતન્ય ને વલ્લભાચાર્યની હકીકત પૃ. ૬૨—૬૩ માં આપી છે.

**નાનક**—એ લાહોરની દક્ષિણે એક ગામમાં ઇ. સ. ૧૪૬૯ માં જન્મ્યા હતા. તેમને બે પુત્ર થયા, પછી તેમણે સંન્યાસ લીધો હતો. તેમણે હિંદુ અને મુસલમાન બંને ધર્મોનો સારો અભ્યાસ કરેલો હોવાથી તેમના વિચાર ઉદાર થયા હતા. તેમણે અરબસ્તાનની મુસાફરી પણ કરી હતી. ત્યાંથી આવ્યા બાદ સંન્યાસીનો વેશ છોડી દઇ ઉપદેશ કરવા માંડ્યો કે "મૂર્તિપૂજા અસત્ય છે, ઇશ્વર એક છે. ને અવતાર લેતા નથી (૩) જીવહિંસા કરવી નહિ. (૪) ગુરૂની આજ્ઞા એજ ઇશ્વર આજ્ઞા. (૫) ગુરૂનો લખેલો ગ્રંથ એજ વેદ (૬) જુદા જુદા ધર્મમાં તેમજ જાતમાં રહેવું ઠીક નથી. (૭) સંસાર વૈરાગ્ય તથા સંન્યાસધર્મની ખાસ જરૂર નથી. (૮) જેનું હૃદય ચિંતવે તેજ સાચો હિંદુ અને જેનું જીવન પવિત્ર છે તેજ ખરો મુસલમાન. આ સંપ્રદાય આગળ જતાં **શીખ** ધર્મ કહેવાયો.

**દાદુ**—એમનો જન્મ અમદાવાદમાં ઈ. સ. ૧૫૪૪ માં થયો હતો. તેમણે જુદા જુદા ધર્મોનાં મૂળતત્ત્વો લઇ બ્રહ્મજ્ઞાન પર જુદા ગ્રંથ ચલાવ્યો. તેમના શિષ્ય સુંદરદાસે 'સુંદરવિલાસ અને 'જ્ઞાન સાગર' નામે પ્રખ્યાત ગ્રંથો રચ્યા છે.

**હિંદુમુસલમાનની એક બીજા પર થયેલી અસર**—મુસલમાનોએ હિંદુસ્તાન જીત્યો પણ તેમના ધર્મ ને સુધારાનો નાશ કરી શક્યા નહિ. હિંદુઓના યજ્ઞયાગ ને જાહેર પ્રજાના ઠાઠ બંધ પડયા. તેમનામાં સ્વાર્થી વૃત્તિ તથા મુંગે મોંએ જુલમ સહન કરી લેવાની શક્તિ આવી. તેમજ કેટલાક ધાર્મિક ગ્રંથોમાં જાતિભેદની

શૈવગણના તેમજ વૈષ્ણવ ધર્મમાં બધાને સરખા ગણવાની પ્રથા મુસલમાનોની અસરથી આવ્યાં.

જો કે રાજ્યસત્તા મુસલમાનોની હતી છતાં સામાજિક, નૈતિક ને વ્યાવહારિક બાબતોમાં હિંદુઓએ મુસલમાનને દબાવી દીધા. મોટા દાડબંધ મેળાવડા, પૂજા, બાધાઆખડી, વિગેરે હિંદુઓની અસરથી મુસલમાનોમાં આવ્યાં છે. તેમજ કબરો પર ખર્ચ કરી મકાનો બાંધવાની રીત પણ હિંદુઓની અસરથી આવેલી છે.

આ સમયમાં વટલેલા હિંદુઓએ હિંદુઓને વધારે હેરાન કર્યાં. કારણ કે હિંદુઓની નબળાઇઓ તેઓ સારી પેઠે જાણતા.

**જજીયાવેરો**—મુસલમાનો જે મુલક જીતી લેતા ત્યાંની પરધર્મી પ્રજા પર કાયમનો એક જાતનો કર બેસાડતા તે **જજીયાવેરો** કહેવાતો. તે પ્રમાણે દરેક માણસને હર વર્ષે એક સોનાનો દિનાર (સિક્કા) આપવો પડતો. બ્રાહ્મણો પાસેથી ½ કર લેવાતો અને સાધુ, નિરાશ્રિત ને ગુલામ પાસેથી બીલકુલ લેવાતો નહિ. આ કર ભર્યા પછી તેઓ કોઇ જાતની કનડગત કરતા નહિ.

---

## પ્રશ્નો

૧ મુસલમાની ધર્મ સ્થાપનાર મહાપુરુષનું જીવન ચરિત્ર આપો.

૨ હીજરી સન વિષે શું જાણો છો?

૩ ઇસ્લામના મુખ્ય સિદ્ધાંતો કયા કયા છે?

૪ મહમદ ગીજની અને ઘોરીની સ્વારીઓથી હિંદુસ્તાનમાં શી અસર થઇ?

૫ કુતુબમિનાર. રજીયા બેગમ, નાસીરૂદ્દીન ને સંયુક્તા વિશે શું જાણો છો?

૬ રજપૂતોની પાયમાલી કુસંપથી થઇ. એ વાક્ય કેટલે અંશે સત્ય છે.
૭ ખીલજી વંશ પરથી કયો નીતિનિયમ સમજાય છે ?
૮ દેવળદેવી, રણથંભોરની જીત, પદ્મિની ને મલેકકાફુર પર ટુંક નોંધ લખો.
૯ મહંમદ ગાંડાનાં અવિચારી કામ લખો.
૧૦ ફિરોજશાહને શાથી બધા પઠાણ રાજાઓમાં શ્રેષ્ટ ગણો છો ?
૧૧ પઠાણ અમલ દરમ્યાન થયેલા હિંદુ ઉપદેશકોનાં નામ આપો.
૧૨ નાનક, વલ્લભાચાર્ય ને દાદુએ ચલાવેલા ગ્રંથો શા નામે ઓળખાય છે ?
૧૩ વિજયનગરના વૈભવ વિષે શું જાણો છો ?
૧૪ હુસેનગંગુનું જીવનચરિત્ર લખો.
૧૫ બ્રાહ્મણી રાજ્યની શાખાઓ કઇ કઇ હતી ?
૧૬ પઠાણ અમલ વખતનો ગુજરાતનો ઇતિહાસ આપો.
૧૭ પઠાણ અમલમાં હિંદની રાજકીય સ્થિતિ કેવી હતી ?
૧૮ હિંદુ અને મુસલમાનોની એક બીજા પર શી અસર થઇ ?
૧૯ જજીયાવેરાની સંપુર્ણ હકીકત આપો.
૨૦ મલેકખુશરૂ, મકબુલખાન ને માધવાચાર્ય પર ટુંક નોંધ લખો.

---

## પ્રકરણ–૯

## મોગલ રાજ્ય

મોગલો—આ લોકો પણ મધ્ય એશિયામાં રહેતા. તેઓ પ્રથમ તો જંગલી સ્થિતિમાં રહેતા પણ ઈ. સ. ના ૧૦મા સૈકા પછી બીજી

જાતોની સોબતથી સુધર્યાં. આ સૈકામાંના તૈમુરની હિંદ પરની સ્વારી જાણીતી છે.

## બાબર (ઈ. સ. ૧૫૨૬–૩૦)

**પૂર્વ જીવન**—બાબર તૈમુરની છઠ્ઠી પેઢીએ થયો હતો. તેને બાપદાદાનું સિંહાસન શોભાવવાની બહુ ઇચ્છા હતી પણ ઘણો પ્રયત્ન કરવા છતાં તેમાં નહિ ફાવવાથી તેણે મધ્ય એશિયાના રાજ્યની આશા છોડી દક્ષિણમાં કાબુલ તરફ નજર દોડાવી. કાબુલનું રાજ્ય મેળવ્યા પછી પણ તેણે એક વખત સમરકંદ જીત્યું હતું, છતાં તે તેના હાથમાં રહ્યું નહિ. આથી તેણે માત્ર કાબુલના રાજ્યથી સંતોષ માન્યો. આ વખતે તેની ઉમ્મર ૨૧ વર્ષની હતી, ઈ. સ. ૧૫૧૯ની સાલથી તેણે હિંદ ઉપર સ્વારીઓ કરવા માંડી હતી, પણ પહેલી વાર તે રાજ્ય સ્થાપના કર્યા સિવાય પાછો ગયો હતો. પણ ઈ. સ. ૧૫૨૬ ની છેલ્લી સ્વારીમાં તેણે ઇબ્રાહીમ લોદીના મોટા લશ્કરને પાણીપત આગળ હરાવી દિલ્હી ને આગ્રા કબજે કર્યાં.

**રાણા સંગની સ્વારી**—જે વખતે બાબરે દિલ્હીની ગાદી કબજે કરી તે વખતે ઉત્તર હિંદુસ્તાનમાં ચિતોડનો રાણો સંગ સર્વોપરી હતો. અને દિલ્હીમાં ફરી રજપૂત રાજ્ય સ્થાપવાની ઇચ્છા રાખતો હતો. છેલ્લી સ્વારી વખતે બાબરને તેડાવવામાં તેનો પણ હાથ હતો. તેણે ધારેલું કે બીજા મોગલોની માફક બાબર પણ લુંટ લઇને પાછો જશે પણ જ્યારે બાબરે રાજગાદી હાથ કરી ત્યારે તેણે ઈ. સ. ૧૫૨૭ માં તેના ઉપર સ્વારી કરી. બંને લશ્કરો વચ્ચે ફતેહપુર સીક્રી આગળ લડાઇ થઈ, મોગલો હારવાની અણી પર હતા તેવામાં રાયસીનનો તુવાર રાજા સિલાદિત્ય રાણાના પક્ષમાંથી નીકળી

બાબરના પક્ષમાં ભળ્યો. આથી રજપૂતો હાર્યા. સંગરાણો નાસી ગયો ને મેવાડ પહોંચ્યા પછી થોડી મુદતમાં મરણ પામ્યો.

આ સિવાય તેણે જુવાનપુર, બિહાર ને ચંદેરીનાં રાજ્યો પણ જીત્યાં હતાં.

**મરણ**—બાબર ઈ. સ. ૧૫૩૦ માં ૪૮ વર્ષની ઉમ્મરે મરણ પામ્યો. તેના મરણ માટે કહેવાય છે કે તેનો મોટો શાહજાદો હુમાયુ માંદો પડયો. ત્યારે કોઇએ કહ્યું કે "હુમાયુને બદલે બાબર જો કોઇ કીમતી વસ્તુ ઈશ્વરને ભેટ કરે તો તેનો જીવ બચે." માટે તેની પાસેનો કોહીનુર હીરો અર્પણ કરવા કહ્યું. ત્યારે બાબરે કહ્યું કે "હીરા કરતાં મારી જીંદગી વધારે કીમતી છે." તેથી તેણે હુમાયુની પથારી ફરતી પ્રદક્ષિણા કરી પ્રાર્થના કરી કે "હે પ્રભુ ! મારા પુત્રની જીંદગી બચાવી તેને બદલે મારી લઇ લે." ત્યાર પછી જાણે તેની પ્રાર્થના સફળ થઇ હોય તેમ હુમાયુ સાજો થયો ને તે માંદો પડી મરી ગયો.

**ગુણદોષ**—બાબર પરાક્રમી, તાબાનાં માણસો પર કુટુંબીના જેવા ભાવ રાખનાર, દયાળુ ને વિદ્યાકળામાં હોંશિયાર હતો. પણ તેને દારૂનું વ્યસન હતું છતાં સંગરાણા સાથેની લઢાઇ વખતે તે તેણે એકદમ છોડી દીધું.

## હુમાયુ ( ઇ. સ. ૧૫૩૦–૫૬ )

**બંધુપ્રેમ**—બાબરને ચાર દીકરા હતા. તેમાં હુમાયુ મોટો હતો. અને તેણે પોતાની પછી ગાદીના વારસ તરીકે હુમાયુને નીમ્યો હતો. છતાં ભાઇઓ તરફના પ્રેમને લીધે હુમાયુએ પોતાના બીજા ત્રણ ભાઈઓને પિતાના રાજ્યમાંથી ભાગ આપ્યો. આથી તેનું રાજ્ય નબળું પડી ગયું. દુઃખને વખતે ભાઈઓએ મદદ કરી નહિ, આથી

તેને ઇ. સ. ૧૫૪૦ થી ૧૫૫૫ સુધી ૧૫ વર્ષ રાજ્યગાદી ગુમાવી રઝળવું પડ્યું.

**ગુજરાતના પાદશાહ સાથે લડાઈ**—હુમાયુ ગાદીએ બેઠો ત્યારે તેની સામે તેના એક સગાએ કાવતરૂં કર્યું હતું. તે પકડાઈ જવાથી તે માણસ નાસીને ગુર્જરાતના સુલતાન બહાદુરશાહને શરણે ગયો હતો. હુમાયુએ તેને સોંપી દેવાની માગણી કરી તે બહાદુરશાહે ગણકારી નહિ.

વળી સંગરાણાના મરણ પછી તેનો કુંવર નાનો હોવાથી તેની વતી તેની મા **કરૂણાવતી** કારભાર ચલાવતી હતી, તેના પર બહાદુરશાહે ચઢાઈ કરી ત્યારે કરૂણાવતીએ હિંદુ રીત મુજબ હુમાયુને ભાઈ ગણી મદદ માટે રાખડી મોકલાવી હતી.

આ બંને કારણોથી હુમાયુ લશ્કર લઇ બહાદુરશાહ સામે થવા ચિતોડ જવા નીકળ્યો. પણ તેના આવતાં પહેલાં રજપૂતો હારી ગયા હતા. છતાં હુમાયુએ બહાદુરશાહને મારી હઠાવ્યો. અને મેવાડની ગાદી તેના હકદાર વારસને સોંપી. ત્યાંથી બહાદુરશાહ નાઠો ત્યારે હુમાયુએ તેની પાછળ પડી પાવાગઢ તાબે કરી તેનો ખજાનો કબજે કર્યો. ઈ. સ. ૧૫૩૨. પણ એવામાં બંગાળામાં શેરશાહે બંડ કર્યું તેથી હુમાયુ એક સુબાને ગુજરાતનો કારભાર સોંપી પાછો ગયો. પણ બહાદુરશાહે એ સુબા પાસેથી ગુજરાત પાછું લીધું.

**શેરશાહ**—શેરશાહનું મૂળનામ ફરીદ હતું. નાનપણમાં તેણે એક વાઘનો શિકાર કરેલો તેથી તે **શેરખાં** કહેવાયો. અને હુમાયુને હરાવ્યા પછી તે **શેરશાહ** થયો. બાબરે જ્યારે ચંદેરી ઉપર સ્વારી કરેલી તે વખતે શેરખાં સાથે હતો. આ વખતથીજ તેને લાગેલું કે

ને અફઘાનોમાં સંપ થાય તો ફરીથી દિલ્હીની ગાદી મેળવે એવો વિચાર બાબર જાણી ગયો હતો. તેથી શેરશાહ તેની નોકરીમાંથી છૂટો થઈ પોતાની જાગીરમાં જતો રહ્યો.

ગુજરાતમાંથી આવી હુમાયુએ ચુનારગઢ જીતી લઈ બિહાર તાબે કર્યું. ને બંગાળા તરફ વળ્યો, ત્યાં શેરશાહની ફોજને હરાવી બંગાળાની રાજધાની ગૌડ નગર કબજે કર્યું. આથી શેરશાહ પોતાના બાપની જાગીરમાં જઈ ભરાયો. અને ફરીથી તેણે લડાઈની તૈયારી કરી. આ વખતે હુમાયુની છાવણીમાં રોગ ચાલતો હતો. તથા તેના બે ભાઈઓએ દિલ્હીની ગાદી પર પસારો કર્યો. તેથી હુમાયુ તરતજ આગ્રા જવા નીકળ્યો. શેરશાહે તેનો માર્ગ બકસર આગળ ૩ માસ સુધી રોકી રાખ્યો. અને સલાહનું કહેણ મોકલ્યું. તે માગણી હુમાયુએ કબુલ રાખી પણ મોગલ સૈન્ય એવું ગફલતમાં પડયું કે તરતજ શેરશાહે તેના પર છાપો માર્યો. આથી વીસ હજાર મોગલ સિપાઈઓ ગંગા નદીમાં ડુબી મુઆ અને હુમાયુ પણ એક ભિસ્તીની પાણીની મશક પર બેસી પાર ઉતર્યો.

હુમાયુ આગ્રે ગયો ને પોતાના ભાઈઓ સાથે સંપ કર્યો. પણ શેરશાહ લશ્કર લઈ આગ્રા ઉપર ધસ્યો તેથી હુમાયુ કનોજ આગળ સામો ગયો. આ લડાઈમાં પણ હુમાયુનો સેનાપતિ તથા બીજા કેટલાક સરદારો શેરશાહને જઈ મળ્યા. ને ચોમાસું હોવાથી મોગલ લશ્કરનો મોટો ભાગ ગંગા નદીના પ્રવાહમાં નાશ પામ્યો. હુમાયુને મોઢે ઘાયલ થવાથી તે હાથી પર બેસી મહા મુસીબતે જીવ બચાવી નાઠો ને દિલ્હીની ગાદી શેરશાહે કબજે કરી, ઇ. સ. ૧૫૪૦

**દિલ્હીની ગાદીએ શેરશાહ**—ઇ. સ. ૧૫૪૦ માં શેરશાહે હુમાયુને હાંકી કાઢી દિલ્હીની ગાદી કબજે કરી. ત્યાર બાદ રાય-

સૈન્યનો કિલ્લો જીત્યો અને પોતે શરણ કરવાની કબુલાત આપ્યા છતાં કિલ્લેદારોને ઘાતકી રીતે મારી નાખ્યા. ત્યારબાદ બુંદેલખંડમાં આવેલો કલિંજરનો કિલ્લો લેતાં તેનું દારૂખાનું સળગી ઉઠવાથી તે ઇ. સ. ૧૫૪૫ માં મરણ પામ્યો.

**શેરશાહના ગુણદોષ**—શેરશાહ સંપને અગત્યનો ગણતો, હિંદુઓને કનડતો નહિ. તે બહુ ઉદ્યોગી હતો, ગમે તેવા નાના કામને પણ નજીવું ગણતો નહિ. પોતે બહુજ નિયમિત રહેતો વળી તેની રાજ્ય વ્યવસ્થા પણ બહુ ઉંચા પ્રકારની હતી, પ્રજાના ભલા માટે તેણે મોટા રસ્તા, મુસાફરખાનાં, કુવા વગેરે બંધાવ્યાં હતાં તથા સદાવ્રત ખોલ્યાં હતાં, તેમ ટપાલની વ્યવસ્થા પણ કરી હતી.

તેના રાજ્યમાં ચોર લુંટારાનો ભય જરા પણ ન હતો. આ રીતે તેનામાં બધા સારા ગુણ હોવા છતાં લડાઇ વખતે તે છળકપટ કરતો, એ એક તેનો મોટો અવગુણ હતો.

**શેરશાહ પછીના રાજાઓ**—શેરશાહ પછી તેનો કુંવર સલીમશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો. પણ તેના ખરાબ આચરણથી ઉમરાવો અને પાદશાહ વચ્ચેનો સંપ નાબુદ થયો. તેણે તેના બાપથી ઉલટી પદ્ધતિએ કારભાર ચલાવ્યો. એ રીતે ૯ વર્ષ રાજ્ય કરી ઇ. સ. ૧૫૫૪ માં મરણ પામ્યો.

સલીમ પછી તેનો ૧૨ વર્ષનો દીકરો ફિરોજશાહ ગાદી પર બેઠો પણ તેને મારી નાખી તેનો મામો આદિલશાહ ગાદી પચાવી પડયો. આ વખતે અફઘાનોમાં રાજ્ય માટે ઘણી ખટપટ હતી તેનો લાભ લઈ હુમાયુએ ફરીથી દિલ્હીની ગાદી કબજે કરી ઈ. સ. ૧૫૫૫.

**હુમાયુની મુશ્કેલીઓ**—શેરશાહથી બીજી વાર હારીને તે નાશી ગયો ને બીજું લશ્કર એકઠું કરવા મહેનત કરી પણ તેમાં

નહિ ફાવવાથી તે મારવાડ ભણી નીકળ્યો. આ સ્થિતિમાં તેના મળતીઆ તથા ઉમરાવોએ જરા સરખી પણ મદદ આપી નહિ. ઉલટું જોધપુરના રાજા માલદેવે તેને સપડાવી શેરશાહને સોંપવાનો ઇરાદો રાખ્યો હતો. પણ આ વાતની હુમાયુને ખબર પડતાં ત્યાંથી નાસી છુટયો ને રસ્તામાં પાણી વગેરેની ઘણી મુસીબતો વેઠતો વેઠતો સિંધમાં ઉમરકોટના રાજાને આસરે ગયો. ત્યાં તેની રાણી હમીદાએ ઇ. સ. ૧૫૪૨ માં મહાન **અકબર**ને જન્મ આપ્યો. ઉમરકોટના રાજાએ તેને ૧૫૦૦૦ માણસનું લશ્કર આપી સિંધ જીતવા મોકલ્યો પણ તેમાં નહિ ફાવવાથી તે કંદહાર ગયો. ત્યાં તેના ભાઇએ પણ તેને મદદ ન કરતાં ઉલટો હેરાન કર્યો. આખરે તે નાસીને ઇરાનના શાહને આશરે ગયો. ત્યાં તેને સારો આવકાર મળ્યો. તેણે ૧૪૦૦૦ માણસનું લશ્કર આપ્યું. તે લઇ કાબુલ ને કંદહાર જીત્યાં ને પોતાના ભાઇઓને મારી આપી. પછી વખત આવતાં ઈ. સ. ૧૫૫૫ માં દિલ્હીની ગાદી કબજે કરી.

**હુમાયુનું મરણ ને ગુણ**—દિલ્હીની ગાદી પાછી મેળવ્યા પછી બીજેજ વરસે હુમાયુ આરસની નીસરણી પરથી ખસી પડવાથી મરણ પામ્યો. ઇ. સ. ૧૫૫૬.

તેનો સ્વભાવ કોમળ, પરોપકારી અને ક્ષમાશીલ હતો. તે લડાઈમાં કુશળ હતો પણ અવિશ્વાસને લીધેજ શેરશાહ સાથે તે હાર્યો હતો.

## પ્રકરણ ૧૦

### મહાન અકબર (ઇ. સ. ૧૫૫૬–૧૬૦૫)

**બહેરામ અને હેમુ**—હુમાયુના મરણ વખતે અકબરની ઉમ્મર માત્ર ૧૪ વર્ષની હતી. તેથી રાજ્યકારભાર તેનો ફુઓ, ગુરુ અને મુખ્ય સરદાર બહેરામખાન ચલાવતો હતો.

હેમુ જાતે વાણીઓ હતો. અને રજપૂતાનાનો રહીશ હતો. પણ દિલ્હીમાં દુકાન માંડી રહેતો હતો. તેને સુરવંશના છેલ્લા સુલતાન આદિલશાહનો મેળાપ થયો તેમાંથી વજીર પદે પહોંચ્યો. આદિલશાહ રાજ્ય ચલાવવાને માટે નાલાયક હતો, તેથી સઘળો કારભાર હેમુ ચલાવતો. બિહારમાં બંડ સમાવવા આદિલને લઇ હેમુ ગયો હતો. તેવામાં બીજા એક બંડખોરે દિલ્હી કબજે કર્યું, તેથી તેની સામે જવાની તૈયારી કરતો હતો. તેટલામાં હુમાયુએ દિલ્હી કબજે કર્યાનું જાણ્યું. તેથી તે લશ્કર જમાવી હુમાયુ સામે લઢવા આવ્યો, પણ હુમાયુનું એકાએક મરણ થવાથી અને અકબર પંજાબમાં રોકાએલો હોવાથી એક સરદાર પાસેથી દિલ્હી કબજે કરી **વિક્રમાદિત્ય** નામ ધારણ કરી હેમુ ગાદીએ બેઠો.

આ વાતની અકબરને ખબર પડતાં તે બહેરામખાન સાથે એકદમ દિલ્હી આવવા નીકળ્યો. હેમુ પણ એક લાખ માણસનું લશ્કર જમાવી **પાણીપત**ના મેદાનમાં સામો થયો. હેમુને પોતાના હાથીઓની મદદથી જીત મેળવવાની પુરેપુરી આશા હતી. પણ તોપોના ધડાકાથી તે ગભરાઈને પાછા પડયા. તેથી લશ્કરમાં ભંગાણ પડયું. પણ હેમુ પોતના ચુંટેલા લશ્કર વડે બહાદુરીથી લઢવા લાગ્યો તેવામાં તેની આંખમાં તીર વાગ્યું તેથી તેના માણસોએ જાણ્યું કે તે મરી જશે.

એમ જાણી નાસવા માંડયું. પણ હેમુએ તીરને ડોળા સાથે ખેંચી કાઢયું. અને બહાદુરીથી લડતો રહ્યો. તેવામાં તેના મહાવતે મરણની બીકથી તેને બતાવી દીધો તેથી તે જીવતો કેદ પકડાયો

કેદી હેમુને અકબરની પાસે લઇ ગયા, ત્યારે તેની સ્થિતિ દયામણી હતી. તેના આખા શરીર પરના ઘામાંથી લોહી વહેતું હતું, છતાં બહેરામે તેનો વધ કરવા કહ્યું. પણ દયાળુ અકબરની છાતી તેમ કરવા ચાલી નહિ. આથી બહેરામે જાતે તેનો શિરચ્છેદ કર્યો. ઈ. સ. ૧૫૫૬.

**શરૂઆતની મુશ્કેલીઓ**—અકબર ગાદીએ બેઠો ત્યારે દિલ્હીની ગાદીએ તેનું સિંહાસન ડોલી રહ્યું હતું; કાબુલ ને પંજાબમાં બંડ જાગ્યાં હતાં. હેમુ પણ લડવા તૈયાર થયો હતો. અને ઉમરાવો નો આ નાના ૧૪ વર્ષના છોકરાને ગણેજ શાના ? પણ બહેરામ-ખાનની મદદથી તેણે બધાં બંડો સમાવ્યાં, હેમુને હરાવ્યો અને હેમુએ જે સરદાર પાસેથી દિલ્હીની ગાદી લઇ લીધી હતી તેનો શિરચ્છેદ કરાવ્યો. આથી ઉમરાવો પણ ડરી ગયા અને અકબર શાંતિથી કારભાર ચલાવવા લાગ્યો

**અકબર સ્વતંત્ર થયો**—અકબરને બહેરામની સારી મદદ હતી પણ વખત જતાં સત્તાના મદથી તે ક્રુર થતો ગયો. આથી અકબરે રાજસત્તા તેની પાસેથી લઈ લેવાનો વિચાર કર્યો. ઈ. સ. ૧૫૬૦માં બહેરામ આગ્રે હતો, ત્યારે અકબરે દિલ્હીમાં રહી ઢંઢેરો બહાર પાડયો કે “હવેથી રાજ્ય કારભાર મેં હાથમાં લીધો છે.” આથી રીસાઇને બહેરામ મક્કા જવાનો ડોળ કરવા લાગ્યો, પણ અકબરે તેને મનાવ્યો નહિ તેથી પંજાબમાં જઈ બંડ કર્યું. તેમાં તે પકડાયોથી અકબર આગળ નમી પડયો. અકબરે તેને અમીરોના ઉપરી

તરીકે આસન પર બેસાડ્યો ને પૂછ્યું કે "તમે રાજ દરબારમાં રહો, મક્કા જાઓ કે કોઈ પ્રાંતની સુબાગીરી લ્યો." બહેરામે મક્કે જવાની તૈયારી કરી પણ રસ્તામાં તેના કોઈ દુશ્મને તેને મારી નાખ્યો.

**મોગલ સરદારોનો બંદોબસ્ત**—અકબરના જમાનખાં નામે સરદારે દિલ્હીમાં બળવો કર્યો તથા માળવાના બંદોબસ્ત માટે મોકલેલો આદમખાં પણ ગુજરાતના સુલતાનને મળી ગયો. બીજા એક સરદારે અયોધ્યા ને અલ્હાબાદ જીતી લીધાં પણ અકબરે ૧૫૬૬ સુધીનાં ૭ વર્ષમાં સઘળા મોગલ સરદારોને ભય અને પ્રીત બતાવી મેળવી લીધા.

**હિંદુઓ સાથે એકતા**—મુસલમાન રાજાઓ હિંદુઓ પાસેથી **જજીયા વેરો** નામે કર લેતા તે અકબરે કાઢી નાખ્યો, તથા હિંદુ મુસલમાનના હક્ક સરખા ગણ્યા અને લાયક માણસોને મોટી જગાઓ પણ આપી. વળી અકબર જે રાજ્ય જીતતો તે તેજ રાજાને પાછું સોંપતો માત્ર મોગલ સત્તાનું ઉપરીપણું કબુલ કરાવતો. ઉપરાંત રજપૂતો સાથે લગ્ન સંબંધ બાંધી તેમને મેળવી લીધા. પહેલાં તેણે જયપુરના રાજા પર ચઢાઇ કરી તેને હરાવીને રાજ્ય પાછું સોંપ્યું ને તેની કુંવરી વેરે પોતે પરણ્યો. તથા એ રાજાના કુંવર **ભગવાનદાસ**ને પંજાબનો સુબો બનાવ્યો, અને તેના દીકરા **માનસીંગ**ને મોટો સરદાર બનાવ્યો. જોધપુરના રાજાએ પણ અકબરનું ઉપરીપણું કબુલ રાખી પોતાની બેન જોધબાઈ અકબર સાથે પરણાવી. માત્ર ચિતોડનો રાણો અકબરને તાબે થયો નહિ કે લગ્ન સંબંધ બાંધ્યો નહિ.

**રાણો પ્રતાપ**—આ વખતે મેવાડની ગાદીએ સંગરાણાનો પુત્ર ઉદેસિંહ હતો. અકબરે ચિતોડ પર સ્વારી કરી એટલે તે

અરવલ્લી પર્વતમાં ભરાયો. પણ તેના **જયમલ** વગેરે સરદારોએ ચિતોડનું રક્ષણ કર્યું. તેમાં ઘણા બહાદુર રજપૂતોએ પ્રાણ ખોયા. આખરે ચિતોડ જીત્યું પણ ત્યાંનો રાણો તેને તાબે થયો નહિ.

ચિતોડ જવાથી ઉદેસિંગે અરવલ્લીની તળેટીમાં **ઉદેપુર** નામે બીજું શહેર વસાવ્યું અને ત્યાંજ પોતાની રાજગાદી કરી. ઉદેસિંહ પછી તેનો શુરવીર પુત્ર **પ્રતાપસિંહ** તેની ગાદીએ આવ્યો.

એક વખત અકબરનો સરદાર માનસિંગ દક્ષિણ તરફથી જીત કરીને જતો હતો. તેને પોતાની આબરૂ રાખનાર મોટા માણસ તરીકે પ્રતાપને મળવાનું મન થયું. તેથી તે લશ્કર સાથે ઉદેપુર ગયો. પણ પ્રતાપ તેની સાથે જમ્યો નહિ તેથી તેને માઠું લાગ્યું. અને રિસાઇને ચાલ્યો ગયો. પછી દિલ્હી જઈને અકબરના દિકરા **સલીમ**ની સરદારી નીચે મોટું લશ્કર લઈ તેણે પ્રતાપના ઉપર સ્વારી કરી. પ્રતાપે પણ પોતાની બધી શક્તિ વાપરી ૨૨૦૦૦ માણસનું લશ્કર એકઠું કર્યું. બંને વચ્ચે **હલદીઘાટ** આગળ ઈ. સ. ૧૫૭૬ માં લડાઇ થઈ. તેમાં પ્રતાપ હાર્યો પણ તાબે થયો નહિ ને ડુંગરોમાં ભરાઈ ગયો. ત્યાર પછી મોગલ સિપાઈઓને લીધે તેને ડુંગરોમાં જ ભટકવું પડ્યું. કોઇ કોઈ વખત તો ખાવાના પણ સાંસા પડવા લાગ્યા આથી તેણે સિંધના રણમાં જઇ રહેવાની ઇચ્છા કરી પણ તેના જુના કારભારી **ભામાશાએ** આ વાત જાણવાથી પોતાની બધી દોલત તેને આપી દીધી. આથી ઉત્સાહમાં આવી ચિતોડ સિવાયનો મેવાડનો ઘણોખરો મુલક કબજે કર્યો. આજે પણ ઉદેપુરના રાણા પોતે મુસલમાનો સાથે લગ્ન સંબંધ નહિ બાંધ્યાનો ટેક રાખ્યાથી કુળવાન ગણાય છે.

**રણથંભોરનો કિલ્લો**—ચિતોડ લીધા પછી બીજે વરસે અકબરે આ કિલ્લો ત્યાંના રજપૂત સરદારને સમજાવી તાબે કર્યો.

## ઉત્તરની બીજી જીતો:—

**માળવા** પહેલાં ગુજરાતના સ્વતંત્ર સુલતાનોને તાબે હતું તે સ્વતંત્ર થઇ ગયું હતું તેને અકબરે ઇ. સ. ૧૫૭૨ માં જીત્યું. **ગુજરાત** ત્રીજા મુજફરશાહ પાસેથી ઇ. સ. ૧૫૭૬ માં જીત્યું. **ઓઢીઆનું** રાજ્ય ઇ. સ. ૧૫૭૪ માં અકબરના મોટા સરદાર રાજા **ટોડરમલે** જીત્યું. **બંગાળામાં** શેરશાહના વંશનો અફગાન સરદાર રાજ્ય કરતો હતો. તેની પાસેથી ટોડરમલે ઇ. સ. ૧૫૭૬ માં જીતી લીધું. **કાબુલમાં** રાજા ગુજરી જવાથી ઇ. સ. ૧૫૮૫ માં થોડી મુદતે કબજે થયું. **કાશ્મીર** પંજાબના સુબા ભગવાનદાસે ઇ. સ. ૧૫૭૬ માં જીતી લીધું. **સિંધ** પણ ઇ. સ. ૧૫૯૨ માં તાબે કર્યું. **કંદહારનું** રાજ્ય ઇરાનના શાહે હુમાયુના મરણ પછી જીતી લીધું તે અકબરે પાછું લીધું.

**દક્ષિણ હિંદુસ્તાન પર સ્વારી**—ઉપર જણાવ્યો મુજબ ઉત્તર હિંદમાં મોગલ સત્તાનું ઉપરીપણું કબુલ કરાવ્યા પછી અકબરે દક્ષિણ તરફ નજર ફેરવી. ઇ. સ. ૧૫૯૫ માં અહમદનગરનો સુલતાન મરણ પામ્યો એટલે તે ગાદી માટે ચાર જણે દાવો કર્યો, તેથી જે હકદાર હતો તેને મદદ કરવા અકબરે પોતાના દીકરાને મોકલ્યો.

**ચાંદબીબી**—તે પહોંચે તે પહેલાં નીઝામશાહ નામના બાળકને ગાદીએ બેસાડી કારભાર ચલાવવા માંડયો. એ તે બાળકની ફોઇ થતી હતી. આ સ્ત્રી ઘણી બહાદુર હતી. તે વિજાપુરના પાદશાહની મદદ મેળવી મુરાદની સામે થઇ. પણ તેમાં નહિ ફાવવાથી વરાડ પ્રાંત આપી સલાહ કરી. ઇ. સ. ૧૫૯૬. આગળ જતાં વરાડની સીમા બાબત તકરાર ઉઠી ત્યારે અકબર જાતે લઢવા ગયો હતો. ચાલતી લઢાઇએ ચાંદબીબીનો કપટથી ઘાત થયો. એટલે તે રાજ્ય અકબરને તાબે થયું.

**યુસફજી લોકોનો બળવો**—વાયવ્ય ખૂણામાં રહેતા પઠાણ જાતના યુસફજી લોકે બંડ કર્યું. તેથી અકબરે માનસીંગ તથા ટોડરમલને તેમની સામે મોકલ્યા તેમણે તેમના સરદારને ઇ. સ. ૧૬૦૦માં મારી બળવો સમાવ્યો.

**અકબર મરણ**—અકબરને દીકરાઓ તરફથી જોઇએ તેવું સુખ નહોતું. તેના મોટા દીકરા સલીમે અબુલફઝલનું ઇ. સ. ૧૬૦૩ માં ખૂન કરાવ્યું તેથી તેના પર અકબરને ઘણું ખોટું લાગ્યું. વળી મુરાદ અને દાનીયલ દારૂની ખરાબ લતથી મરણ પામ્યા. સલીમ પણ દારૂનો વ્યસની હતો. આથી અકબરનું મન બહુ ચિંતામાં રહેતું હતું. તેની અસર શરીર પર થઇ તેથી તે ઇ. સ. ૧૬૦૫ માં મરણ પામ્યો.

**અકબરના ગુણ**—અકબર બધા મુસલમાન બાદશાહોમાં પોતાના ગુણો વડે ઉત્તમ ગણાય છે તેણે પોતાની રૈયતને ભેદભાવ વગર એક સરખી રીતે સુખ આપ્યું. ને શરીરે મજબુત, તંદુરસ્ત અને દેખાવડો હતો સ્વભાવે માયાળુ, ઉદ્યોગી ને દયાળુ હતો. શરણે આવેલા પર કદી પણ તે તલવાર ચલાવતો નહિ. વિદ્વાનોને તેમજ ધર્મોપદેશકોને સારૂં માન આપતો.

**ધર્મ સંબંધી વિચાર**—તે જાતે મુસલમાની ધર્મ પાળતો છતાં તેને બધા ધર્મનો સાર જાણવાની અને વાદવિવાદ સાંભળવાની ઘણી ઇચ્છા થતી. તેથી તે દર શુક્રવારે હિંદુ, મુસલમાન, પારસી, ખ્રિસ્તી, વગેરે ધર્મોપદેશકોની સભા ભરી ચર્ચા સાંભળતો, ઉપરાંત તેણે પણ એક નવો ધર્મ સ્થાપ્યો હતો. તે ધર્મ તેના મરણ પછી ચાલ્યો નહિ.

**રાજ્ય વ્યવસ્થા**—અકબરે પોતાના રાજ્યના ૧૮ ભાગ કર્યા હતા, ને તે દરેક ઉપર એક અધિકારી નીમ્યો હતો. તે સુબેદાર કહેવાતો; તેમને દિવાની તથા ફોજદારી બધી સત્તા હતી. તેમના હાથ નીચે વસુલાતનું કામ કરનાર દિવાન, લશ્કરનો ઉપરી ફોજદાર, પોલીસનો ઉપરી કોટવાળ, અને ન્યાય જાણનાર ન્યાયાધીશ કે કાજી રાખ્યા હતા. નોકરોને જમીનને બદલે રોકડ પગાર આપવાની રીત તેણે રાખી હતી. આ હકીકત અબુલફઝલના "આઇને અકબરી'માં જણાવી છે.

**મહેસુલ લેવાની રીત**—અકબરની મહેસુલ લેવાની પદ્ધતિ ટોડરમલે રચી હતી. તે મુખ્ય ત્રણ બાબતો પર રચવામાં આવી હતી. ( ૧ ) બધી જમીનની એક સરખી રીતે માપણી કરવી. ( ૨ ) જમીનના પાકના પ્રમાણમાં તેના ઉત્તમ, મધ્યમ અને હલકી એવા ત્રણ વિભાગ પાડવા અને સરાસરી પાકનો ત્રીજો ભાગ મહેસુલ તરીકે લેવો. ( ૩ ) મહેસુલમાં અનાજ ન લેતાં રોકડ નાણું લેવું. આવી તપાસ દર દસ વર્ષે ફરીથી કરવાનો ધારો હતો.

**અકબરના દરબારનાં રત્નો**—( ૧ ) **ટોડરમલ** એ શેરશાહના વખતથી જમાબંધીના કામમાં માહીતગાર હતો. તેણે અકબરના રાજ્યમાં પણ જમાબંધી કરી હતી. ( ૨ ) **અબુલફઝલ** એ સારો વિદ્વાન હતો તેણે 'આઇને અકબરી' નામનું તે વખતની સ્થિતિ જણાવનારૂં પુસ્તક લખ્યું છે. ( ૩ ) **ફૈઝી** એ અબુલફઝલનો ભાઈ હતો. તેણે સંસ્કૃત ભાષાનો સારો અભ્યાસ કરી રામાયણ, મહાભારત, વગેરે ગ્રંથોનો ફારસીમાં તરજુમો કર્યો હતો. ( ૪ ) **માનસિંહ** એ લશ્કરમાં મોટો સરદાર હતો. તેણે પંજાબ, ઓઢીઆ, વગેરે જીતવામાં અકબરને ઘણી મદદ કરી હતી. ( ૫ ) **બીરબલ**

એ એક વિદ્વાન ને સરદાર હતો. આ સિવાય **તાનસેન** ગવૈયો, **કવિ ગંગ**, વગેરે મળી કુલ નવ રત્નો અકબરના દરબારમાં હતાં.

**સામાજીક સુધારા**—અકબરે પોતાની પ્રજાને સારી રીતે સુખ કરવા માટે કેટલાક સામાજીક સુધારા કર્યા હતા. તેણે ( ૧ ) બળાત્કારે સતી થવાનો ચાલ બંધ પાડયો. ( ૨ ) વિધવાને ફરી લગ્ન કરવાની છુટ આપી. ( ૩ ) બાળલગ્ન અટકાવ્યાં. ( ૪ ) જજીયા વેરે ને જાત્રા વેરો બંધ કર્યો. ( ૫ ) ગૌવધ અટકાવ્યો ( ૬ ) નાક કાન કાપવા જેવી ઘાતકી સજાઓ અટકાવી. તે પ્રજાની ખરી સ્થિતિ જાણવા વેશ બદલીને નગરચર્ચા જોવા પણ નીકળતો

---

# પ્રકરણ ૧૧

## જહાંગીર ( ઈ. સ. ૧૬૦૫-૨૭ )

**ગાદી મેળવી**—અબુલફઝલનું ખૂન કરાવવાથી અને બીજા કેટલાંક કારણોથી સલીમના ઉપર અકબરની કતરાજી થઈ હતી. પણ મુરાદ અને દાનીયલના મરણ પછી તેણે સલીમ ઉપર પ્રેમ બતાવ્યો અને જ્યારે તે માંદો હતો. ત્યારે તેને પાસે બોલાવી બધા સરદારો સમક્ષ પોતાનો રાજમુગટ તેને માથે પહેરાવ્યો. અને તેની સાથે સારી રીતે વર્તવાની સરદારોને ભલામણ કરી તથા જહાંગીરને પણ કેટલીક શીખામણ આપી. અકબરના મરણ પછી સલીમ **જહાંગીર** નામ ધારણ કરી ગાદીએ બેઠો. તેણે અકબરના વખતનાજ અમલદારો કાયમ રાખી સારી રીતે રાજ્ય ચલાવ્યું. શરૂઆતમાં તેના પુત્ર **ખુશરૂએ** બંડ ઉઠાવ્યું                    કેદ પકડાયો

**નુરજહાન**—અકબરના વખતમાં કોઈ ઇરાની પોતાનાં બૈરી છોકરાંને લઈ દુઃખનો માર્યો હિંદ આવ્યો હતો. તેની સ્ત્રીને રસ્તામાં એક દીકરી અવતરી હતી, તે આગળ જતાં નુરજહાનના નામે જાણીતી થઇ. નુરજહાનનો બાપ તથા ભાઈ અકબરના વખતમાં સારી જગાએ હતા. અને તેની મા જનાનખાનામાં ઘણી વખત જતી, તેથી તેની સાથે નાની નુરજહાન પણ જતી. ત્યારથી તેની અને સલીમ વચ્ચે પ્રેમ બંધાયો હતો. પણ અકબરે તેને એક બીજા સરદાર સાથે પરણાવી ને તે સરદારને બંગાળા તરફ જાગીર આપી મોકલી દીધો. પણ જ્યારે જહાંગીર પાદશાહ થયો ત્યારે તેણે તે સરદાર શેર અફઘાન પર સ્વારી કરી માર્યો ને નુરજહાનને પકડી આણી. તેણે થોડી મુદ્દત શોક પાળ્યા પછી જહાંગીર સાથે લગ્ન કર્યું. તેના ભાઈને રાજ્યમાં મોટી જગા મળી. એ સ્ત્રી ભણેલી અને બુદ્ધિશાળી હતી તેથી જહાંગીરના પર તેની ઘણી સત્તા હતી. છેવટના ભાગમાં તો રાજ્યની બધી સત્તા તેના હાથમાં હતી. તેના નામના સિક્કા પણ પાડવામાં આવ્યા હતા.

**ઉદેપુરના રાણાને તાબે કર્યો**—આ વખતે પ્રતાપનો પુત્ર **અમરસિંહ** ઉદેપુરની ગાદીએ હતો. તેના પર સ્વારી કરવા પાદશાહે પોતાના શાહજાદા **ખુરમ**ને મોકલ્યો તેણે બહાદુરી બતાવી ઘણી મહેનતને અંતે ઈ. સ. ૧૬૧૪ માં તેને નમાવ્યો. આથી પાદશાહે ખુશ થઇને તેને **શાહજહાં**નો ખિતાબ આપ્યો.

**અહમદનગરની જીત**—દક્ષિણમાં અહમદનગરનું રાજ્ય પુરેપુરું જીતાયું નહોતું. તેથી ત્યાંના સરદાર **મલીકંબર**ની સામે શાહજહાંને મોકલ્યો. તેણે વિજાપુરના હાકેમને ફોડી મલીકંબરને ઇ. સ. ૧૫૧૭ માં હરાવ્યો.

**શાહજહાંનું બંડ**—શાહજહાં ઉપર જહાંગીરની ઘણી મહેરબાની હતી, તેથી જહાંગીર ગાદીનો વારસ તેને ઠરાવશે એમ લાગવાથી નુરજહાન તેની આગળ શાહજહાં તરફ ખોટી ઉશ્કેરણી કરતી હતી. તેના પહેલા ધણીથી થયેલી પુત્રી શહરિયારને પરણાવી હતી, તેથી તેની ઇચ્છા તેને ગાદી અપાવવાની હતી. તેથી શાહજહાંએ દક્ષિણમાં જઇ મલીકંબરને મળી બંડ કર્યું, પણ સરદાર મહોબતખાં તથા શાહજાદા પરવીઝે તેની પાસે જઈ સમજાવવાથી તેણે પિતાની માફી માગી.

**મહોબતખાનનું બંડ**—વખત જતાં નુરજહાને રાજખટપટમાં વધારે ભાગ લેવા માંડયો. મહોબતખાંનની સત્તા વધેલી જોઇ તેને હલકો પાડવા ખાતર, તે બંગાળામાં ગયેલો ત્યારે કેટલાક પૈસા ખાઈ ગયો છે એવો આરોપ મુકી તેનો જવાબ દેવા તેને પંજાબમાં પાદશાહની હજુરમાં બોલાવ્યો. તેથી તેણે લશ્કર સાથે મળી જઇ જહાંગીરને કેદ કર્યો. પણ નુરજહાનની યુક્તિથી તે છુટો થયો.

**મરણ**—મહોબતખાનને વશ કરી પાદશાહ હવા ફેર માટે કાશ્મીર ગયો પણ રસ્તામાં લાહોરમાંજ દમના રોગથી મરણ પામ્યો. ઈ. સ. ૧૬૨૭.

**રાજ્યનો હેવાલ**—જહાંગીરના દરબારમાં ઇ. સ. ૧૬૧૨માં ઇંગ્લાંડના રાજાએ અંગ્રેજી કંપનીને વેપારની સગવડ મળે માટે **સરટોમસરો** નામે એક વકીલને મોકલ્યો હતો. તેણે જહાંગીર વિષે કેટલીક હકીકત લખી છે, તેમાં તે લખે છે કે "જહાંગીર દરબાર ઘણા ઠાઠથી ભરતો. તે મોજીલો હતો પણ ન્યાય આપવા ઘણી કાળજી રાખતો" આ પાદશાહના વખતમાં પોર્ટુગીઝ કે ફીરંગી લોકો પણ હિંદમાં વેપાર માટે આવ્યા હતા.

## શાહજહાં ( ઈ. સ. ૧૬૨૭–૫૮ )

**ગાદી મળવી**—જહાંગીરને ચાર દીકરા હતા, તેમાંથી બે શહરિયાર ને શાહજહાં તેના મરણ વખતે હયાત હતા. પાદશાહના મરણથી નુરજહાનનું બળ રાજ્યમાંથી ઓછું થયું, તેથી પોતાના સસરા અસોફખાંની મદદથી શાહજહાંને દક્ષિણમાંથી આવી ગાદી કબજે કરી. તે અસોફખાં તથા મહોબતખાંનને મોટી જાગીરો આપી, તથા નુરજહાનને વર્ષાસન બાંધી આપ્યું. નુરજહાએ પણ પોતાનો વખત શાંતિમાં ગાળવા માંડયો. પણ શહરિયાર તથા બીજા કેટલાક રાજ્યકુટુંબના માણસોએ પંજાબમાં જઇ બળવો કર્યો, આથી બાદશાહે તે તમામને મારી નંખાવ્યા. આ પ્રમાણે શાહજહાંના વખતથી ભાઇઓ ભાઈઓમાં ખટપટ ઉભી થઈ.

**મુલકો જીતવા**—દક્ષિણમાં ખાનજહાન લોદીએ બંડ ઉઠાવ્યું. તેને હરાવી નસાડયો. તે અહમદનગરના વજીર મલીકંબરના પુત્રને શરણે ગયો. તેથી પાદશાહે તેના પર ચઢાઇ કરી તેને વશ કર્યો. ત્યાર પછી શાહજી ભોંસલે વજીર હતો તેણે પણ આજુબાજુનો મુલક જીતવા માંડયો. આથી પાદશાહે ઈ. સ. ૧૬૩૭માં **અહમદનગર** ને **વરાડ** પોતાના રાજ્ય સાથે જોડી દીધાં.

**કંદહાર**નો સુબો ત્યાંના ઇરાની લોકોથી કંટાળ્યો હતો, તેથી તેની મદદથી તે સહેજમાં પાદશાહને તાબે આવ્યું. **બેદર**નું બ્રાહ્મણી રાજ્ય નબળી સ્થિતિમાં હતું તેથી ઇ. સ. ૧૬૫૭માં જીત્યું. આ વખતે શાહજાદા ઔરંગજેબે વિજાપુર તથા ગોવળકાંડાના રાજાઓને હરાવી ખંડીયા બનાવ્યા.

**રાજ્ય ગાદી માટે ખટપટ**—શાહજહાંને ચાર પુત્રો હતા. **દારા** ઉદાર, હિંદુઓને ચાહનાર, બહાદુર પણ વિશ્વાસુ ને **ભોળો** હતો. તે

સૌથી મોટો હોવાથી તેને દિલ્હીનો સુબો નીમી પાદશાહે પોતાની પાસે રાખ્યો હતો **શુજા** બહાદુર પણ દારૂડીઓ હતો. તે બંગાળાનો સુબો હતો. **મુરાદ** બહાદુર ને વિશ્વાસુ હતો તે ગુજરાતનો સુબો હતો. **ઔરંગજેબ** બહાદુર, કપટી, ધર્માંધ અને વિશ્વાસઘાતી હતો તે દક્ષિણનો સુબો હતો.

ઈ. સ. ૧૬૫૭માં જ્યારે પાદશાહ માંદો પડ્યો. ત્યારે દારા રાજ્યકારભાર ચલાવવા લાગ્યો, તેથી શુજાએ બંગાળાથી આવી રાજ્ય ગાદી માટે લડાઈ કરી પણ તેમાં તે હાર્યો. બીજી તરફ ઔરંગજેબ દક્ષિણમાંથી તૈયારી કરીને આવ્યો. તેણે મુરાદને સમજાવ્યું કે મારે તો ફકીર થઇ જવું છે, પણ દારા અને શુજા બંને ખરા મુસલમાની ધર્મ પ્રમાણે ચાલનાર નથી માટે હું તને મદદ કરી ગાદી અપાવું અને પછી ફકીર થઈ જઈશ. એથી બંને મળી દારા સામે લડવા આવ્યા. પણ આ વખતે પાદશાહ સાજો થઈ ગયો હતો, પણ શાહજાદાઓની તકરાર બંધ પડી નહિ. દારા પણ **જસવંતસિંહ** વગેરે રજપૂતોની મદદ લઇ સામે થયો પણ તે હાર્યો. આથી ઔરંગજેબે બાપ તથા ભાઈને કેદ કરી ઈ. સ. ૧૬૫૮માં રાજગાદી હાથ કરી.

શાહજહાંના છેલ્લા દિવસો કેદમાંજ ગયા, તે વખતે જો કે ઔરંગજેબ તેને માન આપતો પણ તેને કેદમાંથી છુટો કર્યો નહિ. કેદીની સ્થિતિમાં તેની દીકરી **જહાનઆરા** તેનો મુખ્ય આધાર હતી. તેણે પિતાની સેવા ખાતર રાજીખુશીથી કેદ સ્વીકારી હતી. તે ઈ. સ. ૧૬૬૬માં મરણ પામ્યો.

**બાંધકામ**—શાહજહાનના વખતમાં હિંદુસ્તાનની પૈસા સંબંધી સ્થિતિ ઘણી સારી હતી અને તેને સારાં બાંધકામોનો શોખ હતો તેથી તેણે પોતાનો ઘણો વખત ભભકાદાર ઇમારતો બંધાવવામાં તથા વૈભવ ભોગવવામાં ગાળ્યો.

તેણે આગ્રામાં પોતાની વહાલી બેગમ **મુમતાજમહાલ**ની કબર ઉપર **તાજમહાલ** નામે સુંદર રોજો બંધાવ્યો. તે આખી દુનીયામાં જાણીતો છે. પાદશાહને પણ તેમાંજ દાટયો હતો. ઉપરાંત તેણે દિલ્હીને **શાહજહાનાબાદ** નામ આપી તેમાં ઘણી સુંદર ઇમારતો બંધાવી હતી. તેણે પોતાને બેસવા માટે **મયુરાસન** નામે સુંદર તખ્ત બનાવરાવ્યું હતું, તેની કિંમત તે વખતે ૬ાા કરોડ રૂપીઆની હતી.

**મુમતાજ મહાલ**—એ નુરજહાના ભાઈ અસોફખાંની પુત્રી અને શાહજહાંની બેગમ હતી. તેના પર શાહજહાંને બહુ પ્રેમ હતો તેથી તેને મરતી વખતે વચન આપ્યા પ્રમાણે બીજી બેગમ પરણ્યો નહતો, તેમજ તેની કબર આખી દુનિયામાં વખણાય એવો તાજ-મહાલ નામે રોજો બંધાવ્યો.

---

## પ્રકરણ-૧૨

### ઔરંગઝેબ ( ઈ. સ. ૧૬૫૮-૧૭૦૭ )

બાપને કેદ કરી તથા ભાઈ ભત્રીજા વગેરેનો નાશ કરી બાપ-નોજ આપેલો **આલમગીર** એટલે ' દુનીયા જીતનાર ' એવો ખિતાબ ધારણ કરી તે ગાદીએ બેઠો.

**ઉત્તર હિંદુસ્તાનમાં જીતો**—**બિકાનેર**નો રાજા દારાના પક્ષમાં હતો તેથી તેના પર સ્વારી કરી તેને નમાવ્યો. વળી પોતાના સરદાર **મીરજુમ્લા**ને **આસામ** જીતવા મોકલ્યો. તે ત્યાંના રાજાને હરાવી ખંડણી આપવાનું કબુલ કરાવી શક્યો પણ ખરાબ હવાથી પોતે તથા ઘણું સૈન્ય નાશ પામ્યાં. ઇ. સ. ૧૬૬૨.

**ધર્માંધ રાજ્યનીતિ**—ઔરંગઝેબ પોતે ચુસ્ત મુસલમાન હતો. અને હિંદમાં ઇસ્લામની સત્તા સંપુર્ણ બેસાડવા ખુદાએ તેને ગાદી

માપી છે, એમ તે માનતો. તેથી તેણે અકબરે બંધ કરેલા જાત્રા તથા જજીયાવેરા લેવા શરૂ કર્યા ને હિંદુઓને મોટી જગાઓ પરથી દૂર કરી તેજ જગાએ ગમે તેવા મુસલમાનોને રાખ્યા. એમણે પ્રજા પર જુલમ ગુજાર્યો. હિંદુ દેવળો તથા મૂર્તિઓ તોડવાનું શરૂ કર્યું. આથી પંજાબમાં **શીખ**, રજપૂતાનામાં **રજપુતો** અને દક્ષિણમાં **મરાઠા** મોગલ સલ્તનત સામે થયા.

**રજપૂતોનો બળવો**—તે વખતે ઉદેપુર, જોધપુર તથા જયપુર એ ત્રણ મોટાં રજપુત રાજ્યો હતાં. તેમાં જોધપુર તથા જયપુરના રાજાઓ તો બાદશાહની સેવામાં રહેતા પણ તેના ધર્માંધપણાથી તેના પર વેર રાખતા. આથી પાદશાહે જયપુરના રાજા જયસિંહને દક્ષિણનો સુબેદાર બનાવી ત્યાં મોકલ્યો અને જોધપુરનો રાજા જસવંતસિંહ પણ કાબુલનું બંડ સમાવતાં મરાયો, આથી તેના બાળકુંવરને કબજે કરવા ઔરંગજેબે ઘણી તજવીજ કરી પણ વીર **દુર્ગાદાસ** જેવા રજપુત વીરોની બહાદુરીથી તેનું કંઇ વળ્યું નહીં, તેણે ઉદેપુરના રાણા રાજસિંહને રંજાડવાના ઇરાદાથી ચઢાઇ કરી પણ પાદશાહી લશ્કર સપડાઈ જવાથી બે દિવસ સુધી ભૂખે મર્યું. અંતે રાજસિંહની ઉદારતાથી તે છુટું થયું. આ વખતે પાદશાહની ઉદેપુરી નામે ખ્રિસ્તિ ધર્મ પાળનારી બેગમ રાજસિંહના હાથે પકડાઇ હતી પણ તેને માન સાથે પાદશાહ તરફ મોકલી આપી. આ લડાઇમાં પણ ઔરંગજેબ ફાવ્યો નહિ તેથી ઇ. સ. ૧૬૮૧માં જજીયા વેરો નહિ લેવાની તથા બીજી કેટલીક રજપૂતોને મન ગમતી સરતો કરી સલાહ કરી.

**મરાઠી સત્તાની સ્થાપના**--શાહજહાંએ અહમદનગરનું રાજ્ય ખાલસા કર્યા પછી તેનો વજીર **શાહજી** ભોંસલે વિજાપુરના પાદ-

શાહની નોકરીમાં રહ્યો. તેના બહાદુર પુત્ર **શિવાજીએ** માવલી લોકોનું લશ્કર જમાવી કોંકણની આસપાસનો મુલક લુંટવા માંડયો. ને ઇ. સ. ૧૬૬૪માં રાયગઢમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. પછી સુરત લુંટીને તેણે કરોડો રૂપીઆની લુંટ મેળવી. તેનું જોર તોડવા પાદશાહે વારંવાર સરદારો મોકલ્યા હતા પણ તે થાકીને પાછા આવ્યા હતા. એક વખત શિવાજી તથા તેના દીકરા સંભાજીને દિલ્હી બોલાવી પાદશાહે કપટથી કેદ કર્યા હતા. પણ તેઓ યુક્તિથી નાસી છુટયા હતા. શિવાજીએ ઈ. સ. ૧૬૭૦માં સુરત બીજી વખત લુંટયું. તથા વિજાપુર ને ગોવળકોંડા જેવાં મોટાં રાજ્યો પાસેથી પણ ચોથ ઉઘરાવી તથા કર્ણાટક પણ તાબે કર્યું. તે ઇ. સ. ૧૬૮૦માં મરણ પામ્યો. ત્યાર પછી પણ તેણે ઉત્પન્ન કરેલા ધર્માભિમાન વડે મરાઠાએ મોગલ સલ્તનતની ખરાબી કરી.

**દક્ષિણ પર સ્વારી**--રજપૂતો સાથે સલાહ કર્યા પછી ઔરંગજેબ જાતે ઈ. સ. ૧૬૮૩ માં દક્ષિણનાં બે મોટાં રાજ્યો **વિજાપુર** ને **ગોવળકોંડા** જીતવા માટે સૈન્ય સાથે આવ્યો. કેટલીક લઢાઇ પછી ઈ. સ. ૧૬૮૮ માં તે રાજ્યો તાબે થયાં.

ત્યાર પછી તેણે **મરાઠી** રાજ્ય સાથે લઢાઈ જોડી. આ વખતે મરાઠી રાજ્યની ગાદીએ શિવાજીનો પુત્ર **સંભાજી** હતો. તે કલુપા નામે ખરાબ બ્રાહ્મણની સોબતથી દુર્ગુણી થયો હતો. એક વખતે તે દારૂ પીને બેઠો હતો. તેવામાં બાદશાહના એક સરદારે તેને પકડી પાદશાહ પાસે રજુ કર્યો. પાદશાહે તેને મુસલમાન થવાનું કહ્યું ત્યારે તેણે ગમે તેમ બકવા માંડયું અને પેગંબરને ગાળો દીધી, આથી તેને મારી નંખાવ્યો. પણ મરાઠાનું જોર કમી થયું નહિ; તેમણે સંભાજીના ભાઈ રાજારામને ગાદીએ બેસાડયો ને પોતાનું કામ ચાલુ રાખ્યું.

પાદશાહની બીકથી તેમણે રાજારામને જંજીના કિલ્લામાં રાખ્યો હતો. તે વાતની ઔરંગજેબને ખબર પડવાથી તેણે તે કિલ્લા પર સ્વારી કરી પણ રાજારામ નાસી છુટ્યો. તેના મરણ પછી મરાઠાએ તેના પુત્ર શિવાજીને ગાદીએ બેસાડી તથા લુંટફાટ તથા ચોથ ઉઘરાવવાનું ચાલુ રાખ્યું ને પાદશાહના લશ્કરને પણ હેરાન કરવા માંડ્યું. આથી નિરાશ થઇ ઔરંગજેબ મહા મુશ્કેલીએ અહમદનગર પહોંચ્યો ત્યાં ઇ. સ. ૧૭૦૭ માં મરણ પામ્યો.

**રાજ્યનીતિ ને ગુણદોષ**—ઔરંગજેબના વખતમાં મોગલાઈ રાજ્યની હદ સૌથી વધારે વધી પણ તેના નાશનાં બીજ પણ તેની રાજ્યનીતિથી રોપાયાં, તેને લીધે તેના મરણ પછી મોગલાઈ સત્તા ભાંગી પડી.

ધર્માંધપણું, કપટી સ્વભાવ, વગેરે અવગુણો બાદ કરીએ તો ઔરંગજેબ એક સાદુ જીવન ગાળનાર, શૂરો વિદ્વાન રાજા તરીકે સારો ગણી શકાય. મોજશોખ તથા વૈભવને તે અત્યંત તિરસ્કારતો તથા કુરાન પ્રમાણેજ ચાલતો. ટોપી સીવીને તથા કુરાનની નકલો કરીને તે ગુજરાન ચલાવતો. પોતાની ઉત્તરક્રિયા માટે પણ જાત કમાઈના ૪૫૦ રૂપીઆ જુદા કાઢી રાખ્યા હતા, તેમાંથી પોતાની ક્રિયા કરવાનું તેણે જણાવ્યું હતું.

---

## પ્રકરણ ૧૩

## મોગલાઇ રાજ્યની આખર.

**બહાદુરશાહ** (ઇ. સ. ૧૭૦૭-૧૨)—ઔરંગજેબ પછી તેનો વડો શાહજાદો બહાદુરશાહ નામ ધારણ કરી ગાદીએ બેઠો.

તેણે ઔરંગજેબની રાજનીતિ બદલી નાખી. જાત્રા અને જજીયાવેરા બંધ પાડયા ને રજપૂતો સાથે સલાહ કરી. પણ ઔરંગજેબની રાજ્યનીતિથી ખાટાં થયેલાં રજપૂત દીલ ફરીથી એક ન જ થયાં. પંજાબમાંથી શીખ સરદાર બંદાએ તોફાન મચાવી મુસલમાન પ્રજાને દુઃખ દેવા માંડયું. આથી પાદશાહ ત્યાં ગયો ને ઈ. સ. ૧૭૧૨ માં લાહોરમાં મરણ પામ્યો.

**જહાંદારશાહ** ( ઈ. સ. ૧૭૧૨–૧૩ )—વજીરની મદદથી પાદશાહનો વડો શાહજાદો જહાંદારશાહ ગાદીએ બેઠો પણ તે દુર્ગુણી હોવાથી તેનો ભત્રીજો ફરોખશીર સામે થયો અને **સૈયદહુસેન** તથા **સૈયદઅબદુલ્લા** નામે **બે સૈયદભાઇઓ**ની મદદથી પાદશાહ તથા વજીરને મારી ઇ. સ. ૧૩૧૩ માં ગાદી લીધી.

**ફરોખશીર** ( ઈ. સ. ૧૭૧૩–૧૯ )—પાદશાહને ગાદી અપાવ્યા પછી જોધપુરવાળા અજીતસિંહની દીકરી સૈયદહુસેને પાદશાહ સાથે પરણાવી. પાદશાહ માંદો પડયો હતો તેની દવા અંગ્રેજ દાક્તર **હેમીલ્ટને** કરી સાજો કર્યો, તેથી તેણે અંગ્રેજ કંપનીને કેટલાક હક આપ્યા. પંજાબમાં ફરીથી તોફાન જાગ્યું પણ સૈયદ ભાઇઓએ બંડખોરોને ક્રૂર રીતે મારી નાખ્યા. પછી સૈયદહુસેન દક્ષિણમાં મરાઠી રાજ્ય જીતવા ગયો પણ ત્યાં નહિ ફાવવાથી સલાહ કરી તે મંજુર કરાવવા પાદશાહ પાસે દિલ્હી આવ્યો. પાદશાહે તે કરાર મંજુર રાખ્યા નહિ આથી તેણે પાદશાહને ઇ. સ. ૧૭૧૯ માં મરાવ્યો.

**મહંમદશાહ** ( ઈ. સ. ૧૭૧૯–૪૮ )–આ પાદશાહે જો કે બીજાના પ્રમાણમાં વધારે વખત રાજગાદી ભોગવી પણ તેના વખતમાં પાદશાહીના ભાગલા પડયા અને નાદીરશાહની ચઢાઈથી મોગલ સલ્તનત લગભગ ભાગી જવા જેવી થઈ ગઇ.

સૈયદ ભાઇઓએ **મહંમદશાહને** ગાદી આપી. આથી આ ભાઈઓ '**પાદશાહ બનાવનારા**' કહેવાયા, પણ બીજા સરદારો તેમના પર નારાજ થયા, તેથી અસોફખાં નામે સરદાર બળવો કરી દક્ષિણમાં નાસી ગયો. તેને સજા કરવા પાદશાહને લઇ સૈયદ હુસેન દક્ષિણમાં જવા નીકળ્યો. પણ રસ્તામાં તેનાજ લશ્કરે તેને મારી નાખ્યો. અને સૈયદ અબદુલ્લા પણ દિલ્હીની પાસે ઇ. સ. ૧૭૨૦ માં હારીને મરાયો. આ પ્રમાણે તેનો અંત આવ્યો.

ત્યાર પછી પાદશાહે **અસોફખાંને** વજીર બનાવ્યો પણ તેની સલાહ પ્રમાણે પાદશાહ ચાલ્યો નહિ તેથી તેણે ઈ. સ. ૧૭૨૪માં દક્ષિણ હૈદ્રાબાદમાં સ્વતંત્ર ગાદી સ્થાપી. ને **નિઝામના** રાજ્યની સ્થાપના કરી.

ત્યાર પછી **સાદતખાં** વજીર થયો તેણે પણ પાદશાહથી કંટાળીને અયોધ્યામાં સ્વતંત્ર ગાદી સ્થાપી ઈ. સ. ૧૭૩૨.

આ બે નવાં રાજ્યો સિવાય બંગાળાનો સુબો પણ સ્વતંત્ર થયો. તથા જોધપુરના અજીતસિંહે અજમેર તથા બીજો મુલક કબજે કરવા માંડયો. ઉપરાંત મરાઠાએ દક્ષિણમાં ચોથ ઉઘરાવવાનો હક કબુલ કરાવી ગુજરાત ને માળવા કબજે કર્યા. આ રીતે મોગલ સલ્તનતના ભાગ થવા માંડયા.

આજ વખતમાં નાદીરશાહ નામે ઇરાનના પાદશાહે ઇ. સ. ૧૭૩૯માં દિલ્હી પર સ્વારી કરી. તેની સાથે મહંમદશાહ લઢયો પણ હાર્યો. ને નાદીરશાહ તેના ક્રૂર સિપાઇઓ સાથે દિલ્હીમાં પેઠો. તેમણે લગભગ બે માસ સુધી દિલ્હી શહેરને લુંટયું તથા બાળ્યું. ને લગભગ ૩૦ હજાર માણસોના જીવ લીધા. છેવટે દિલ્હીની ગાદી મહંમદશાહને પાછી સોંપી. નાદીરશાહ **મયુરાસન, કોહીનુર હીરો** તથા બીજી લુંટનો માલ મળી લગભગ ૩૨ કરોડની લુંટ લઈ ઇરાન ગયો.

નાદીરશાહના મરણ પછી તેનો સરદાર **અહમદશાહ અબ્દલ્લી** અફગાનિસ્તાનનો પાદશાહ થયો. તેણે ઇ. સ. ૧૭૪૭માં હિંદ પર પહેલી સ્વારી કરી તેમાં તેને શાહજાદા અહમદે હરાવી પાછો કાઢયો ને ત્યારપછી ઇ. સ. ૧૭૪૮માં પાદશાહ મરણ પામ્યો.

**અહમદશાહ**—( ઈ. સ. ૧૭૪૮–૫૪ ) ત્યાર પછી શાહજાદો અહમદશાહ પાદશાહ થયો. તેના વખતમાં અહમદશાહ અબ્દલ્લી કે દુરાની બીજી વખત ૧૭૫૨માં હિંદ પર ચઢી આવ્યો. તેને પંજાબ પ્રાંત આપી પાછો કહાડયો. પછી પાદશાહને વજીર સાથે અણબનાવ થવાથી તેણે ઇ. સ. ૧૭૫૪માં તે રાજાને મારી નાખ્યો.

**આલમગીર બીજો**—( ઇ. સ. ૧૭૫૪–૫૯ ) અહમદશાહને મારી તેના કાકાને આલમગીર નામ આપી વજીર **ગ્યાસુદ્દીને** ગાદીએ બેસાડયો. આ વજીર ચઢાઉ અને અવિચારી હતો. તેથી તેણે પંજાબમાંથી અબદલ્લીના સુબાને કાઢી મૂકયો. આથી ઇ. સ. ૧૭૫૬માં તે ત્રીજીવાર હિંદ પર ચઢી આવ્યો. ને દિલ્હી તથા મથુરાંનાં ઘણાં મંદિરો લુંટી તથા ઘણાં સ્ત્રી પુરૂષોને ગુલામ બનાવી સાથે લઇ ગયો. વળી પાછો મરાઠાએ પંજાબનો કબજો કર્યો એથી ઇ. સ. ૧૭૫૯ ચોથી વખત અબદલ્લી હિંદમાં આવ્યો. આ વખતે પાદશાહને વજીરે મારી નાખ્યો.

**શાહઆલમ** ( ઈ. સ. ૧૭૫૯–૧૮૦૬ )—ચોથી વખતની ચઢાઈમાં અબદલ્લી આલમગીરના પુત્ર શાહઆલમને દિલ્હીની ગાદી આપી પાછો ફર્યો. પણ ફરીથી પેશ્વા રઘુનાથરાવે દિલ્હી તથા લાહોર કબજે કરી અહમદશાહનો મુલક લુંટવા માંડયો. આથી ઇ. સ. ૧૭૬૧ માં તે પાંચમી વખત હિંદ પર ચઢી આવ્યો. આ વખતે પેશ્વા અને અહમદશાહ વચ્ચે **પાણીપતના** મેદાનમાં જબરી

લઢાઇ થઇ તેમાં પેશ્વાની હાર થઇ.

**અંત**—આ પાદશાહની સત્તા પાણીપતના યુદ્ધ પછી નમતીજ રહી. તે ઇ. સ. ૧૮૦૬ માં મરણ પામ્યો. ત્યાર પછીના બધા પાદશાહો માત્ર નામનાજ હતા. છેલ્લો પાદશાહ બહાદુર શાહ ઈ. સ. ૧૮૫૭ ના બળવામાં અંગ્રેજ સામો થયો હતો તેથી તેને રંગુનમાં કેદ કર્યો હતો, તે ઈ. સ. ૧૮૬૨ માં મરણ પામતાં મોગલ વંશનો અંત આવ્યો

---

# પ્રશ્નો

૧ મોગલ સલ્તનતની સ્થાપના કોણે કેવા સંજોગોમાં કરી, તેને કોણે કેવી રીતે મજબુત બનાવી અને તેનો નાશ કોણે ક્યા કારણો વડે કર્યો ?

૨ બાબરની કારકીર્દિનું વર્ણન આપો.

૩ હેમુ, સંગરાણો, ચાંદબીબી, ટોડરમલ અને શેરશાહ વિષે ટુંકી નોંધ લખો.

૪ હુમાયુને રાજગાદી છોડીને ભટકવું પડ્યું તેનાં કારણો આપો.

૫ ક્યા ગુણો વડે અકબર મહાન થયો ?

૬ પ્રતાપરાણાનું જીવનચરિત્ર લખો.

૭ અકબરના દરબારનાં રત્નો વિષે ટુંકી નોંધ લખો.

૮ મોગલ સામ્રાજ્ય સ્થાપવામાં અકબર કઈ રાજનીતિથી ફાવ્યો ?

૯ નુરજહાન ને મુમતાજમહાલનાં જીવન લખો

૧૦ જહાંગીરના ગુણદોષનું વર્ણન આપો.

૧૧ અકબરે ક્યા ક્યા સુધારા કર્યા ?

૧૨ મહોબતખાન ને જુલ્ફીકારખાં વિષે ટુંક નોંધ લખો.

૧૩ શાહજહાનને છેલ્લી અવસ્થામાં કેદમાં કેમ રહેવું પડયું ?

૧૪ શાહજહાનનો સમય હિંદમાં આબાદીનો હતો એ શાથી જણાય છે.

૧૫ તાજમહાલ અને મયુરાસન વિષે શું જાણો છો.

૧૬ ઔરંગજેબ કપટી હતો એમ શાથી સાબિત થાય છે ?

૧૭ અકબર ને ઔરંગજેબની રાજ્યનીતિ સરખાવી તેનાં પરિણામો જણાવો.

૧૮ દુર્ગાદાસ, રાજસિંહ ને જસવંતસિંહ વિષે શું જાણો છો ?

૧૯ શિવાજીને ઔરંગજેબ વચ્ચેની અથડામણનું વર્ણન કરો.

૨૦ ઔરંગજેબના ધર્માંધપણાથી કઇ કઇ પ્રજાઓ સામી ઉઠી ?

૨૧ સૈયદ ભાઇઓ વિષે શું જાણો છો ?

૨૨ ' મહમદ શાહના વખતમાં મોગલ પાદશાહી ભાગી ગઇ ' એ બાબત સાબીત કરો.

૨૩ નાદીરશાહની સ્વારી વિષે શું જાણો છો ?

૨૪ મોગલાઇની પડતીનાં કારણો આપો.

૨૫ છેલ્લા મોગલ બાદશાહનો અંત કેવી રીતે આવ્યો ?



# વિભાગ—૩ જો

## મરાઠી અને પેશ્વાઇ રાજ્ય.

## પ્રકરણ—૧

### શિવાજી

**બચપણ**—શાહજી ભોંસલે ને જીજાબાઇથી શિવાજી નામે પુત્ર ઇ. સ. ૧૬૨૭માં થયો. એને કેળવણી આપવાનું કામ દાદાજી કોંડદેવ નામે બ્રાહ્મણને સોંપેલું હતું. તેણે તેને અક્ષરજ્ઞાન આપવા કરતાં રાજ્યનીતિ અને યુદ્ધકળા સારી રીતે શીખવ્યાં. તથા હિંદુ શાસ્ત્રો અને પુરાણોમાંથી વીરરસની કથાઓ શીખવી. ઉપરાંત તેની મા પણ બહાદુર થાય એવો બોધ આપતી. આથી શિવાજીને નાનપણથી જ પરાક્રમ કરી પ્રજાનાં દુઃખ મટાડવાનું મન થયું. ઉપરાંત તેના ધાર્મિક ગુરુ સમર્થસ્વામી **રામદાસ** હતા, તેમણે હિંદુ ધર્મનું અભિમાન ઉત્પન્ન કર્યું. આથી શિવાજીમાં ધાર્મિક જુસ્સો અને વીરતા બન્ને આવ્યાં.

**શિવાજીની ઇચ્છા**—પોતાની આસપાસની સ્થિતિ જોતાં શિવાજીને લાગ્યું કે આજે હિંદુ ધર્મ ભારે જોખમમાં આવી પડ્યો છે, તેનું રક્ષણ કરવા માટે હિંદુજાતીઓને એકત્ર કરવી જોઇએ. તેથી પોતે ભગવો ઝુંડો (વાવટો) રાખી હિંદુત્વ માટેનું અભિમાન ઉત્પન્ન કરી માલવી જાતના પાહાડી લોકોનું સૈન્ય ઉભું કર્યું ને મહારાષ્ટ્રમાં હિંદુ મહારાજ્ય સ્થાપવાની ઇચ્છા કરી.

**શિવાજીની જીતો**—પ્રથમ પુના પાસેનો **તોરણાનો** કિલ્લો ઈ. સ. ૧૬૪૬માં લીધો અને તેની પાસે **રાયગઢ** નામે એક નવો

કિલ્લો બંધાવી ત્યાં પોતાનું મથક રાખ્યું. શિવાજીનું વધતું જતું બળ અટકાવવા માટે વિજાપુરના પાદશાહે તેના બાપ શાહજીને કેદ કરી જણાવ્યું કે " જ્યાં સુધી તું તાબે નહિ થાય ત્યાં સુધી તેને છોડીશું નહિ. " પણ શિવાજીએ આથી ન ગભરાતાં મોગલ બાદશાહ શાહજહાંની મદદ લઇ તેને છોડાવ્યો. ત્યાર પછી પણ શિવાજીએ વિજાપુરના રાજાનો મુલક લુંટવાનું ચાલું રાખ્યું, આથી તેણે **અફઝલખાન** નામે સરદારને મોટું લશ્કર આપી શિવાજી સામે મોકલ્યો. સીધી રીતે લડતાં શિવાજીને જીતી શકાશે નહિ એમ લાગવાથી તેણે કપટ કરી શિવાજીને એકલો મળવા બોલાવ્યો. પણ તેવું કપટ શિવાજીના જાણવામાં આવવાથી મેળાપ વખતે અગમચેતી વાપરી તેના પેટમાં વાઘનખ ઘોંચી શિવાજીએ મારી નાખ્યો. આથી વિજાપુરના પાદશાહે શિવાજીનું નામ લેવું મુકી દીધું

શિવાજીએ દક્ષિણના મોગલાઈ મુલકમાં પણ લુંટફાટ કરવા માંડી, આથી મોગલ પાદશાહ ઔરંગજેબે દક્ષિણના સુબા **સાઇસ્તખાનને** શિવાજી સામે મોકલ્યો. તેણે પુનાનો કબજો કરી મુકામ નાખ્યો. આથી શિવાજીએ એકાએક તેના ઉતારામાં ઘુસી જઇ છાપો માર્યો, આથી તે ગભરાઇ જઇ જખમી થઇને નાઠો ઈ. સ. ૧૬૬૨.

આજના મુંબઇની માફક તે વખતે સુરત પણ ચોરાસી બંદરનો વાવટો કહેવાતું તેથી શિવાજીએ ઈ. સ. ૧૬૬૪માં તે શહેર લુંટ્યું.

**શિવાજી અને ઓરંગજેબ**—શિવાજીનું બળ અટકાવવા ઔરંગજેબે પોતાના સરદાર **જયસિંહ** તથા દિલારખાનને મોટું લશ્કર આપી દક્ષિણમાં મોકલ્યા. તેમની સાથે જયસિંહના સમજાવ્યાથી શિવાજીએ સલાહ કરી અને પાદશાહે માન આપવા માટે તેને દિલ્હી તેડાવ્યો, આથી શિવાજી જયસિંહની બાંહેધરીથી ત્યાં ગયો. જયસિંહે પોતાના

પુત્ર પર કાગળ લખી જણાવ્યું હતું કે શિવાજીને કાંઈ પણ જાતની હરકત થાય નહિ, તે આપણે જોવાનું છે. આ સમયનો સદુપયોગ કરી શિવાજીને મેળવી લેવાનું મૂકી ઔરંગઝેબે તેનું ભર સભામાં અપમાન કર્યું. પણ શિવાજીએ તે સહન કર્યું નહિ. આથી કંઈક ખોટું પરિણામ આવત પણ રજપૂતો શિવાજીના પક્ષમાં હતા. તથા ઔરંગઝેબની પુત્રી ઝેબ ઉન્નિસા જે તે વખતે પડદામાંથી શિવાજીને જોતી હતી તેની લાગવગથી શિવાજીને પાદશાહે કંઇ પણ હરકત કરી નહિ ને કેદમાં રાખ્યો. આથી કપટીની સાથે કપટ કરવાનો શિવાજીએ વિચાર કર્યો. પ્રથમ તો તેણે જણાવ્યું કે મારા સિપાઇઓને અહીંનાં હવાપાણી માફક આવતાં નથી માટે સ્વદેશ જવાની રજા આપવી. આ વાત પાદશાહે ખુશી થઇને કબુલ રાખી. ત્યાર પછી શિવાજીએ માંદગીનો ડોળ કરી મિઠાઇના કંડીઆ બ્રાહ્મણો ને સાધુઓને વહેંચવા માંડયા. શરૂઆતમાં તો આ બધા કંડીઆની બરાબર તપાસ થતી પણ કેટલાક દિવસ પછી એ કામ ધીમું પડયું એટલે શિવાજી આગળ પાછળ મિઠાઇના કંડીઆ રાખી વચ્ચેના બેમાં પોતે તથા પોતાના પુત્ર સંભાજીને બેસાડી નાસી છુટયો. શિવાજીની પથારીમાં તેનો એક બહાદુર સરદાર સુતો હતો ને પણ કોઇ ન જાણે તેમ નાસી છુટયો. તેમને પકડવા ઔરંગઝેબે ઘણાં ફાંફાં માર્યા પણ તેમાં તે ફાવ્યો નહિ. તેમજ ત્યાર પછી તેણે ઘણી લાલચો આપી પણ શિવાજી સંપડાયો નહિ.

**રાજ્યાભિષેક અને અંત**—ત્યારબાદ ઇ. સ. ૧૬૭૦ માં તેણે બીજી વખત સુરત લુટયું અને ઈ. સ. ૧૬૭૪ માં પોતાના બાપ શાહજીના મરણ પછી રાયગઢમાં પોતાનો રાજ્યાભિષેક કરાવ્યો. ત્યારપછી ઈ. સ. ૧૬૭૬ માં કર્ણાટક જીત્યું. અને પોતાના ભાઇ વ્યંકાજીને તાંજોરની ગાદી આપી. ઇ. સ. ૧૬૮૦ માં આ વીર ૫૩ વર્ષની ઉમ્મરે ગુજરી ગયો.

**ગુણદોષ**—આ મહાપુરુષે હિંદુ તરીકેનું અભિમાન જાગ્રત કરી મરાઠા જેવી સાધારણ કોમને એકત્ર કરી હિંદુ ધર્મનું ઔરંગઝેબ જેવા ધર્માંધથી રક્ષણ કર્યું. તે લડાઇમાં શૂરો, હિંમતવાન તથા ચારિત્ર્યવાન હતો. તેને ઔરંગઝેબ સાથે દુશ્મનાવટ હતી છતાં એક પણ મસીદ તોડી નથી, તેમ જ્યારે જ્યારે શત્રુની સ્ત્રીઓ પણ તેના કબજામાં આવતી ત્યારે તેમને માન આપી વગર હરકતે તેમના સ્થાને પહોંચાડતો. તેની જીંદગી સાદી હતી, તેથી જણાય છે કે ખરેખર તે હિંદુ ધર્મના માટેજ લડતો હતો

**રાજ્યવ્યવસ્થા**—શિવાજી જેમ મુલકો જીતી જાણતો તેમ તેની ઉત્તમ રીતે વ્યવસ્થા પણ કરી જાણતો. તેણે અંગ્રેજ રાજ્યની માફક જુદાં જુદાં આઠ ખાતાં સ્થાપી તેનો વહીવટ એક એક પ્રધાનને સોંપ્યો હતો. અને એ પ્રધાનોની સલાહથી પોતે કારભાર ચલાવતો. તેનો મુખ્ય પ્રધાન **પેશ્વા** કહેવાતો. તે મોટા અમલદારોને જાગીર ન આપતાં પગાર આપતો. ને પ્રજાને સુખી કરવા ઘણી કાળજી રાખતો.

---

## પ્રકરણ—૨

### શિવાજી પછીના મરાઠા રાજાઓ

**સંભાજી**—શિવાજીને સંભાજી અને **રાજારામ** નામે બે પુત્રો હતા. તેમાંનો મોટો પુત્ર સંભાજી તેની પછી ગાદીએ બેઠો. પણ તે કલુષા નામે દુર્ગુણી ને વ્યસની બ્રાહ્મણની સોબતમાં પડી ખરાબ થયો. એક વખત તે કલુષા સાથે નીશો કરી રત્નાગિરિ પાસે સંગમેશ્વરના કિલ્લામાં બેભાન સ્થિતિમાં પડ્યો હતો, તે વખતે પાદશાહના

એક સરદારે આવી તેને પકડી લીધો અને ઔરંગઝેબ આગળ હાજર કર્યો. તેણે તેને મુસલમાન થાય તો જીવતો રાખવાનું કહ્યું તેથી તેણે ગુસ્સે થઇને પેગંબરને ગાળો દીધી તથા ઔરંગઝેબનું અપમાન કર્યું. આથી તેને ક્રૂર રીતે મારી નંખાવ્યો અને રાયગઢનો કિલ્લો તાબે કરી તેની રાણી તથા બાળકુંવરને કેદ કર્યાં.

**રાજારામ**—ત્યાર પછી સંભાજીના પુત્રની વતી કારભાર કરવાને સંભાજીના ભાઈ રાજારામને ઇ. સ. ૧૬૮૯ માં ગાદીએ બેસાડયો. તેને મોગલો હેરાન ન કરે માટે જંજીરગઢમાં રાખ્યો હતો પણ ઔરંગઝેબને ખબર પડવાથી એક સરદાર જુલ્ફીકારખાંને ત્યાં મોકલ્યો. આથી મરાઠા સરદારોએ લાંચ આપી રાજારામને નસાડી મૂક્યો. તે ઈ. સ. ૧૭૦૦ માં મરણ પામ્યો.

**શિવાજી** બીજો—રાજારામના મૃત્યુ પછી તેના મોટા કુંવર શિવાજીને ગાદીએ બેસાડી તેની મા તારાબાઈ કારભાર ચલાવવા લાગી પણ એ ઈ. સ. ૧૭૦૭ માં ઔરંગઝેબના મરણ પછી તેના પુત્રે સંભાજીના પુત્ર **શાહુ**ને છુટો કરવાથી તેણે આવી ગાદી સંભાળી.

**તારાબાઇ**—એ સંભાજીના ભાઇ રાજારામની સ્ત્રી હતી. રાજારામના મરણ પછી ખરી રીતે તેજ કારભાર ચલાવતી હતી. ઔરંગઝેબ સાથેની લડાઇ ચાલુજ હતી તેથી તેણે બહાદુરી અને ચપળતાની લડાઇ ચલાવી મોગલોને હેરાન કરવા માંડયા. એનાથી થાકીને ઔરંગઝેબે સલાહનું કહેણ મોકલાવ્યું પણ મરાઠા સરદારોએ મોટી માગણીઓ કરી તે પાદશાહે કબુલ કરી નહિ. આથી મરાઠા તેની પાછળ પડયા. એક વખત તો ઔરંગઝેબ કેદ પકડાઇ જવાની તૈયારીમાં હતો. ત્યારબાદ તે ઈ. સ. ૧૭૦૭માં મરણ પામ્યો

ને શાહુ છુટો થયો. પણ તારાબાઇએ વાંધો ઉઠાવ્યો કે એ સંભાજીનો ખરો પુત્ર નથી પણ કોઈ ધુતારો છે, પણ ઘણા સરદારો શાહુને જઇ મળ્યા. આથી તારાબાઇ કોલ્હાપુરમાં જતી રહી, તેથી મરાઠા રાજ્યના બે ભાગ થયા. મોટાનો વંશ **સતારા**માં અને નાનાનો **કોલ્હાપુર**માં રાજ્ય ચલાવવા લાગ્યા.

**શાહુ**—એ મોગલ દરબારમાં ઉછરેલો હોવાથી મોજીલો અને આળસુ થઇ ગયો હતો. તેનું નામ શાહુ એટલે શાહુકાર એવું ઔરંગજેબે મશ્કરીમાં પાડયું હતું. કારણ કે તે તેના બાપ તથા દાદાની માફક કેદમાંથી નાસી ગયો નહોતો. તેને રાજ્ય અપાવવામાં **બાલાજી વિશ્વનાથ** નામે એક બ્રાહ્મણ અધિકારીએ ઘણી મદદ કરી હતી તેથી તેને ઇ. સ. ૧૭૧૪માં પેશ્વાની એટલે મુખ્ય પ્રધાનની જગા આપી તેનેજ બધો કારભાર સોંપ્યો. આ વખતથી રાજાને બદલે પેશ્વાજ ખરા રાજા થયા. આગળ જતાં ઈ. સ. ૧૭૨૦માં બાલાજી મરણ પામવાથી તેના પુત્ર બાજીરાવને તે જગા આપી વંશપરંપરાની કરી આપી, આથી પેશ્વાનો અને રાજાનો એવા બે વંશ ચાલવા માંડયા તે ઇ. સ. ૧૭૪૪માં મરણ પામ્યો.

**રામરાજા**—શાહુના મરણ પછી તેને પુત્ર નહિ હોવાથી રાજારામના દીકરા શિવાજીના પુત્ર રામરાજાને ગાદી મળી. આ વખતમાં પેશ્વાની કુલ સત્તા હોવાથી મરાઠા સરદારો તેમની સામે થયા. પણ અંતે તેમનું કંઈ ચાલ્યું નહિ. તેથી રામ રાજાએ સતારાની આસપાસનો થોડો મુલક પોતે રાખી બાકીના પર પેશ્વાને સ્વતંત્રપણે અમલ ચલાવવા દીધો. પેશ્વાએ પોતાની ગાદી **પુના**માં રાખી. મરાઠા રાજાનું કામ નવા પેશ્વાને પાઘડી બંધાવવાનું રહયું. તે ઇ. સ. ૧૭૭૮માં મરણ પામ્યો.

**મરાઠી રાજ્યની આખર**—રામ રાજાને પુત્ર નહિ હોવાથી તેણે **શાહુ** નામે એક છોકરાને દત્તક લીધો હતો, તેણે બીજા શાહુના નામથી રાજ્ય ચલાવવા માંડયું. તેણે પેશ્વાથી સ્વતંત્ર થવા મહેનત કરી તેથી ઈ. સ. ૧૮૦૧માં પેશ્વાએ તેને તથા તેના બે છોકરાને કેદ કર્યા. શાહુ કેદમાંજ મરણ પામ્યો. પણ જ્યારે આગળ જતાં ઈ. સ. ૧૮૧૮માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજ સરકારે લઈ લીધું ત્યારે સતારાની ગાદીએ શાહુના દીકરા **પ્રતાપસિંગને** બેસાડયો. પણ ૧૮૧૭માં તેના પર બંડ કરવાનું તહોમત આવવાથી તેના ભાઈ **આપા સાહેબને** બેસાડયો. તે અપુત્ર મરણ પામવાથી ઈ. સ. ૧૮૪૮માં અંગ્રેજ સરકારે તેનું રાજ્ય ખાલસા કર્યું. એ પ્રમાણે શિવાજીના વંશજોના રાજ્યની આખર આવી. તેમાંની કોલ્હાપુરની શાખાના હાથમાં આજે પણ રાજ્ય છે.

---

## પ્રકરણ ૩

## પેશ્વા

**બાલાજી વિશ્વનાથ** ( ઈ. સ, ૧૭૧૪–૨૦ )–શિવાજીના વખતથી મુખ્ય પ્રધાન પેશ્વા કહેવાતો પણ તે જગા ગમે તેને આપતો તેને બદલે શાહુના વખતથી ખરેખરો કારભાર પેશ્વાના હાથમાં આવ્યો. મરાઠાઓ ઓછું ભણેલા હોવાથી તેમને પેશ્વાની મદદ સિવાય ચાલતું નહોતું. તેથી છેવટે પેશ્વાના હાથમાં બધી સત્તા આવી. તેણે દિલ્હીના પાદશાહના વજીર સૈયદહુસેન સાથે સંધી કરી મરાઠાની સ્વતંત્રતા કબુલ કરાવી અને દક્ષિણમાંથી ચોથ તથા સરદેશમુખ ઉઘરાવવાનો હક્ક મેળવ્યો. તે ઇ. સ. ૧૭૨૦ માં મરણ પામ્યો.

**બીજો પેશ્વા બાજીરાવ** ( ઈ. સ. ૧૭૨૦–૪૦ )— આ પેશ્વા ઘણો બહાદુર હતો. તેણે સાધારણ પણ લાયક માણસોને ઉંચા અધિકાર પર ચઢાવ્યા, તેમાં રાણોજી સિંધીયા તથા મલ્હારરાવ હોલ્કર મુખ્ય હતા. તેણે ગુજરાતમાં મોગલાઇ સુબા વચ્ચે તકરાર ચાલતી હતી તેનો લાભ લઇ તે તાબે કર્યું. તેમજ માળવાના સુબેદાર જયસિંહને સમજાવીને તે પણ તાબે કર્યું ઇ. સ. ૧૭૩૪. પેશ્વાનું બળ વધવાથી દક્ષિણ હૈદ્રાબાદના બાદશાહી સુબા **નિઝામઉલ્મુલ્કને** તેનો દ્વેષ થયો. આથી તેણે ગુજરાતના સુબા ત્ર્યંબકજી દાભાડે તથા કોલ્હાપુરની શાખાવાળા મરાઠા રાજાને ઉશ્કેર્યા. પણ બાજીરાવે તેમને હરાવ્યા. પછી બાજીરાવ મોટું લશ્કર જમાવી દિલ્હીના પાદશાહ સાથે લઢવા નીકળ્યો. પાદશાહની વતી નિઝામઉલ્મુલ્ક લઢવા આવ્યો તેને પેશ્વાએ **ભોપાળ** આગળ હરાવ્યો. તેણે કેટલોક મુલક તથા અમુક રકમ આપવાની કરી પાદશાહની વતી સલાહ કરી, પણ દિલ્હી પર નાદીરશાહ ચઢી આવવાથી તે કરાર મંજુર થઈ શક્યો નહિ. આ પેશ્વાના વખતમાં મરાઠાની સત્તા ખૂબ વધી. પૂર્વ તરફ કટક સુધી જઇ રાઘોજી ભોંસલેએ ચોથ ઉઘરાવી તથા પેશ્વાના ભાઈ **ચીમનાજી**-એ પોર્ટુગીઝો સાથે લઢીને વસાઇ તથા સાળી જીતી લીધાં. આ પ્રમાણે મરાઠી સત્તાનું માન વધારી તે ઈ. સ. ૧૭૪૦ માં મરણ પામ્યો.

એ બહાદુર લઢવૈયો, હોશિયાર, વિદ્વાન અને સ્વદેશપ્રેમી હતો. તેના વખતમાં ગાયકવાડ, હોલ્કર, સિંધીયા ને ભોંસલે જેવા સરદારો જાગીરો પામ્યા ને મરાઠી રાજ્યનો વિસ્તાર ખૂબ વધ્યો.

ત્રીજો પેશ્વા **બાલાજી બાજીરાવ** ( ઈ. સ. ૧૭૪૦–૬૧ ) બાજીરાવ પછીનો તેનો મોટો પુત્ર બાલાજી પેશ્વા થયો. તે **બાલાજી**

**બાજીરાવ**ના નામથી ઓળખાય છે. આના વખતમાં ઇ. સ. ૧૭૫૧ માં રામરાજાએ પેશ્વાને સ્વતંત્ર ગાદી સોંપી દીધી. વળી **ગાયકવાડ, હોલ્કર, સિંધીયા**, ને **ભોંસલે** એ ચારે સરદારોએ પોત પોતાની જાગીરમાં સ્વતંત્ર અમલ ચલાવવા લાગ્યા. એથી એ ચાર અને પેશ્વા મળી મરાઠી રાજ્યની કુલ **પાંચ** શાખાઓ થઇ. છતાં લડાઇ વખતે પાંચે શાખાઓ એકત્ર થતી.

તેણે બાજીરાવના વખતમાં નિઝામની સાથે થયેલો કરાર દિલ્હીના પાદશાહ પાસે મંજુર કરાવ્યો તથા અર્કોટનો નવાબ તથા મૈસુરના રાજા પાસેથી ખંડણી લીધી. અને ઈ. સ. ૧૭૬૦ માં તેના ભાઇ ચીમનાજીના પુત્ર **સદાશિવરાવભાઉએ** ઉદગીર આગળ નીઝામને મોટી હાર ખવડાવી. ગાયકવાડે ગુજરાતમાંથી મોગલ સત્તાનો નાશ કર્યો. ને પેશ્વાના ભાઈ રઘુનાથરાવે ઉત્તરમાં જઇ દિલ્હી તથા પંજાબ ઉપર નીમેલા અહમદશાહ અબ્દલ્લીના સુબાઓને હાંકી કાઢયા. એ પ્રમાણે આ સમયમાં મરાઠી રાજ્ય પ્રતાપી બન્યું.

**પાણીપતનું છેલ્લું યુદ્ધ** (ઇ. સ. ૧૭૬૧ )—રઘુનાથરાવે અફઘાનિસ્તાનના સુલતાનના સુબાઓને હાંકી કાઢવાથી તે પાંચમી વખત હિંદ પર ચઢી આવ્યો. આ સમયમાં પેશ્વાની પણ પૂરી ચઢતી હતી. તેમના તરફથી લગભગ ૩ લાખ માણસનું લશ્કર લઈ તથા બધા સરદારોને એકત્ર કરી **સદાશિવરાવ ભાઉ** સરદારી લઇ લડવા આવ્યો. આ વખતે બધા રજપૂતો તથા ભરતપુરનો રાજા સુરજમલ પેશ્વાની મદદે આવ્યા. તથા અયોધ્યાનો નવાબ તથા રોહીલા લોકો અહમદશાહની મદદે આવ્યા. તેથી એક રીતે આ યુદ્ધને હિંદુ મુસલમાન વચ્ચેનું મોટું અને છેલ્લું યુદ્ધ કહી શકાય.

બંને સૈન્યોએ પાણીપતના મેદાનમાં પડાવ નાખ્યો. મોટા મરાઠા સરદારોની ઇચ્છા શિવાજીની રીતે એટલે ટુકડીઓમાં પડી છાપો મારી શત્રુને હેરાન કરવાની રીતે લઢવાની હતી. પણ આગલે વર્ષે નિઝામને હરાવવાથી ફુલાઈ ગયેલા ભાઉએ આ વાત માની નહિ. અને હોલ્કર વગેરે સરદારોનું અપમાન કર્યું. આથી મરાઠાઓમાં અંદર અંદર દીલ ઉંચા થયાં. પરિણામે મેદાનમાં લઢવાનો અનુભવ નહિ હોવાથી મરાઠાની મોટી હાર થઇ અને દિલ્હીની ગાદીએ હિંદુ રાજ્યની સ્થાપના કરવાની તેમની ઇચ્છા નાશ પામી.

આ લઢાઇના સમાચાર દક્ષિણમાં પહોંચતાં સઘળે શોક છવાઇ ગયો. તેમાં બે લાખ મરાઠા લશ્કર તથા પેશ્વાનો પુત્ર વિશ્વાસરાવ, સદાશિવરાવ ભાઉ ને સિંધીઆ મરણ પામ્યા. આથી પેશ્વાની સત્તા ખૂબ નબળી પડી ગઇ. આ માઠા સમાચાર સાંભળી પેશ્વા પણ ઇ. સ. ૧૭૬૧માં મરણ પામ્યો.

---

## પ્રકરણ ૪

## પેશ્વાઇનો અંત

ચોથો પેશ્વા **માધવરાવ** ( ઇ. સ. ૧૭૬૧–૭૨ ) બાલાજીના મરણ પછી તેનો મોટો દીકરો માધવરાવ પેશ્વા થયો. આ વખતે તેની ઉમ્મર માત્ર ૧૭ વર્ષની હતી તેથી સઘળો કારભાર તેનો કાકો રઘુનાથરાવ ચલાવતો, પણ પેશ્વાને તેના તાબામાં રહેવું ગમતું નહિ. આથી અંદર અંદર કુસંપ થયો. આ તકનો લાભ લઈ નિઝામે પુના પર સ્વારી કરી તે લુંટયું. આથી મરાઠા સરદારોએ એકત્ર થઈ તેને હરાવ્યો. આ લઢાઇમાં પેશ્વાએ બહુ બહાદુરી બતાવી. એવામાં મૈસુ-

રના સુલતાન હૈદરઅલીએ મરાઠી રાજ્ય પર ચઢાઈ કરી પણ માધવરાવે તેને હરાવી ખંડણી ભરવાનું કબુલ કરાવ્યું.

**હૈદરઅલી**—મૈસુરમાં પ્રથમ હિંદુ રાજાનું રાજ્ય હતું. તેના લશ્કરમાં એક પંજાબી ફકીરનો છોકરો ફતેહમહમદ નાયક હતો. તેને હૈદરઅલી ને શાબાશઅલી નામે બે છોકરા હતા. હૈદરનો જન્મ ઇ. સ. ૧૭૦૨માં થયો હતો. તે મોટો થયો એટલે રાજ્યની નોકરીમાં રહ્યો. તેણે પોતાના સારા ગુણોને લીધે દિવાનની મહેરબાની મેળવી. પછી ધીમે ધીમે તેણે પોતાની ટુકડીમાં શિવાજીની માફક પરાક્રમી અને સાહસિક માણસો દાખલ કર્યા. તેમની મદદથી તેણે લુંટ ચલાવવા માંડી. લુંટમાંથી અર્ધો ભાગ પોતે લેતો ને અર્ધો સિપાઇઓને વહેંચી આપતો. આથી પગાર આપવો પડતો નહિ. ત્યાર પછી એણે રાજા અને દિવાન વચ્ચેની ખટપટમાં દિવાનનો બચાવ કરી તેનો વિશ્વાસ મેળવ્યો. પછી વિશ્વાસઘાત કરી પોતે દિવાન થયો ને આખરે ઈ. સ. ૧૭૬૧માં રાજાને ગાદીએથી ઉઠાડી મૂકી પોતે રાજા થયો. ત્યાર પછી પણ આસપાસના નાનાં રાજ્યો જીતી પોતાનું રાજ્ય બળવાન બનાવ્યું.

**મરાઠા સરદારો**—પેશ્વાની ઉમ્મર નાની હોવાથી આ વખતમાં પાછું મરાઠા સરદારોએ બ્રાહ્મણની સત્તા તોડવા યત્ન કર્યો પણ તેમાં તે ફાવ્યા નહિ,

**અહલ્યાબાઇ**—મલ્હારરાવ હોલ્કર ઈ. સ. ૧૭૬૬ માં મરણ પામ્યો અને તેનો પુત્ર તો તેના પહેલાંજ મરણ પામ્યો હતો, તેથી તેનો પૌત્ર તેની ગાદીએ આવ્યો. પણ તે ટુંક મુદ્દતમાં મરણ પામવાથી તેની મા અહલ્યાબાઇ રાજ ચલાવવા લાગી. શરૂઆતમાં રઘુનાથરાવ તથા બીજા કેટલાક તેના કારભારમાં અડચણો નાખવા યત્ન કર્યો પણ તેમાં તેણે કોઈને ફાવવા દીધા નહિ. અને સારી

રીતે રાજ્યકારભાર ચલાવી પોતાની રૈયતને સુખી કરી. તેણે સેનાપતિ તરીકે તુકાજીને પસંદ કર્યો હતો તે પણ બહુજ લાયક હતો આગળ જતાં તેને દત્તક લઇ વારસ ઠરાવ્યો.

આ બાઈ નાની ઉમરમાં વિધવા થયેલી હતી અને રાજ્ય કારભાર હાથમાં આવવા છતાં તે બહુ પવિત્ર અને ધાર્મિક રહી. તેણે ઠામ ઠામ ધર્મક્ષેત્રો બંધાવ્યાં હતાં. તે ઉપરાંત તે ભણેલી, દયાળુ ને હિંમતવાન હતી. તેણે પ્રજાને પુત્રવત્ પાળવાથી આજે પણ તે દેવી તરીકે પૂજાય છે.

**મરાઠા રાજ્યની ફરીથી ચઢતી**—અંદર અંદરના ઝગડા પતાવીને બધા મરાઠા સરદારોએ ઉત્તર હિંદમાંથી ગયેલી આબરૂ પાછી મેળવવા મહેનત કરી. તેમણે રજપૂત, જાટ વગેરે લોકો પાસેથી ખંડણી લીધી અને રોહીલાને હરાવ્યા. ઉપરાંત દિલ્હી તથા આગ્રા જીતી લઇને ઈ. સ. ૧૭૭૧ માં શાહઆલમ પાદશાહ જે અંગ્રેજોને આશ્રયે હતો તેને પોતાના આશ્રયમાં લીધો. એવામાં દક્ષિણમાં હૈદર સામો થયો તેથી પેશ્વાએ તેને હરાવ્યો. ને તે જ વર્ષમાં પેશ્વા ક્ષયથી મરણ પામ્યો.

**પહેલો મરાઠી વિગ્રહ**—રાઘોબાએ ગાદી લીધી એ જ વર્ષમાં નારાયણરાવની સ્ત્રીને પુત્ર અવતર્યો. એથી **નાનાફડનવીસ** વગેરે કારભારી ને સરદારોએ તેને ગાદીએ બેસાડયો ને બધા રાઘોબાના સામા ઉઠયા. બંને પક્ષે અંગ્રેજોની મદદ માગી. અંતે નારાયણરાવના પુત્ર **સવાઇ માધવરાવ કે માધવરાવ નારાયણરાવને** પેશ્વા ઠરાવી રાઘોબાને પેન્શન બાંધી આપવાની સલાહ થઇ. આ વિગ્રહની સંપૂર્ણ હકીકત આગળ અંગ્રેજી રાજ્યમાં આવશે.

**નાના ફડનવીસ**—એ મરાઠા સરદારોમાં છેલ્લામાં છેલ્લો ચતુર

અને રાજનીતિને જાણનાર પુરૂષ હતો. તેણે મરાઠાઓમાં ઐક્ય ને સ્વતંત્રતા જાળવવા ખૂબ મહેનત કરી હતી, પણ તેની યોજનાઓમાં મહાદજી સિંધીયા આડે આવતો હતો છતાં પોતાના મરણ સુધી પેશ્વાઇનો કારભાર ચલાવ્યો ને સ્વતંત્રતાનો નાશ થવા દીધો નહિ. તે ઇ. સ. ૧૮૧૧માં મરણ પામ્યો.

**મહાદજી સિંધીયા**—પેશ્વાઇના અંત વખતે જે થોડા બહાદુર મરાઠા સરદારો હતા, તેમાં મહાદજી સિંધીયા ગણાય છે. તે ચતુર ને શૂરો હતો, પણ બ્રાહ્મણોની સત્તાને ધિક્કારનારો હતો. તેથી નાના ફડનવીસના કામમાં અડચણો નાખતો. પહેલી મરાઠી વિગ્રહની સલાહ તેના મધ્યસ્થપણાથી થઇ હતી. તેથી તેનું માન વધ્યું હતું. તે ઇ. સ. ૧૭૯૪માં મરણ પામ્યો.

**પેશ્વાનો આપઘાત**—મહાદજીના મરણ પછી નિઝામે કબુલ કરેલી ખંડણી આપી નહિ, આથી ઇ. સ. ૧૭૯૫માં નાનાફડનવીસના બોલાવ્યાથી બધા મરાઠા સરદારો એકત્ર થયા ને તેમણે **ખરડાની** લઢાઇમાં નિજામને હરાવ્યો.

આ વખતમાં ખરી સત્તા નાનાફડનવીસની હતી. તેનાથી પેશ્વા સ્વતંત્ર થવા ઇચ્છતો હતો, પણ સ્વતંત્રતા નહિ મળવાથી તેણે ઇ. સ. ૧૭૯૫માં અગાસીમાંથી પડતું મુકી આપઘાત કર્યો.

છેલ્લો પેશ્વા **બાજીરાવ બીજો** ( ઇ. સ. ૧૭૯૫–૧૮૧૧ ) સવાઇ માધવરાવના મરણ પછી રઘુનાથરાવ કે રાઘોબાનો પુત્ર **બાજીરાવ** બીજો પેશ્વા થયો ને બાયલો અવિચારી હતો ને તેથીજ તેના અવગુણ પેશ્વામાં આવે નહિ માટે નાનાએ બંનેને અલગ રાખ્યા હતા. આ વખતે પણ નાનાફડનવીસની ઇચ્છા તેને ગાદી આપવાની નહોતી પણ તેની ઇચ્છા સફળ થઇ નહિ ને આ જ પેશ્વાના વખતમાં પેશ્વાઇનો અંત આવ્યો.

**પેશ્વાઇનો અંત**—ઇ. સ. ૧૮૦૦ માં નાના ફડનવીસનું મરણ થયું ત્યારપછી ૧૮૧૨ માં પેશ્વાએ અંગ્રેજો સાથે સલાહ કરી તેમનું ઉપરીપણું સ્વીકાર્યું. આખરે ઈ. સ. ૧૮૧૮ માં અંગ્રેજો સાથે તેને લઢાઈ થઈ તેમાં તે હારવાથી તેનું રાજ્ય અંગ્રેજ સરકારે લઈ લીધું ને તેને દર વરસે ૧૮ લાખનું પેન્શન બાંધી આપ્યું. એ રીતે નાનાના મરણ પછી ૧૮ વર્ષમાં પેશ્વાઇનો અંત આવ્યો. બાજીરાવના દત્તક પુત્ર નાના સાહેબને તેના બાપનું વર્ષાસન અંગ્રેજે આપ્યું નહિ ને એ રીતે પેશ્વાઇનું નામ નિશાન પણ રહ્યું નહિ.

**ગુજરાતની સ્થિતિ**—મોગલાઈ અમલ દરમ્યાન પાછળના ભાગમાં સુબાઓની તકરારોથી ગુજરાતની ખરાબ સ્થિતિ થઈ હતી. પણ ગાયકવાડે બધી સત્તા લઇ લેવાથી ફરીથી ગુજરાત સુખી થયું. આ સમય દરમ્યાન કેટલોક મુલક પેશ્વાનો અને ઘણો ગાયકવાડનો હતો.

**મરાઠી રાજ્યની પડતીનાં કારણો**—(૧) શિવાજી પછીના રાજાઓ નબળા થયા (૨) શિવાજીની રાજ્ય વ્યવસ્થા ભંગ થઇ (૩) પેશ્વાઇ વંશપરંપરાની થવાથી યોગ્ય પુરૂષો તે જગાએ આવી શક્યા નહિ. (૪) એક મરાઠા રાજ્યના ઘણા ભાગ થયા (૫) મરાઠા ને બ્રાહ્મણોની સત્તાને માટે એક બીજાની અદેખાઇ (૬) ઇ. સ. ૧૭૬૧ ની પાણીપતની લઢાઇથી પેશ્વાઈ ઘણી નબળી પડી ગઇ (૭) નાના ફડનવીશ જેવા કારભારીઓની ખામી (૮) અંદર અંદર કુસંપ થયો. (૯) છેલ્લો પેશ્વા બીજો બાજીરાવ તદ્દન નાલાયક હતો. (૧૧) અંગ્રેજ રાજ્યની યુક્તિ ભરી તાબેદારી સ્વીકારવાથી પણ પેશ્વાનો નાશ થયો.

# પ્રશ્નો

૧ શિવાજીનું જીવનચરિત્ર લખો.

૨ શિવાજીની લડાઈની રીત અને રાજ્યવ્યવસ્થાનું વર્ણન કરો.

૩ મરાઠી રાજ્યના ભાગ કેવી રીતે પડ્યા ?

૪ પાણીપતના છેલ્લા યુદ્ધનું વર્ણને કરો.

૫ હૈદર, અહલ્યાબાઈ નાના ફડનવીસ ને મહાદજી સિંધીયા વિષે શું જાણો છો ?

૬ 'માધવરાવે પેશ્વાઇનો પુનરૂદ્ધાર કર્યો' એ વાક્ય સમજાવો.

૭ "નાનાફડનવીશ એ છેલ્લો મરાઠી રાજ્યનીતિજ્ઞ પુરૂષ હતો" એ સાબીત કરો.

૮ મરાઠી રાજ્યની પડતીનાં કારણો આપો.

# વિભાગ ૪ થો

## અંગ્રેજ કંપનીનો સમય

### પ્રકરણ–૧

### યુરોપ અને હિંદ વચ્ચે શરૂઆતનો વેપાર.

**જુના વેપાર માર્ગો**—હિંદ અને યુરોપ વચ્ચે ઘણા જુના કાળથી વેપાર ચાલતો. ગરમ મસાલો તેજાના, જવાહીર, સુંદર સુતરાઉ કાપડ વગેરે ઘણો માલ અહીંથી યુરોપ જતો. ઈ. સ. ના પંદરમા સૈકા સુધી આ વેપાર નીચેના રસ્તે ચાલતો.

(૧) હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરેથી અરબી સમુદ્રમાં થઇ અલેકઝાંડ્રીઆ બંદર મારફતે.

(૨) હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાનાં બંદરેથી ઇરાની અખાતમાં થઇ તૈગ્રીસને યુફ્રેટીસ નદીઓ આગળ થઇ એશિયાના ભૂમધ્ય સમુદ્રના કિનારે આવેલાં બંદરો મારફતે.

(૩) હિંદુસ્તાનના વાયવ્ય ખુણામાં ખૈબરઘાટમાં થઇ, આમુદર્યા નદી આગળ થઇ, કાસ્પીઅન અને કાળો સમુદ્ર આગળ થઇ કૉન્સ્ટં-ટીના પલ મારફતે.

આ માલ વેનીસ અને જીનોઆના વેપારીઓ આખા યુરોપમાં વેચતા. પણ પંદરમી સદીના અંતમાં એશિયાનો પશ્ચિમ ભાગ તથા ઇજીપ્ત વગેરે દેશો મુસલમાનોએ કબજે કર્યા તેથી ત્રણે માર્ગો ભય ભરેલા થઇ પડ્યા. આથી યુરોપના લોકોને બીજો જળમાર્ગ શોધવાની જરૂર પડી.

**શરૂઆતના પ્રયાસો**—હિંદુસ્તાન શોધવા નીકળેલા કોલંબસે ઇ. સ. ૧૪૯૨ માં અમેરિકા ખંડ શોધી કાઢયો એથી થોડાં વર્ષ પછી ઇ. સ. ૧૪૯૮ માં પોર્ટુગીઝ વહાણવટી **વાસ્કોડીગામા** હિંદના પશ્ચિમ કિનારે કાલીકટ બંદરે આવી પહોંચ્યો.

**પોર્ટુગીઝ લોકોનો વેપાર** (ઇ. સ. ૧૫૦૦–૧૬૦૦) કાલીકટનો રાજા **ઝામોરીન** કહેવાતો તેણે પોતાના રાજ્યમાં પોર્ટુગીઝોને રહેવાની તથા વેપાર કરવાની છૂટ આપી. આથી તેમણે કાલીકટમાં કોઠી નાખી, તેજ પ્રમાણે કોચીન અને કાનાનુરનાં રાજ્યોમાં તેમનો પગ પેઠો. પણ ત્યાંના આરબ વેપારીઓને પોર્ટુગીઝો સાથે અણબનાવ થયો. આથી વાસ્કોડીગામા વહાણો ભરી પોતાના દેશ ચાલ્યો ગયો.

ત્યાર પછી બીજો પોર્ટુગીઝ સરદાર મોટા લશ્કર સાથે આવ્યો પણ ફાવ્યો નહિ, તેથી તેઓ હિંદ સાથે વેપાર ચલાવી શકયા નહિ. ત્યાર પછી પણ વાસ્કોડીગામા તથા **આલ્બુકર્ક**ની સરદારી નીચે બીજી બે સ્વારીઓ આરબો સામે મોકલાવી તેમાં પણ ફાવ્યા નહિ. આખરે **આલ્મેડા** નામે એક પોર્ટુગીઝ ગવર્નરે આવી આરબોને ઇ. સ. ૧૫૦૫ માં હરાવ્યા. ને ઇ. સ. ૧૫૧૦ માં ગોવા સંસ્થાન સ્થાપ્યું. તે આજ પણ પોર્ટુગીઝોનું મુખ્ય સંસ્થાન છે. ત્યાર પછી તેમણે હિંદમાં જુદા જુદા જગાએ મળી કુલ ૩૦ કોઠીઓ બાંધી તેમને ફરતા કિલ્લા બાંધ્યા. ને આફ્રિકા ફરીને કેપ ઓફ ગુડ હોપનો રસ્તો જે તેમણે શોધી કાઢયો તે માર્ગે બીજાને ન આવવા દેવાથી તથા તેમ કરીને હિંદનો વેપાર પોતેજ કરવાની ઇચ્છા કરી. આ સમય દરમ્યાન આલ્બુકર્કની બુદ્ધિ અને શક્તિથી પોર્ટુગીઝોની ચઢતી થઇ. ને ઇ. સ. ૧૫૧૫ માં ગોવામાં મરણ પામ્યો. પણ

ત્યાર પછીથી તેમણે વસાઇ, સુરત, મુંબાઇ ને માંગલોર તાબે કર્
આખરે ઈ. સ. ૧૫૮૬ માં સીલોન બેટ પણ તેમણે તાબે કર્
આ પ્રમાણે સોળમા સૈકાની આખર સુધી પોર્ટુગીઝોની સત્તા ચઢ
ગઇ પણ **નીચેનાં કારણોથી** સત્તરમા સૈકાથી તેટલીજ ઝડપ
પડતી થઇ.

(૧) યુરોપમાં પોર્ટુગલ દેશ સ્પેને જીતી લીધો આથી તેઓ
મોટા રાજ્યમાં હિંદના મુલક પર દેખરેખ રાખી શક્યા નહિ.

(૨) પોર્ટુગલમાં વસ્તી ઓછી હતી.

(૩) વલંદા, અંગ્રેજ વગેરે હરીફ ઉભા થવાથી તેમની સત્તા
નુકસાન થયું.

(૪) અલ્બુકર્ક પછીના પોર્ટુગીઝ ગવર્નરો લાયક નહોતા.

(૫) હિંદના લોકો પર ખ્રિસ્તિ ધર્મ પળાવવા જુલમ કર્યો

(૬) અલ્બુકર્કના વખતમાં પોર્ટુગીઝોએ હિંદની સ્ત્રીઓ સા
લગ્ન સંબંધ બાંધી એકતા કરવા માંડી હતી પણ ત્યાર પછી
પોર્ટુગીઝો અભિમાની ને શોખીલા થવાથી મુલક ખોઇ બેઠા.

હાલમાં માત્ર **દીવ, દમણ** ને **ગોવા** ત્રણ જ સંસ્થા
તેમનાં છે

---

## પ્રકરણ–૨

### ડચ, ફ્રેંચ અને અંગ્રેજ.

**ડચ કે વલંદા** ( ઈ. સ. ૧૬૦૦–૧૭૦૦ )—હિંદ સાથે
વેપારમાં પોર્ટુગીઝો પછી વલંદા કે ડચ લોકો ફાવ્યા. તેઓ કુશ
વહાણવટી હતા, ઉપરાંત ઈ. સ. ૧૭મા સૈકામાં તેમની સત્તા વધા

હતી. તેથી તેમણે ઇ. સ. ૧૬૦૨માં હિંદ સાથે વેપાર કરવા 'ડચ ઇસ્ટ ઇંડીઆ' કંપની સ્થાપી. તેમને પોર્ટુગીઝો સાથે ઝગડો થયો. પણ દરિયા પર ડચ લોકોની સત્તા થયેલી હોવાથી તેમનાં લંકા, મલાયા ને સુમાત્રા જેવાં સંસ્થાનો ડચ લોકોના તાબામાં આવ્યાં. અને તેમણે મલાયા ટાપુમાં પોતાની મુખ્ય સત્તા રાખી ઠેકાણે ઠેકાણે વખારો કરી છતાં લગભગ ૧૦૦ વર્ષમાં તેમની સત્તા હિંદમાંથી લગભગ નાબુદ થઇ. તેનાં કારણો:-

(૧) તેમની અતિશય લોભવૃત્તિને લીધે બીજી પ્રજાઓ સાથે લઢવું પડયું તેમાં તેઓ ફાવ્યા નહિ.

(૨) એ લોકોને ફ્રાંસ સાથે લઢાઇ થવાથી દરિયાઇ લશ્કર ઘટાડી જમીનનું વધાર્યું તેથી અંગ્રેજો તેમની સામે ફાવી શક્યા.

**ફ્રેંચ લોકો**—ફ્રેંચ લોકોએ પણ પૂર્વના દેશો સાથે વેપાર કરવા એક કંપની ઇ. સ. ૧૬૧૫માં સ્થાપી. ત્યાર પછી ઇ. સ. ૧૬૬૬માં તેમણે સુરત પર સ્વારી કરી અને ઇ. સ. ૧૬૬૯માં મછલીપટ્ટણમાં વખાર ઘાલી. પછી તેમણે ઇ. સ. ૧૬૭૪માં પોંડીચરી વસાવ્યું. ને હિંદના પૂર્વ કિનારે ઘણી કોઠીઓ સ્થાપી. ઇ. સ. ૧૭૩૫માં **ડુમાસ** નામે ફ્રેંચ ગર્વનર હિંદમાં આવ્યો. તેને દેશી રાજ્યોમાં હાથ ઘાલી ફ્રેંચ સત્તા સર્વોપરી બનાવવાનો વિચાર થયો તેથી તેણે તે માટે ખટપટ શરૂ કરી. તે ઇ. સ. ૧૭૪૧માં ફ્રાન્સ ગયો ને તેની જગાએ **ડુપ્લેન**ા ગર્વનર તરીકે નીમણૂંક થઇ. તેણે ડુમાસના વિચાર અમલમાં મૂકવા યત્ન કર્યો પણ અંગ્રેજો આગળ તે ફાવી શક્યો નહિ. એ બાબત આગળ આવશે.

**અંગ્રેજ લોકો**—હિંદ આવી ગયેલા કેટલાક અંગ્રેજોનાં લખાણોથી, પોર્ટુગીઝ, વલંદા અને ફ્રેંચોને હિંદ સાથે વેપાર કરતા જોઇને,

દરિયા પર પોતાની સત્તા વધેલી જોઇને તથા ડચ લોકોએ ઇ. સ. ૧૫૯૯માં મસાલાની કિંમત બમણી કરી મૂકી, તે જોઇને ઈ. સ. ૧૬૦૦માં લંડનના કેટલાક વેપારીઓએ હિંદ સાથે વેપાર કરવા "ઈંગ્લીશ ઇસ્ટ ઈંડીઆ કંપની" સ્થાપી ને તે વખતમાં રાણી **ઇલીઝા-બેથ** પાસે હિંદ સાથે વેપાર કરવાનો ઇજારો મેળવ્યો. તે કંપનીએ સુરત, કાલિકટ ને મચ્છલીપટ્ટણમાં કોઠીઓ સ્થાપી. પછી શાહજહાંના પાસેથી તેમણે બંગાળામાં વેપાર કરવાની રજા મેળવી. આગળ જતાં તેમણે ત્રણ કિલ્લા ફોર્ટ સેંટ જ્યોર્જ (મદ્રાસમાં), ફોર્ટ સેંટ ડેવીડ (મદ્રાસની દક્ષિણે) ને ફોર્ટ સેંટ વિલિયમ (કલકત્તામાં) બાંધ્યા. આ પ્રમાણે ઇ. સ. ૧૭૦૨ સુધી વેપાર ચલાવ્યો. તે દરમ્યાન બીજી અનેક અંગ્રેજ કંપનીઓ સ્થપાઇ હતી તેમણે આ કંપની સાથે હરિફાઇ કરવા માંડી. આથી બધી એ જોડાઇ જઇ ૧૭૦૨માં "યુનાઇટેડ ઇસ્ટ ઈંડીઆ કંપની" ના નામથી વેપાર ચલાવવા માંડયો. ઈ. સ. ૧૭૪૪ સુધી એમનાં મુખ્ય ત્રણ મથક હતાં.

---

## પ્રકરણ–૩.

### અંગ્રેજ અને ફ્રેંચ વચ્ચેની હરિફાઈ.

**સામાન્ય કારણ**—શરૂઆતમાં બંને પ્રજાઓ વેપાર કરવા જ આવી હતી, પણ બંનેમાં સાથે જ રાજ્ય લોભ ઉત્પન્ન થયો, ઉપરાંત બંનેનો રસ્તો તેમજ વેપારની જગા પણ એક જ હોવાથી તેમની વચ્ચે હરીફાઇ થાય એ સ્વાભાવિક છે. પણ આગળ જતાં આ હરિફાઇએ મોટું સ્વરૂપ પકડયું અને બંનેએ સામ સામા પક્ષના નાશ માટેના પ્રયત્ન કરવા માંડયા.

એક બીજા પ્રત્યે વેરની લાગણી હતી જ, તેમાં ઇ. સ. ૧૭૦૨ માં ઇંગ્લાંડની રાણીએ કંપનીને લશ્કરની મદદ આપવાનું જાહેર કર્યું. એટલે તેમણે પોતાનું કામ આગળ વધારવા યત્ન કરવા માંડયો. તેમજ ઇ. સ. ૧૭૪૫ માં ડુપ્લે ફ્રેંચ ગવર્નર થઇને આવ્યો. તેણે દેશી લશ્કરને યુરોપીયન રીત પ્રમાણે કેળવી પોતાના સૈન્યમાં વધારો કર્યો. આ પ્રમાણેની તૈયારી કરીને બંને પ્રજાઓ એક બીજા સાથે લઢવાને તૈયાર થઇ રહી.

**કર્ણાટકનો પહેલો વિગ્રહ** ( ઈ. સ. ૧૭૪૪–૪૮ )–અંગ્રજ ને ફ્રેંચ વચ્ચે જે યુદ્ધો થયાં તે કર્ણાટકમાં થએલાં હોવાથી તેને કર્ણાટકના વિગ્રહો કહેવામાં આવે છે.

**કારણ**—ઉપર જણાવ્યું તે સામાન્ય કારણ તો દરેક વિગ્રહમાં હતું જ ઉપરાંત દરેક વખતે ખાસ બાનું આગળ ધરીને લઢાઈ શરૂ કરવામાં આવે છે, તેમ યુરોપમાં અંગ્રેજ અને ફ્રેચ વચ્ચે લઢાઇ સળગવાથી અહીં પણ બંનેએ લઢાઈ શરૂ કરી.

**લઢાઇ**—ફ્રાન્સથી લાબરડોન નામે એક સરદાર હિંદમાં લશ્કર લઇ આવ્યો. કે તરતજ ઇ. સ. ૧૭૪૬ માં ડુપ્લેએ મદ્રાસ જીતી લીધું ને જે અંગ્રેજ વેપારીઓ પકડાયા તેમને પોંડીચરીમાં કેદ કર્યા. ત્યાર પછી તેણે ફોર્ટ સેંટ ડેવિડ પર હલ્લો કર્યો, પણ ઈંગ્લાંડથી બીજું સૈન્ય આવી પહોંચવાથી ફ્રેંચો ફાવ્યા નહિ, અંગ્રેજોએ પણ આવેલા સૈન્ય વડે પોંડીચરી જીતી લેવા ચઢાઈ કરી તેમાં ફાવ્યા નહિ.

**સલાહ**—ઇ. સ. ૧૭૪૮ માં યુરોપમાં **એલાશાપેલ** નામના શહેરમાં બંને વચ્ચે સલાહ થવાથી અહીં પણ બંને પ્રજાઓને સલાહ

કરવી પડી ને એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો પડયો. ને કેદીઓને છુડા કર્યા.

**પરિણામ**—આ લઢાઇથી બંને પ્રજાને કંઇ ખાસ નુકસાન કે લાભ થયો નહિ પણ ડુપ્લેને પોતાની શકિતનું ભાન થયું ને દેશી રાજાઓમાં ફ્રેંચ સત્તાનું માન વધ્યું.

**કર્ણાટકનો બીજો વિગ્રહ** (ઇ. સ. ૧૭૫૧–૫૫)

**કારણ**—ઇ. સ. ૧૭૪૮ માં નિઝામ ઉલ્મુલ્ક મરણ પામ્યો. તેથી તેની ગાદી માટે તેનો પુત્ર **નાસીરજંગ** અને નાસીરજંગનો પૌત્ર **મુઝફ્ફરજંગ** એમ બે ઉમેદવાર ઉભા થયા.

કર્ણાટકની ગાદીએ **અનવરૂદ્દીન** નામે નવાબ હતો. પણ તેની પહેલાંના નવાબનો જમાઈ **ચંદાસાહેબ** મરાઠાઓની કેદમાં હતો. તેને ડુપ્લેએ ૭ લાખ રૂપીઆ આપી છોડાવ્યો. અને તેણે ગાદી મેળવવા યત્ન કરવા માંડયો

આ બંને રાજ્યોની ખટપટમાં પડી અંગ્રેજ અને ફ્રેંચોએ સામસામો પક્ષ લીધો.

**લઢાઇ**—ચંદાસાહેબ કેદમાંથી છુટયો તેને મુઝફ્ફરજંગ અને ડુપ્લે મળ્યા. ત્રણેનાં લશ્કરોએ પ્રથમ કર્ણાટક ઉપર ચઢાઈ કરીને નવાબ અનવરૂદ્દીનને ઈ. સ. ૧૭૪૯ માં અંબુરની લઢાઇમાં માર્યો. આથી ડુપ્લેએ ચંદાસાહેબને કર્ણાટકનો નવાબ બનાવ્યો. તેણે ફ્રેંચોને ૮૫ ગામ આપ્યાં. રાજધાનીનું શહેર અર્કાટ કબજે થવાથી અન્વરૂદ્દીનનો પુત્ર **મહુમદ અલી** નાસીને ત્રિચિનોપલ્લીના કિલ્લામાં ભરાયો, તેને ચંદાસાહેબે ઘેરો ઘાલ્યો તેથી તેણે અંગ્રેજોની મદદ માગી.

ત્યાર પછી ત્રણે લશ્કરો મુઝફ્ફરજંગને મદદ કરવા નીકળ્યાં ને નાસીરજંગને મારી તેને ગાદીએ બેસાર્યો પણ થોડા વખતમાં

તેનું ખૂન થવાથી ફ્રેંચ સરદાર **બુસીએ** સલાબતજંગને નિઝામની ગાદીએ બેસાડયો.

અંગ્રેજો પાસે મોટું લશ્કર નહોતું છતાં રોબર્ટ **કલાઈવ** નામે એક બહાદુર માણસે યુક્તિ બતાવી કે જો અર્કાટ કબજે કરવામાં આવશે તો તે રાજધાની હોવાથી ચંદા સાહેબ ત્યાં આવશે ને મહમદઅલી છુટો થશે. આથી તેને ૨૦૦ અંગ્રેજ અને ૩૦૦ દેશી સિપાઇઓનું નાનું લશ્કર આપ્યું તે વડે તેણે ચંદાસાહેબની ગેરહાજરીનો લાભ લઇ અર્કાટ કબજે કર્યું. આથી ચંદાસાહેબે પોતાના પુત્ર રાજા સાહેબને મોટું લશ્કર આપી અર્કાટ મોકલ્યો. તેણે અર્કાટને ઘેરો ઘાલ્યો. આ ઘેરો ૫૩ દિવસ ચાલ્યો પણ કલાઇવ ડગ્યો નહિ આથી ઈ. સ. ૧૭૫૦ માં રાજા સાહેબ પાછો ફર્યો. કલાઇવે તેની પાછળ પડી સખત હાર ખવડાવી.

ત્યારબાદ મેજરલૉરેન્સ નામે મુખ્ય સરદાર અંગ્રેજ લશ્કર લઇને આવ્યો. તેણે કલાઇવ સાથે મળીને ત્રિચિનોપલ્લી પર ચઢાઈ કરી, આથી ચંદાસાહેબ શ્રીરંગમ નાસી ગયો, ત્યાં પણ અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો એટલે તે તાંજોરના રાજા પાસે ગયો ત્યાં તેનું ખૂન થયું. અને અંગ્રેજોએ મહંમદ અલ્લીને કર્ણાટકનો નવાબ બનાવ્યો.

આમ ડુપ્લેની બાજી ઉંધી વળવા છતાં તે નાસીપાસ થયો નહિ અને ત્રિચીનોપલ્લીને ઘેરો ઘાલ્યો. આથી બંને પ્રજાઓ વચ્ચે કેટલીક લડાઈઓ થઇ. એવામાં અંગ્રેજોના સમજાવ્યાથી ફ્રેંચોએ ડુપ્લેને પાછો બોલાવી લીધો આથી લડાઇ બંધ થઇ.

**સલાહ**—ઇ. સ. ૧૭૫૫ માં બંને વચ્ચે પોંડીચરીમાં સલાહ થઈ. તેમાં અહમદઅલ્લી કર્ણાટકનો ખરો નવાબ છે એમ નક્કી થયું તથા એક બીજાનો લીધેલો મુલક પાછો આપવો ને દેશી રાજાઓના કજીઆમાં કોઇએ માથું મારવું નહિ એમ નક્કી થયું.

**પરિણામ**—આ વિગ્રહથી ફ્રેંચોની સત્તા નરમ પડી ને અંગ્રેજો જોર પર આવ્યા. અર્કાટના પ્રખ્યાત ઘેરાથી ક્લાઈવની આબરૂ વધી.

## કર્ણાટકનો ત્રીજો વિગ્રહ. ( ઈ. સ. ૧૭૫૮–૬૦ )

**કારણ**—ઈ. સ. ૧૭૫૬માં બંને પ્રજાઓ વચ્ચે યુરોપમાં લડાઇ સળગવાથી હિંદમાં પણ લડાઇ સળગી. ઈ. સ. ૧૭૫૬માં ક્લાઈવ ફોર્ટ સેંટ ડેવીડનો ગવર્નર બનીને મોટું લશ્કર લઈ હિંદ આવ્યો. અને ઈ. સ. ૧૭૫૮ માં **લાલી** નામે ફ્રેંચ ગવર્નર પણ મોટું લશ્કર લઇ આવ્યો અને તેણે લડાઇ શરૂ કરી.

**લઢાઈ**—લાલીએ ફોર્ટસેંટ ડેવીડ જીતી લીધું અને નિજામના રાજ્યમાંથી બુસીને પાછો બોલાવ્યો. બંનેએ મળી અર્કાટ જીતી લીધું અને મદ્રાસને પણ ઘેરો ઘાલ્યો. પણ અંગ્રેજોએ તેમને હરાવ્યા. ત્યાર બાદ ઇ. સ. ૧૭૬૧ માં **વાંદીવાસ**માં સર આયર કૂટે ફ્રેંચોને સખત હાર ખવડાવી. ત્યાર પછી અંગ્રેજોએ પોંડીચરી જીત્યું ને ઇ. સ. ૧૭૬૧ માં બીજાં પણ કેટલાંક ફ્રેંચ સંસ્થાનો જીત્યાં.

**સલાહ**—યુરોપમાં ઇ. સ, ૧૭૬૦ માં પેરીસમાં સલાહ થવાથી હિંદમાં પણ બંને વચ્ચે સલાહ થઈ ને પોંડીચેરી ફ્રેંચોને પાછું મળ્યું.

**પરિણામ**—નિજામના રાજ્યમાંથી બુસ્સીને બોલાવી લેવાથી ત્યાંથી ફ્રેંચોની સત્તા ઉડી ગઈ ને તેમને બદલે અંગ્રેજોની સત્તા ત્યાં થઈ. આથી ઉત્તર સરકાર અંગ્રેજને કબજે આવ્યો. ફ્રેંચોની આબરૂ નાશ પામી અને ફરીથી તેમણે અંગ્રેજ સામે થવાની અને હિંદમાં ફ્રેંચ રાજ્ય સ્થાપવાની ઇચ્છા કરી નહિ. હાલમાં પોંડીચેરી, ચંદ્રનગર, કારીકલ ને માહી એ ચાર સંસ્થાનો તેમનાં હીંદમાં છે.

**ફ્રેંચોની પડતીનાં કારણો**—(૧) ફ્રેંચ અમલદારોમાં સંપ નહોતો (૨) અંગ્રેજ સરકાર તરફથી તે પ્રજાને મદદ મળતી પણ ફ્રેંચોને તેમની સરકાર મદદ આપતી નહિ. (૩) નિઝામના રાજ્યમાંથી બુસ્સીને બોલાવી લેવાથી દેશી રાજ્યોમાં તેમની પ્રતિષ્ઠા રહી નહિ. (૪) અંગ્રેજોના મુકાબલે ફ્રેંચ સરદારોમાં યુદ્ધ કૌશલ્ય ઓછું હતું. (૫) બંગાળામાં અંગ્રેજોને જય મળવાથી તેઓ ખૂબ જોરમાં આવ્યા.

**ડુપ્લે**—એ ઇ. સ. ૧૭૪૧માં ફ્રેંચ ગવર્નર નીમાઇને હિંદ આવ્યો હતો. બધા ફ્રેંચ ગવર્નરો કરતાં તે વધારે લાયક હતો. તેણે પોતાની બુદ્ધિ અને શૌર્યથી દેશી રાજાઓ પર સારી છાપ પાડી હતી. દેશી સિપાઇઓને યુરોપીયન રીતે કેળવવાની તેણે શરૂઆત કરી હતી. તેનો સ્વદેશ પ્રેમ ઘણોજ હતો. તેથી પોતાનાં ઘરનાં નાણાં વાપરીને પણ તેણે ફ્રેંચ સત્તા સ્થાપવા પ્રયત્ન કર્યો. છતાં ફ્રેંચ સરકારે ઉતાવળ કરીને અણીને પ્રસંગે તેને બોલાવી લીધો, એથી ડુપ્લેની ધારણા નિષ્ફળ નીવડી.

---

# પ્રકરણ ૪

## બંગાળામાં અંગ્રેજી રાજ્ય

**નવાબ સાથે વાંધો**—ઇ. સ. ૧૭૫૬માં અંગ્રેજોનો મળતીઓ બંગાળાનો નવાબ અલીવર્દીખાન મરણ પામ્યો અને તેની ગાદીએ સિરાજ ઉદ્દૌલા આવ્યો. આ સમયમાં અંગ્રેજો કલકત્તાનો કિલ્લો સુધ-રાવતા હતા. તેમને તેણે ના પાડી. છતાં અંગ્રેજોએ ન માન્યું. આ સિવાય તેના ભત્રીજાના દિવાનનો પુત્ર અંગ્રેજને શરણે આવ્યો હતો તેને તેણે પાછો માગ્યો તે પણ ન આપ્યો. આથી તેણે ગાદીએ બેઠા

વર્ષમાં ચઢાઇ કરી કલકત્તા કબજે કર્યું. કેટલાક અંગ્રેજો હોડીમાં
। નાસી ગયા. ને બાકીનાઓએ બચાવ કર્યો. પણ નવાબ આગળ
તું કંઇ ચાલ્યું નહિ ને કેદ પકડાયા. આ લોકો દારૂ પીને તોફાન
. લાગ્યા તેથી નવાબે તેમને એક નાની કોટડીમાં પુર્યા. આથી
ળાનો સખત તાપ, ખરાબ હવા ને પાણી વગર સવાર સુધીમાં
ાંના ૧૨૩ જણ મરી ગયા ને ૨૩ જીવતા નીકળ્યા, તેમને પકડીને
દાબાદ લઇ ગયો. આ બનાવ ઇતિહાસમાં 'કલકત્તાના કારાગૃહ'
નામે ઓળખાય છે. પણ ખરેખર આમ બન્યું હશે કે કેમ ? એ
મતમાં ઘણા મતભેદ છે. હાલમાં કારાગૃહ તરીકે જે કોટડી બતા-
. છે તેમાં ૧૪૬ માણસ સમાવાં એ અસંભવિત નહિ તો મુશ્કેલ
છે જ.

આ સમાચાર મદ્રાસ પહોંચ્યા એટલે જમીન માર્ગે કલાઇવ ને
યા માર્ગે વોટસન કલકત્તા આવવા નીકળ્યા. તેમણે આવી કલકત્તા
જે કર્યું ને નવાબ જોડે સલાહ કરી. આથી અંગ્રેજોને નુકશાનનો
નો મળ્યા.

**પ્લાસીનું યુદ્ધ**—(ઇ. સ. ૧૭૫૭) અંગ્રેજો સાથે સલાહ
। પછી પણ નવાબ ફ્રેંચો સાથે મળીને અંગ્રેજોને કાઢવાની ખટપટ
રહયો હતો. આથી કલાઇવે ફ્રેંચોનું મુખ્ય મથક ચંદ્રનગર જીતી
ડું અને નવાબના સેનાપતિ **મીરઝાફર** સાથે મળીને છુપું કા-
રૂં કર્યું. તેમા નક્કી થયું કે અંગ્રેજો ને નવાબ લઢે ત્યારે મીરજાફરે
ગ્રેજને મળી જવું તેના બદલામાં મીરજાફરને નવાબ બનાવવો અને
ગ્રેજોને અમુક રકમ આપવી, આ બાબતનો દસ્તાવેજ થયા પછી
મીચંદ નામના એક દલાલને ખબર પડી, આથી તેણે વાત ઉઘાડી
કવાની ધમકી આપી, આથી કલાઇવે તેને ખોટો દસ્તાવેજ કરી
પી અમુક રકમ તેને આપવાની જણાવી તેને ટાઢો પાડયો.

ઉપર મુજબની તૈયારી કર્યા પછી કલાઇવે મીરજાફરને મળી કાસીમ બજારને ઘેરો ઘાલ્યો, આથી નવાબે ૭૦ હજાર લશ્કર તથા ૫૦ તોપો સાથે પ્લાસીના મેદાનમાં પડાવ નાંખ્યો. કલાઇવ તેની સામે ગયો તેની પાસે લગભગ ૩૦૦૦ માણસો હતાં, લડાઇ દરમ્યાન મીરજાફર કલાઇવને મળી ગયો અને નવાબનો મુખ્ય સેનાપતિ મીરમર્દીખાન મુઓ. આથી નિરાશ થઈને નવાબ લડાઇની જગા છોડી નાસી ગયો ને અંગ્રેજોને જીત મળી. નવાબ ને મીરજાફરના પુત્ર મિરાને મારી નાંખ્યો.

**મીરજાફર**—પ્લાસીના યુદ્ધ પછી કરાર પ્રમાણે કલાઇવે મીરજાફરને બંગાળાનો નવાબ બનાવ્યો. પણ અમીચંદને પોતાની દલાલી મળી નહિ. આથી તે ગાંડો થઇ મરણ પામ્યો. મીરજાફરે કંપનીને એક કરોડ રૂપીઆ તથા કલાઇવને ૩૦ લાખ રૂપીઆ આપ્યા. ઉપરાંત ૧૧ લાખની વાર્ષિક ઉપજનો મુલક તથા ચોવીસ પરગણાંનો વહીવટ કંપનીને આપ્યો. આ રીતે બંગાળામાં અંગ્રેજ સત્તા સ્થપાઈ.

**કલાઇવનું બીજું કામ**—(ઇ. સ. ૧૭૫૭–૬૦) ત્યારપછી કલાઇવે મોગલ પાદશાહે પટણાને ઘેરો ઘાલ્યો હતો તે છોડાવ્યો, ચીન્સુરા આગળ વલંદાને હરાવ્યા ને મીરજાફરને અંગ્રેજ વિરૂદ્ધ ખટપટ કરતો હતો તેને વશ કરી કલાઇવ ઇ. સ. ૧૭૬૦માં ઇંગ્લાંડ ગયો.

**મીરકાસીમ**—કલાઇવના ગયા પછી બંગાળાનો અધિકાર વાન્સીટાર્ટના હાથમાં આવ્યો. તેણે તે મીરજાફરને પદભ્રષ્ટ કરી તેના જમાઈ **મીરકાસમને** નવાબ બનાવ્યો તેણે તે બદલામાં રોકડ રકમ ઉપરાંત બરદ્વાન, ચીનાગોંગ ને મેદનીપુર એ ત્રણ પરગણાં કંપનીને આપ્યાં. આથી અંગ્રેજોની લગભગ અર્ધા બંગાળા પર સત્તા થઇ.

શરૂઆતમાં તો મીરકાસમે રાજ્ય વ્યવસ્થામાં સુધારો કર્યો ને મીરજાફરનું દેવું પતાવ્યું. પણ તે સ્વતંત્ર પ્રકૃતિનો માણસ હતો, તેથી તેને

અંગ્રેજોના તાબામાં રહેવું ગમ્યું નહિ. તેથી તેણે પોતાની રાજધાની મુર્શીદાબાદથી બદલીને કલકત્તાથી દુર મોંગીરમાં રાખી ને પોતાના લશ્કરને યુરોપીયન રીતે કેળવવા માંડયું.

મીરજાફરના વખતથી પડેલી ટેવ પ્રમાણે કંપનીના માણસોએ તેની પાસે પૈસા માગ્યા. ઉપરાંત તેઓ પોતાનો માલ મીરજાફરે આપેલી છુટ મુજબ દાણ આપ્યા વગર લઈ જતા, તેની સાથે બીજાનો માલ પણ લાંચ ખાઇને પોતાના નામે લઇ જવા લાગ્યા. આથી મીરકાસમે તે બંધ કરવા કેટલાક ઉપાય અજમાવ્યા પણ તેમાં નહિ ફાવવાથી તેણે બંગાળામાંથી બધાનું દાણ માફ કર્યું.

આ કારણથી અંગ્રેજોએ મીરકાસમ સાથે લઢાઇ જોડી. તે મીરકાસીમ અયોધ્યાના નવાબ શુજાઉદ્દૌલા અને દિલ્હીના પાદશાહ શાહઆલમ સાથે મળીને સામે થયો. આથી કલકત્તાના ગવર્નરે તેને પદભ્રષ્ટ કરી મીરજાફરને ફરીથી નવાબ બનાવ્યો. અંગ્રેજ લશ્કરે એક બે જગાએ મીરકાસમને હરાવ્યો, પછી તે લશ્કર મોંગીર તરફ ગયું. આથી મીરકાસમે જણાવ્યું કે "જો હવે તમે આગળ વધશો તો પટણામાં પકડાએલા તમામ અંગ્રેજ કેદીઓને મારી નાખીશ" આ ધમકીને નહિ ગણકારી અંગ્રેજ સરદાર આગળ વધ્યો તેથી મીરકાસમે લગભગ ૧૫૦ અંગ્રેજ કેદીઓની કતલ કરાવી. આ બનાવને **પટણાની કતલ** કહેવામાં આવે છે ઇ. સ. ૧૭૬૩

આથી અંગ્રેજોએ જોર પર આવીને પટણા પણ લઇ લીધું અને શાહઆલમ, શુજાઉદ્દૌલા તથા મીરકાસમનાં લશ્કરોને બકસાર આગળ ઇ. સ. ૧૭૬૪માં સખત હાર ખવડાવી, આથી શુજાઉદ્દૌલા અંગ્રેજોને શરણે આવ્યો ને મીરકાસમ નાસી ગયો. આથી અંગ્રેજ સત્તા ઉત્તર હિંદમાં કાયમની થઇ.

**કલાઇવ છેલ્લી વાર**—(ઇ. સ. ૧૭૬૫-૬૭)—હિંદમાંના અંગ્રેજ અમલદારો લાંચ વગેરેથી પોતાનાં ગજવાં ભરતા હતા, તેથી તેમાં સુધારો કરવાની જરૂર હતી. તેવામાં પટણાની કતલના સમાચાર ઈંગ્લાંડ પહોંચ્યા એટલે કંપનીએ કલાઇવને **લોર્ડ**નો ખિતાબ આપી તથા બંગાળાનો ગવર્નર ને સેનાપતિ બનાવીને ત્રીજી વખત હિંદ મોકલ્યો.

તે કલકત્તે પહોંચ્યો ત્યારે તો મીરકાસમ અને શુજાઉદૌલા હારી ચુક્યા હતા ને શાહઆલમ પણ શરણે આવવાને તૈયાર હતો. તેથી કલાઇવે તેની સાથે **અલાહાબાદમાં કરાર** કર્યો. આથી કંપનીને ગંગા ને જમના વચ્ચેનો પ્રદેશ ને બંગાળા બિહાર ને ઓરીસાની દિવાની એટલે લગભગ બધી જાતના કર ઉઘરાવવાની સત્તા મળી. બદલામાં શાહઆલમને પાદશાહ તરીકે કંપનીએ વાર્ષિક ૨૫ લાખ રૂપીઆ આપવાના ઠરાવ્યા. આથી અંગ્રેજો રીતસર બંગાળાના ધણી થયા. તેમણે નવાબ :પાસેથી બધી સત્તા લઇ લીધી અને ન્યાયના તથા બીજા ખર્ચ પેટે વાર્ષીક ૫૩ લાખ રૂપીઆ આપવાના ઠરાવ્યા, આ કરાર ઇ. સ. ૧૭૬૫ માં થયા.

**કલાઈવના સુધારા**—(૧) કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની તથા દેશીઓ પાસેથી નજરાણાં લેવાની મના કરી. (૨) નોકરોનો પગાર બમણો કરી આપ્યો. (૩) લડાઈના વખતમાં લશ્કરને પગાર ઉપરાંત ભથ્થું મળતું તે બંધ કર્યું. ઉપર પ્રમાણે સુધારા કર્યા આથી લશ્કરમાં અસંતોષ ફેલાયો હતો તે શાંત પાડયો.

**દ્વિરાજ પદ્ધતિ**—અલહાબાદના કરાર પ્રમાણે બંગાળામાં અંગ્રેજોને સત્તા મળી હતી એથી (૧) લશ્કરી એટલે સુખ, શાન્તિ અને બંદોબસ્તની સત્તા અંગ્રેજોના હાથમાં સોંપાણી અને (૨) ન્યાય તથા

મહેસુલનું કામ નવાબના દિવાન તથા અમલદારોને સોંપાયું. આ પ્રમાણે અંગ્રેજ અને નબાબ બંનેની સત્તા હોવાથી આ પદ્ધતિ દ્વિરાજ પદ્ધતિ કહેવાય છે. આથી અંગ્રેજોને વાર્ષિક ૪ કરોડ રૂપીઆ મળતા હતા. આ પ્રમાણે કલાઈવ પોતાનું કામ પુરૂં કરી ઇ.સ. ૧૭૬૭ માં ઈંગ્લાંડ ગયો.

**કલાઇવનું જીવન**—તે ઈંગ્લાંડમાં ઈ. સ. ૧૭૨૪ માં જનમ્યો હતો. અને નાનપણમાં બહુ તોફાની હોવાથી તેના વડીલે ઈ. સ. ૧૭૪૪માં કંપનીના કારકુન તરીકે હિંદમાં મોકલ્યો. એનો સ્વભાવ તરવારને અનુકુળ હોવાથી તેણે લશ્કરી ખાતામાં નોકરી માગી લીધી ને 'અર્કાટનો ઘેરો' અને 'પ્લાસીનું યુદ્ધ ' એ બે પ્રખ્યાત લડાઇઓમાં વિજય મેળવવાથી તેની નામના થઇ. અને ઉત્તરમાં તથા દક્ષિણમાં અંગ્રેજી રાજ્યનો પાયો નંખાયો. છેલ્લી વખત લોર્ડ થઇને આવ્યો ત્યારે અલ્હાબાદના કોલકરાર કરીને અંગ્રેજ સત્તા દૃઢ કરી. તે કુલ ત્રણ વખત હિંદમાં આવ્યો ને છેવટે પોતાનું કામ પુરૂં કરી ઇ. સ. ૧૭૬૭ માં છેલ્લી વખત ઈંગ્લાંડ ગયો ત્યાં ઈ. સ. ૧૭૭૪ માં ૫૧ વર્ષની ઉમ્મરે આપઘાત કરી મરણ પામ્યાં. એ બુદ્ધિશાળી, દૃઢ કુશળ, સાહસિક ને રાજનિતિને જાણનાર હતો, છતાં પોતાના લાભને ખાતર ગમે તેવું પાપ કરવાને અટકે તેવો નહોતો. તેણે પોતાના સમય દરમ્યાન દક્ષિણમાં ફ્રેંચો અને બંગાળામાં નવાબની સત્તાઓ તોડીને પોતાની માતૃભૂમિની ઘણી સારી સેવા બજાવી પણ બંગાળાની સત્તા મેળવતાં તેણે કેટલાંક અયોગ્ય કામ કરેલાં તે પર ટીકા થવાથી તેને જીંદગી પર કંટાળો આવ્યો તેથી તેણે આપ-ઘાત કર્યો.

**કલાઇવ પછીનો સમય** (ઇ. સ. ૧૭૬૭–૭૨)—કલાઇવ-

ના ગયા પછી પાંચ વર્ષમાં બે ગવર્નરો થયા. તેમના કારભારમાં બંગાળામાં અંધેર ચાલ્યું. કલાઇવે જે સુધારા કર્યા હતા તે તુટી ગયા ને જુલમ, અન્યાય ને લાગવગનું જોર વધી ગયું, કંપનીના નોકરો દેશી માણસો પાસેથી કોઈ પણ રીતે પૈસા કઢાવી પોતાનાં ખીસ્સાં તર કરતા. એવામાં બંગાળામાં ઇ. સ. ૧૭૭૧ માં મોટો દુકાળ પડયો, એથી તેની ત્રીજા ભાગની વસ્તી નાશ પામી. આ સમય દરમ્યાન દક્ષિણમાં અંગ્રેજોને હૈદર સાથે લઢાઇ થઈ તે મૈસુરી પહેલો વિગ્રહ કહેવાય છે.

**પહેલો મૈસુર વિગ્રહ** ( ઇ. સ. ૧૭૬૭-૬૯ ):—

**કારણ**—હૈદરની સત્તા વધવાથી તેને વશ કરવા માટે મરાઠા તથા નિઝામ એકત્ર થયા. ને સાથે અંગ્રેજોને પણ ભેળવ્યા.

**યુદ્ધ**—શરૂઆતમાં અંગ્રેજ સૈન્યે નિઝામના લશ્કરને સાથે લઇ બેંગલોર કબજે કર્યું, પણ હૈદરે મરાઠાને પૈસા આપીને તથા નિઝામને કર્ણાટક જીતવામાં મદદ આપવાનું કહીને છુટા પાડયા. આથી અંગ્રેજ એકલા રહ્યા. પણ કર્નલ સ્મિથ નામે સરદાર હતો તે જરા પણ ગભરાયો નહિ.

હૈદરે પોતાના મોટા લશ્કર વડે નિઝામ સાથે મળીને કર્ણાટક પર ચઢાઈ કરી. આથી પ્રથમ **ચંગામ** આગળ ને ત્યાર પછી **ત્રિનોમાળી** આગળ તેને અંગ્રેજોએ હરાવ્યો. આથી નિઝામ અંગ્રેજો સાથે મળી ગયો.

હૈદરે પછી **અંબુરને** ઘેરો ઘાલ્યો. પણ અંગ્રેજોએ તેને ત્યાંથી નસાડયો. ત્યારબાદ હૈદર એકાએક **મદ્રાસ** ઉપર ચઢયો આથી મદ્રાસની સરકારે ગભરાઇ તેની સાથે ઇ. સ. ૧૭૬૯ માં સલાહ કરી.

**સલાહ**—આ સલાહ ઈ. સ. ૧૭૬૯ માં મદ્રાસમાં થઈ. એથી એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો ને કોઇ શત્રુ ચઢી આવે તો લડાઇ પ્રસંગે એક બીજાને મદદ કરવાનું નક્કી થયું.

**પરિણામ**—આ સલાહ કરવામાં ઉતાવળ થઇ હતી. કારણ કે લડાઈ વખતે મદદ આપવાનું ઠરેલું હોવાથી હૈદર મરાઠા સાથે યુદ્ધ કરે ત્યારે અંગ્રેજો મદદ કરે તો તેમને નુકસાન થાય. પણ લાચારીથી તેમ થયું હતું.

---

## પ્રકરણ—પ

### વૉરન હેસ્ટિંગ્સ. પહેલો ગવર્નર જનરલ (ઇ. સ. ૧૭૭૪-૫૮)

**બંગાળામાં ગવર્નર તરીકે**—કલાઇવના ગયા પછી જે અંધેર ચાલતું હતું તે મટાડવા માટે કંપનીએ ઇ. સ. ૧૭૭૨ માં વૉરન હેસ્ટીંગ્સને બંગાળાનો ગવર્નર બનાવ્યો. તે નાનપણમાં ગરીબ સ્થિતિમાં હતો તેથી ઇ સ. ૧૭૫૦ માં ૧૭ વર્ષની ઉમ્મરે કંપનીના ગુમાસ્તા તરીકે હીંદમાં આવ્યો હતો. ને ઇ. સ. ૧૭૬૪ માં પાછો જઇ ફરીથી ઇ. સ. ૧૭૬૯ માં કલકત્તા આવ્યો. ને પછી ગવર્નર થયો.

**દ્વિરાજ્ય પદ્ધતિનો અંત**—કલાઇવે ચલાવેલી દ્વિરાજ્ય પદ્ધતિ સાત વર્ષ ચાલી, દરમ્યાન અંધેર હોવાથી જોઇએ તેવી તે ફતેહમંદ થઈ નહિ. આથી તેણે નવાબના દિવાનો પાસેથી સત્તા લઇ લીધી અને બધી સત્તા અંગ્રેજ અમલદારોને સોંપી અને દિવાનો ઉપર કામ ચલાવી લાંચ લઈ તેમને છુટા કર્યા. આથી હિંદીઓની બધી સત્તાનો અંત આવ્યો.

આને બદલે એણે જમીનદારોને પાંચ વર્ષના પટે જમીન ગણોતે આપવાનો રિવાજ રાખ્યો. ને જાહેર હરાજીથી આ ઈજારો અપાતો તેથી ગમે તેવા માણસો પણ વધારે પૈસા આપી આ ઇજારો રાખતા ને રૈયતને કનડતા.

**ન્યાયખાતામાં સુધારો**—દેશી દિવાનો પાસેથી બધી સત્તા લઇને તેણે ન્યાય ચલાવવાનું પણ મહેસુલ ઉઘરાવનાર કલેકટરોને સોંપ્યું. ઇલાકાના વિભાગ પાડી દરેક જીલ્લામાં દિવાની અને ફોજદારી કચેરીઓ સ્થાપી. ઉપરાંત કલકત્તામાં પણ એ કોર્ટો તે માટે સ્થાપી ઉપરાંત તેણે કંપનીના નોકરોને ખાનગી વેપાર કરવાની મના કરી.

**રેગ્યુલેટીંગ એકટ**—ઈ. સ. ૧૭૭૩ માં વિલાયતની પાર્લામેન્ટમાં કંપનીની રાજ્યવ્યવસ્થા બરાબર ચાલે તેટલા માટે એક કાયદો પસાર થયો. તે **રેગ્યુલેટીંગ એકટ** કહેવાય છે. એ કાયદા પ્રમાણે (૧) બંગાળાના ગવર્નરને ગવર્નર જનરલ કહેવો, તેની નીમણુક કંપની ન કરે પણ વિલાયતની સરકાર કરે. (૨) મુંબાઈ ને મદ્રાસના ગવર્નરો બંગાળાના ગવર્નરના તાબામાં રહીને કામ કરે એટલે તેઓ તેની મંજુરી સિવાય કોઈની સાથે લઢાઇ કે સલાહ કરી ન શકે. (૩) ગવર્નર જનરલને મદદ કરવા જે ચાર સભાસદોની એક કૌંસિલ નામી, તેની નીમણુક પણ વિલાયતની સરકારે પોતાના હાથમાં રાખી. (૪) કલકત્તામાં ન્યાય આપવા માટે એક વડી અદાલત (સુપ્રીમકોર્ટ) સ્થાપી તેના મુખ્ય ન્યાયાધીશની નીમણુક પણ વિલાયતની સરકારે પોતાના હાથમાં રાખી.

આ પ્રમાણે કંપનીના વહીવટમાં બ્રિટીશ સરકારે પહેલ વહેલો હાથ ઘાલ્યો. કારણકે આજ સુધીનો કારભાર નિંદવા લાયક થઈ ગયો હતો.

**પહેલો મરાઠા વિગ્રહ**—(ઇ. સ. ૧૭૭૫–૮૨ ):—

**કારણ**—રાઘોબાએ નારાયણરાવ પેશ્વાનું ખૂન કરાવ્યું અને પોતે પેશ્વા થયો. આથી નાનાફડનવીસ વગેરે મોટા સરદારો પેશ્વાના બાળક પુત્ર સવાઈ માધવરાવનો પક્ષ લઈ તેની સામે થયા. તેથી રાઘોબાએ **સુરત** મુકામે મુંબઇના ગવર્નર સાથે પોતાને મદદ મળે માટે ઇ. સ. ૧૭૭૫માં સલાહ કરી. આથી મુંબઇના ગવર્નરે રાઘોબાને ૩૦૦૦ માણસનું સૈન્ય આપવાનું ઠરાવ્યું. તેના બદલામાં રાઘોબાએ સાલસેટ ને વસાઈ ટાપુ તથા ગુજરાતમાંનો કેટલોક મુલક આપવાનું ઠરાવ્યું. આથી મુંબઈના ગવર્નરે રાઘોબાને મદદ આપી. પણ રેગ્યુલેટીંગ એક્ટ પ્રમાણે તેણે બંગાળાના ગવર્નરની મંજુરી માગવી જોઇએ તેમ ન કર્યું આથી વોરન હેસ્ટિંગ્સે નાનાફડનવીસ સાથે **પુરંદર**માં લગભગ સુરત જેવીજ સંધી કરી.

**લડાઇ**—શરૂઆતમાં મુંબઇના લશ્કરે ગુજરાતમાં જીત મેળવી પણ બીજી વખત સખત હાર ખાધી અને **વડગામ** આગળ સલાહ કરી આપી. એવામાં વિલાયતથી સુરતની સલાહ મંજુર થઇને આવી તેથી નાનાફડનવીસ ફ્રેંચો સાથે સંબંધ રાખે તે જણાવી બંગાળાના ગવર્નર જનરલે પણ રાઘોબાને મદદ કરવા લશ્કર મોકલ્યું. અને વડગામની સંધી કબુલ ન કરતાં લડાઇ કરી આમાં બંને પક્ષની કેટલીક હાર જીત થઇ આખરે ઈ. સ. ૧૭૮૨માં સાલબાઇ મુકામે સલાહ થઇ.

**સલાહ**—ઇ. સ. ૧૭૮૨માં **સાલબાઈ** મુકામે અંગ્રેજ ને મરાઠા વચ્ચે સલાહ થઇ તેથી પહેલા મરાઠી વિગ્રહનો અંત આવ્યો, તેમાં નીચે મુજબ શરતો થઈ. (૧) અંગ્રેજોએ રાઘોબાનો પક્ષ કરવો નહિ અને તેણે પેન્શન લઇને શાંત રહેવું. (૨) સાષ્ટી બેટ અંગ્રેજને મળ્યો (૩) સવાઈ માધવરાવને પેશ્વા તરીકે કબુલ રાખવો (૪) પરસ્પર લડાઇ વખતે મદદ આપવી.

**પરિણામ**—અંગ્રેજોએ મરાઠી સત્તાની ફાટફુટ જોઈ લીધી ને તેમનામાં પગ પેસારો કર્યો જેથી આગળ જતાં તેઓ ફાવી શકયા.

**બીજો મૈસુર વિગ્રહ** (ઇ. સ, ૧૭૮૦–૮૪):—

**કારણ**—(૨) હૈદરે મરાઠા સાથેની લડાઇમાં મદ્રાસના કરાર પ્રમાણે અંગ્રેજોની મદદ માગી તે તેમણે આપી નહિ. (૨) ઈ. સ. ૧૭૭૯માં ફ્રેંચોનું **માહી** બંદર અંગ્રેજોએ જીતી લીધું તેથી તે બંદર મારફતે હૈદરને લડાઇનો સમાન મળતો બંધ થયો. આ બે કારણોથી હૈદરે અંગ્રેજો સાથે લડાઇ જોડી.

**લડાઈ**—શરૂઆતમાં હૈદરે મોટું લશ્કર લઇ કર્ણાટક ઉપર ચઢાઇ કરી, અને **પોલીલોર** આગળ અંગ્રેજોને સખત હાર ખવરાવી તેમનાં લગભગ ૨૭૦૦ માણસોને કાપી નાખ્યાં. આથી વોરન હેસ્ટીંગ્સે બોંસલેની મદદ લઇ એક જમીન રસ્તે ને બીજું દરિઆઈ રસ્તે એવાં બે લશ્કર મદ્રાસ તરફ મોકલ્યાં. દરિઆ માર્ગે વાંદીવાસનો વીર સર આયર કુટ આવ્યો હતો તેણે ઇ. સ. ૧૭૮૧માં પોર્ટોનોવો, પોલીલોર ને સોલીંગરની લડાઇઓમાં હૈદરને હરાવ્યો. ને ઇ. સ. ૧૭૮૨માં આર્નીની લડાઇમાં હૈદરની સખત હાર થઇ ને હૈદર તે જ વર્ષમાં મરણ પામ્યો.

ત્યાર પછી તેના પુત્ર ટીપુએ લડાઇ ચાલુ રાખી. અંગ્રેજોએ તેની સામે પાછી કેટલીક જીત મેળવી. તેવામાં મદ્રાસના ગવર્નરે હેસ્ટીંગ્સની મરજી વિરૂદ્ધ સલાહ કરી.

**સલાહ**—ઇ. સ. ૧૭૮૪માં ટીપુ અને અંગ્રેજો વચ્ચે **મેંગલોર**ની સલાહ થઈ. આથી (૧) દરેક પક્ષે પોતપોતાના તાબાના કેદીઓને છુટા કરવા (૨) એક બીજાનો જીતેલો મુલક પાછો આપવો એમ ઠર્યું.

**પરિણામ**—આથી ટીપુને પોતાનો ગુમાવેલો મુલક પાછો મળ્યો

પણ અંગ્રેજોને કંઇ લાભ થયો નહિ ને તેમની મહેનત નકામી ગઇ.

**હેસ્ટીંગ્સના અન્યાય**—કંપની તરફથી વારંવાર નાણાંની માગણી આવતી તે પુરી પાડવા હેસ્ટીંગ્સે કેટલાક નાણાં સંબંધી તથા કેટલાક બીજા નીચે મુજબના અન્યાય કર્યા. (૧) મોગલ પાદશાહ શાહઆલમ દિલ્હીમાં સિંધીયાના આશ્રયે ગયો એથી બંગાળાની દિવાનીના બદલામાં તેને દર વર્ષ અપાતા ૨૬ લાખ રૂપીઆ બંધ કર્યા. (૨) અલ્લાહાબાદ ને કારા પ્રાંતો જે બાદશાહના હતા તે અયોધ્યાના નવાબને પરાણે વેચી માર્યા (૩) પૈસા મેળવવા રોહીલાનો નાશ કર્યો. (૪) અયોધ્યાની બેગમો ઉપર જુલમ કરી લુંટ ચલાવી, (૫) કાશીના રાજા ચૈયતસિંહને પૈસાની ખાતર પદભ્રષ્ટ કર્યો. (૬) રાજા નંદ કુમારને ફાંસીની શિક્ષા કરાવી.

**રોહીલાનો નાશ**—અયોધ્યાની ઉત્તરે રોહીલા લોકો સ્વતંત્ર રીતે પોતાનો કારભાર ચલાવતા હતા. તેમના પર પૈસાની ખાતર અયોધ્યાના નવાબની સાથે મળીને ગવર્નર જનરલે ચઢાઈ કરી. તેમનો નાશ કર્યો. માત્ર રામપુરની જાગીર તેમના એક સરદારને આપી. બાકીનો મુલક અયોધ્યાના નવાબને આપી તે બદલ હેસ્ટીંગ્સે ૪૦ લાખ રૂપીઆ લીધા. આ લડાઇમાં હજારો નિર્દોષ રોહીલાનો નાશ થયો

**કાશીનો રાજા ચૈયતસિંહ**—કાશીનો રાજા પ્રથમ અયોધ્યાના નવાબના તાબામાં હતો તેને કંપનીએ પોતાની સત્તામાં લીધો. અને તેના મુલકનું રક્ષણ કરવા ત્યાં અંગ્રેજી સૈન્ય રાખ્યું. તેનું ખર્ચ ત્યાંના રાજા ચૈયતસિંહ જેમ તેમ કરીને આપતો હતો તે ઉપરાંત બીજું વધારાનું લશ્કર રાખવાને હેસ્ટીંગ્સે લખ્યું. ને ૫ લાખ રૂપીઆ માગ્યા. તે ચૈયતસિંહે આપવાની ના પાડી આથી તેનો ૫૦ લાખ દંડ કર્યો અને તે દંડ વસુલ કરવા હેસ્ટીંગ્સ જાતે ગયો. આથી કાશીની પ્રજા ઉશ્કેરાઇ ગઈ. તેથી હેસ્ટીંગ્સ મહા મુશીબતે બચ્યો. ચૈયતસિંહ

પોતાનો ખાનગી ખજાનો લઈ ગ્વાલીઅર નાસી ગયો ને દર વરસે ૪૦ લાખ લેવાના કરી તેના ભત્રીજાને કાશીની ગાદી આપી.

**અયોધ્યાની બેગમો**—પછી હેસ્ટીંગ્સે અયોધ્યાના નવાબ પાસે પૈસા માગ્યા તેથી તેની ના પાડવા નવાબ સામો આવ્યો. એટલે ચુનારગઢમાં ગવર્નર જનરલે તેની પાસે લખાવી લીધું કે "મારી મા તથા દાદી પાસેથી ખૂબ મીલકત છે તેમાંથી પૈસા વસુલ કરો." પછી બેગમોએ ચૈયતસિંહને મદદ આપી હતી એવો આરોપ મૂકી તેમને તથા તેમના નોકરોને ઘણો ત્રાસ આપી ગવર્નર જનરલે ૧ કરોડ ને ૨૦ લાખ રૂપીઆ વસુલ કર્યા.

**રાજા નંદકુમારને ફાંસી**—રાજા નંદકુમાર બંગાળાનો એક જમીનદાર હતો. તેણે હેસ્ટિંગ્સ પર લાંચ લીધાના અને બીજા કેટલાક આરોપો મૂક્યા ને તે સાબિત કરી આપવાનું પણ જણાવ્યું આથી કલકત્તાની વડી અદાલતનો ન્યાયાધીશ જે હેસ્ટિંગ્સનો મિત્ર હતો તેની આગળ બનાવટી તહોમત રજુ કરી નંદકુમારે કોઇક દસ્તાવેજ પર ખોટી સહી કરી છે એવું સાબિત કર્યું. અને તે ગુહના માટે વિલાયતમાં ઠરાવેલી ફાંસીની શિક્ષા કરાવી.

**આરોપ**—હેસ્ટિંગ્સની કૌંસીલમાંના બે જણ તેના આ દરેક કામમાં સામે થયા હતા. અને જ્યારે તે પોતાની જગા છોડી ઈ. સ. ૧૭૮૫ માં વિલાયત ગયા ત્યારે તેના પર આ બધાં નિંદવા લાયક કામો માટે કામ ચલાવવામાં આવ્યું. કેસ ૭ વર્ષ ચાલ્યો. તેના જ માંના ઉત્તમ વક્તાઓએ તેની વિરૂદ્ધ ભાષણો કર્યાં. આમાં હેસ્ટિંગ્સનું બધું ધન ખરચાઇ ગયું પણ છેવટે તેણે રાજ્યનું ભલું કરેલું હોવાથી નિર્દોષ ઠરાવી છોડી મૂક્યો ને કંપનીએ તેને વાર્ષિક ૪૦૦૦ પૌંડનું પેન્શન બાંધી આપ્યું. તે ઈ.સ. ૧૮૧૮ માં મરી ગયો. આજ પ્રમાણે

કલાઇવ ઉપર પણ આરોપ મૂકાયા હતા ને તેમાં તેને છોડી મૂકયો હતો.

**હેસ્ટિંગ્સનો કારભાર**—કલાઈવે અંગ્રેજ રાજ્યનો પાયો નાખ્યો હતો. તે હેસ્ટિંગ્સે મજબુત બનાવ્યો. જો કે તેણે મુલકોમાં વધારો કર્યો નથી પણ રાજ્યની મજબુતી સારી કરી. પૈસા મેળવવા કરેલાં કામો ને નંદકુમારની ફાંસીની વાત બાદ કરીએ તો તે બાહોશ અધિકારી કહેવાય. આના વખતમાં મદ્રાસનો કારભાર ખરાબ રીતે ચાલતો હતો પણ તેમાં તેનો વાંક નહતો.

**પીટનું હીંદી બીલ**—કંપનીના કારભાર વિરૂદ્ધ વિલાયતમાં ખૂબ ચર્ચા થવાથી ઈ. સ. ૧૭૮૪ માં પીટ નામના પ્રધાને પાર્લામેંટમાં સુધારાનો એક કાયદો પસાર કરાવ્યો તે "પીટનું હીંદી બીલ" ના નામે ઓળખાય છે. તેમાં નીચેની મુખ્ય વિગતો હતી (૧) કંપનીના ડીરેકટરોના હાથમાંથી બધી રાજકીય સત્તા લઈ લઈને ૬ સભાસદોની બનાવેલી '**બૉર્ડ ઑાવ કન્ટ્રોલ**' નામની સભાને સોંપી. ને તેની મંજુરી સિવાય ગવર્નર જનરલ કોઈ પણ લડાઈ કે સલાહ કરી ન શકે તેમ ઠરાવ્યું. (૨) ગવર્નરો ને ગવર્નર જનરલની નીમણુક ઉપર ઈંગ્લાંડના રાજાની સત્તા-વધારી (૩) ગવર્નર જનરલને ગવર્નરો ઉપર વધારે સત્તા ભોગવવાની આપી અને અગત્યની બાબતમાં તેને પોતાની કૌંસીલથી પણ સ્વતંત્ર રીતે વર્તવાની રજા મલી. (૪) કલકત્તાની કૌંસીલના સભાસદોની સંખ્યા ૩ ની કરી ને મુંબઈ તથા મદ્રાસના ગવર્નરોને એક એક કૌંસીલ આપી. **આ કાયદાથી કંપનીને બદલે બોર્ડ ઑાવ કન્ટ્રોલ ખરી રાજકર્તા થઇ, તેના હાથમાં ઈ. સ. ૧૮૭૬ સુધી કારભાર રહ્યો.**



## પ્રકરણ ૬

### લૉર્ડ કૉર્નવાલીસ (ઇ. સ. ૧૭૮૬–૯૩)

**નિમણુક**—હેસ્ટિંગ્સ પછી તેની જગાએ લૉર્ડ કૉર્નવાલીસની નીમણુક થઈ પણ તે અમેરિકા સાથેની લડાઈમાં રોકાએલો હોવાથી બંગાળાની કૌંસીલના એક સભાસદે ૨૦ મહીના કારભાર ચલાવ્યો, કૉર્નવાલીસે તેના કારભારની ટીકા કરી છે.

કૉર્નવાલીસ ઉંચા કુટુંબનો ને મોટા અધિકારીઓનો મિત્ર હતો. વળી હિંદથી અજાણ્યો હોવાથી પક્ષપાત વગર કારભાર ચલાવશે એમ ધારી તેની નીમણુક થઈ હતી.

**સુધારા**—(૧) ન્યાયખાતું અને મહેસુલખાતું જુદાં પાડયાં, ને કેટલીક નવી કચેરીઓ સ્થાપી (૨) પોલીસ ખાતામાં કેટલોક સુધારો કર્યો (૩) કંપનીના અધિકારીઓને ખાનગી વેપાર કરવાની મના કરી ને તેમનો પગાર વધારી આપ્યો (૪) બંગાળામાં કાયમની જમાબંધી કરી. (૫) એણે હીંદી સીવલી સર્વીસ કે સનંદી નોકરીની સંસ્થા ઉભી કરી તે જગા અંગ્રેજોને આપવાનું ઠરાવ્યું એથી હિંદીઓને નુકસાન થયું. (૬) વકીલોની પરીક્ષા તથા દેશનિકાલની શિક્ષા પણ તેણે શરૂ કરી.

**બંગાળામાં કાયમની જમાબંધી**—હેસ્ટીંગ્સની કામ ચલાઉ જમીનદારીની પદ્ધતિથી લોકો દુઃખી થતા હતા ને કંપનીને બરાબર મહેસુલ મળી શકતું નહતું. તેથી જે જમીનદારો જમીન મહેસુલ ઉઘરાવતા હતા તેમને તેજ જમીન કાયમને માટે સોંપી દીધી અને તેમણે સરકારમાં ભરવાની રકમ હંમેશને માટે નક્કી થઈ.

આ રીત એકંદરે પ્રજાના લાભની હતી. પણ તે દાખલ કરવામાં તે વખતે સરકારને વધારે લાભ હતો. કારણકે (૧) મહેસુલ બરાબર

વસુલ થતું નહોતું તે કાયમના જમીનદાર થવાથી નિયમિત વસુલ થવા લાગ્યું ને તેની રકમ પણ લગભગ બમણી થઇ. વળી (૨) જમીનદારોને કંઇ આ હક દાનમાં નથી મળ્યો કારણકે એ બધા અંગ્રેજી રાજ્ય પહેલાં પોતાની જમીનદારીમાં રાજાના જેટલાજ બધા હક ભોગવતા હતા તે માત્ર મહેસુલ ઉઘરાવવાનું જ રહ્યું. (૩) આ જમીનદારો પોતાની સત્તા જશે એ બીકથી હંમેશાં રાજ્યને વફાદાર થયા (૪) પડતર જમીન ખેડાવાથી દેશ વધારે આબાદ થયો માત્ર નાના ખેડૂતના કેટલાક હક ડૂબ્યા છતાં આ રીત હિંદના બીજા પ્રાંતો કરતાં ઘણી સારી છે.

**ત્રીજો મૈસુર વિગ્રહ** (ઈ. સ. ૧૭૯૦–૯૨):—

**કારણ** (૧) કૉર્નવાલીસે નિઝામની સાથે કરાર કર્યા તેમાં શત્રુ સામેની લડાઇમાં મદદ કરવાનું કહ્યું ને મિત્રોની યાદીમાં ટીપુનું નામ નહોતું (૨) મલબારમાંના ટીપુના એક તાબેદાર રાજા પર કંપનીએ પોતાનું લેણું વસુલ કરવા ચઢાઈ કરી. (૩) અંગ્રેજના મિત્ર ત્રાવણકોરના રાજા પર કેટલાંક કારણ સર ટીપુએ ચઢાઇ કરી.

**લડાઈ**---ઉપરનાં કારણોથી મૈસુરનો ત્રીજો વિગ્રહ શરૂ થયો. અંગ્રેજોએ નિઝામ ને મરાઠાને પોતાની સાથે સલાહ કરીને લડવા લીધા ઈ. સ. ૧૭૯૦

અંગ્રેજ સરદારોએ, મલબાર પ્રાંત જીતી લીધો પણ પશ્ચિમમાં ટીપુ ફાવ્યો. મદ્રાસના ગવર્નરે તથા કોર્નવાલીસે જાતે પણ કેટલીક જીત મેળવીને ટીપુને હરાવ્યો. વળી મરાઠા તથા નિઝામના સરદારોએ પણ કેટલોક મુલક જીત્યો. પછી એ ત્રણે લશ્કરો ઉપરાંત કુર્ગનો રાજા પણ સાથે મળ્યો ને બધાએ મળી રાજધાની શ્રીરંગપટ્ટણને ઘેરો ઘાલ્યો, આથી ટીપુએ સલાહ કરી.

**સલાહ**—શ્રીરંગ પટ્ટણમાં ઈ. સ. ૧૭૯૨માં આ વિગ્રહની સલાહ

ઈ. તેથી (૧) લગભગ પોતાના ત્રીજા ભાગનું રાજ્ય આપી દીધું. માંથી અંગ્રેજોને ભાગ મલબાર ને બીજો મુલક આવ્યો. (૨) કુર્ગનો જા ટીપુની તાબેદારીમાંથી છુટો થઈ અંગ્રેજોનો આશ્રિત થયો (૩) વણકોરના રાજાને તેનો બધો મુલક પાછો મળ્યો. (૪) ટીપુએ પનીને ૩ કરોડ રૂપીઆ દંડના આપવાના ઠરાવ્યા ને તે ન ભરી શકે ત્યાં ધીમાં પોતાના બે શાહજાદા બાંહેધરીમાં આપ્યા.

**પરિણામ**—આ લઢાઈથી ટીપુ બહુજ નબળો પડી ગયો ને રાઠા, નિઝામ તથા કંપની જોરાવર થયાં. મૈસુરના રાજ્યમાં થઈને પનીને વેપાર માટે જવાની છુટ મળી. ટીપુ પાસે માંગલોર સિવા- નું એકે બંદર રહ્યું નહિ.

**કંપનીનો નવો પટો**—રેગ્યુલેટીંગ એકટમાં જણાવ્યા મુજબ પટાની ૨૦ વર્ષની મુદ્દત પુરી થઈ, તેથી ઈ. સ. ૧૭૯૩માં કંપનીને વો પટો મળ્યો. તેથી ( ૧ ) બોર્ડ ઓવ કંન્ટ્રોલમાં પ્રીવીકૌંસીલ વાયના માણસોમાંથી પણ બે માણસો આવી શકે. ( ૩ ) એશિયા- ડમાં ૩૦૦૦ ટન સુધીનો વેપાર કરવાની કંપની સિવાયના ાણસોને અમુક બંધનોથી છુટ મળી, આજ વર્ષમાં લોર્ડ કોર્નવાલીસ ંગ્લાંડ ગયો.

**સર જોનશોર** ( ઈ. સ. ૧૭૯૩–૯૮ )

કોર્નવાલીસ પછી ત્રીજા ગવર્નર જનરલ તરીકે સર જોન શોરની ોમણુક થઇ. તેને દેશી રાજ્યોમાં હાથ ઘાલવાની મના કરી હતી થી તેણે તટસ્થ પદ્ધતિ સ્વીકારી.

**નિઝામ**—મરાઠાઓએ નિઝામના રાજ્ય પર ચઢાઇ કરી તેથી ણે અંગ્રેજોની મદદ માગી પણ સર જોન શોરે આપી નહિ આથી ઇ. . ૧૭૯૫માં ખરડાની લઢાઈમાં તે સખત હાર્યો. માટે તેણે ફ્રેંચ રદારને રાખી લશ્કર કેળવવા માંડયું.

**અયોધ્યા**—ઈ. સ. ૧૭૯૭માં અયોધ્યાનો નવાબ મરણ પામ્યા થી તેનો દીકરો ગાદીએ આવ્યો પણ તેને ઉઠાડી મુકી વજીર અલી ામનો માણસ ગાદી પચાવી પડયો, આથી તેને ઉઠાડી મુકી નવાબના ત્ર સાદતઅલીને ગાદી અપાવી. તેણે દર વર્ષે ૨૬ લાખની ખંડણી ાપવાનું કબુલ્યું.

આ સમયમાં અંગ્રેજોએ કેટલાંક ડચ સંસ્થાનો જીતી લીધાં ને . સ. ૧૭૯૮માં તે ઈંગ્લાંડ ગયો. તેણે શાંતિથી કારભાર ચલાવ્યા ાટે ત્યાં તેને એક પદવી મળી.

---

## પ્રકરણ ૭.

### માર્કિવસ વેલેસ્લી. (. ઇ. સ. ૧૭૯૮–૧૮૦૫)

**નીમણુક વખતે દેશસ્થિતિ**—માર્કવીસ વેલેસ્લીને **લોર્ડ લેસ્લી** કે લોર્ડ **મોર્નિંગ્ટન** પણ કહે છે. તે ઈ. સ. ૧૭૯૮ ાં ચોથો ગવર્નનર જનરલ તરીકે નીમાયો. તે વખતે યુરોપમાં ંગ્લાંડ અને ફ્રાન્સ વચ્ચે લઢાઈ ચાલતી હતી તેથી ફ્રેંચોની નજર ંદના અંગ્રેજી મુલક પર હતી. તેમના મહાન રાજા **નેપોલીયન**ના ્પુ અંગ્રેજોને હાંકી કાઢવા તેડાવતો હતો. નીઝામને હરાવવાથી રાઠા જોર પર આવ્યા હતા. નિઝામ પણ ફ્રેંચોનો મળતીઓ થ ્યો હતો.

**સહાયકારી લશ્કરની યોજના**—આવી સ્થિતિ હોવાથી ચો અને મરાઠાનુ જોર તોડવા અને કંપનીનું સર્વોપરીપણું કબુલ રાવવા વેલેસ્લીએ એક યોજના ઘડી કાઢી. તે સહાયકારી લશ્કરની ાજના કે **સબસીડીઅરી સીસ્ટમ** કહેવાય છે. તેમાં (૧)

મોગલોની માફક કંપનીનું સર્વોપરીપણું કબુલ રાખે (૨) તે સ્વીકારનારથી કોઈ પણ બીજા રાજા સાથે પત્રવ્યવહાર, લડાઇ કે સલાહ કરવાં હોય તો કંપનીની મારફતે થઇ શકે (૩) કંપની તરફથી એક મુખ્ય અમલદાર રાજાની રાજધાનીમાં રહે. (૪) દેશી રાજાએ પોતાના ખર્ચે એક અંગ્રેજી સૈન્ય રાખવું. ને બીજા પરદેશી લશ્કરને રજા આપવી. (૫) તે રાજાને મદદ કરવાને કંપની બંધાઇ. (૬) રાજ્યમાં અવ્યવસ્થા હોય તો તે મટાડવા કંપની વહીવટ ચલાવે. આ મુજબ કલમો હતી.

**યોજનાનું પરિણામ**—આ યોજના માટે વેલેસ્લીએ બધા દેશી રાજાઓને લખ્યું. નિઝામે તે સ્વીકારી અને ટીપુ સાથેની લડાઇમાંથી જે ભાગ મળ્યો હતો તે ખર્ચ બદલ કંપનીને આપ્યો. ટીપુ તથા મરાઠાએ શરૂઆતમાં ન સ્વીકારી પણ અંતે મરાઠાએ સ્વીકારી અને ટીપુ સામો થયો તેથી તેણે પોતાનું રાજ્ય ગુમાવ્યું. બીજા નાના નાના દેશી રાજાઓએ સ્વીકારી તેથી દેશમાં બધે શાંતિ રહી. અને કંપનીની સત્તા ચક્રવર્તી રાજાના જેવી થઇ. આથી **આખા હિંદમાં અંગ્રેજોની સત્તા થઈ.**

વળી વેલેસ્લીએ મોટાં રાજ્યોને એક બીજાથી છૂટાં પાડ્યાં, જેથી તે ફરીથી એક થઇ શક્યાં નહિ. તેમજ દરિયા કિનારા પર કંપનીની સત્તા કરી દીધી.

## **ચોથો મૈસુર વિગ્રહ** (ઇ. સ. ૧૭૯૯):—

**કારણ**—ટીપુને મરાઠા ને નિઝામની ઘણી બીક હતી તેથી તે પોતાનું લશ્કર કેળવતો હતો અને તુર્કસ્તાન, અફગાનિસ્તાન વગેરેના બાદશાહો સાથે એક સંપ કરતો હતો. જો કે નેપોલિયને તેને મદદ કરવા કહ્યું હતું પણ તે આવે તેમ નહોતું. તેવામાં ઇ. સ. ૧૭૯૯માં

મોરીશીયસ ટાપુમાં એક ફ્રેંચ લશ્કર આવ્યું આથી લૉર્ડ વેલેસ્લીએ ટીપુની સાથે લડાઈ જોડી

**લડાઈ**—આ વખતે પણ અંગ્રેજોની સાથે નિઝામનું લશ્કર હતું. અંગ્રેજ સરદાર જનરલ સ્ટુઆર્ટે ટીપુને બે જગાએ હરાવ્યો. પછી તેની રાજધાનીને અંગ્રેજોએ ઘેરો ઘાલ્યો. તેથી ટીપુ મેદાને પડ્યો અને ઈ. સ. ૧૭૯૯ માં ટીપુ લડતાં લડતાં મરાયો.

**છેવટ**—આથી અંગ્રેજોએ મૈસુરના દેશી રાજાના તાબામાં પહેલાં જેટલો મુલક હતો તેટલો તેના વારસને આપ્યો ને હૈદર તથા ટીપુએ જીતેલો પોતે રાખ્યો. ટીપુના બે છોકરાઓને વેલોરમાં નજર કેદ કર્યા. આ લડાઇમાં ટીપુએ બહુ બહાદુરી બતાવી છતાં વેલેસ્લી જીત્યો. તેથી ઇંગ્લાંડની સરકારે તેને **માર્કિવસ વેલેસ્લી**નો ખિતાબ આપ્યો. ગવર્નર જનરલનું ખરૂં નામ **મોર્નિંગ્ટન** હતું છતાં તે ખિતાબના નામથીજ ઓળખાય છે.

**તાંજોર ખાલસા** (ઇ. સ. ૧૭૯૯)—તાંજોરનો રાજા ઇ. સ. ૧૭૮૬ માં મરી ગયો ત્યારે તેનો દત્તક પુત્ર ગાદીએ આવ્યો. તેથી તેના કાકાએ વાંધો ઉઠાવ્યો એટલે કંપનીએ કાકાને રાજ્ય અપાવ્યું પણ દત્તક પુત્રે વેલેસ્લીને અપીલ કરી તેથી તેને નામની ગાદી આપી વર્ષાસન બાંધી આપ્યું ને તાંજોર ખાલસા કર્યું.

**સુરત ખાલસા** (ઈ. સ. ૧૮૦૦)—સુરતનો નવાબ ઇ. સ. ૧૭૯૯માં મરી ગયો તેથી તેના ભાઇએ એક લાખનું વર્ષાસન લઈ પોતાનું રાજ્ય ઇ. સ. ૧૮૦૦ માં કંપનીને આપવાનું કબુલ કર્યું.

**કર્ણાટક ખાલસા** ( ઇ. સ, ૧૮૦૧ )—કર્ણાટકના નવાબના વંશજો પર ટીપુ સાથે પત્રવ્યવહાર રાખ્યાનો આરોપ મૂકાયો તે

સાબિત થયો નહિ છતાં તેનું રાજ્ય ખાલસા કરી તેના વારસને ઉપજનો પાંચમા ભાગનું વર્ષાસન બાંધી આપ્યું

**રોહીલખંડ વગેરે ખાલસા** (ઈ. સ, ૧૮૦૧)—અયોધ્યાના નવાબની સલામતી ખાતર તેને ત્યાં રહેતા સહાયકારી લશ્કર ઉપરાંત બીજું વધારાનું રાખવાનું કહ્યું તે બાબત તેણે આનાકાની કરી પણ છેવટે તેને લશ્કર રાખીને રોહીલખંડ ને ગોરખપુર એ બે પ્રાંતો એટલે લગભગ અર્ધું રાજ્ય આપી દેવું પડયું.

ફરૂકાબાદના નવાબને પણ વર્ષાસન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું.

**બીજો મરાઠી વિગ્રહ** (ઈ. સ. ૧૮૦૩–૦૪):—

**કારણ**—ઈ. સ. ૧૮૦૨ના છેલ્લા દિવસે બાજીરાવ પેશ્વાએ પોતે સહાયકારી લશ્કર રાખવાનું અને તેને બદલે પોતાને સિંધીઆએ ગાદી ઉપરથી ઉઠાડી મૂકેલો હોવાથી પેશ્વાઇ પાછી અપાવવાની સલાહ વસાઇ મુકામે અંગ્રેજો સાથે કરી. સિંધીયા ને ભોંસલેને ઠીક લાગ્યું નહિ. તેથી તેઓ લશ્કર લઇ સામા થયા.

**લઢાઇ**—શરૂઆતમાં સિંધીયાના ફ્રેંચ અમલદારો તેના લશ્કરમાંથી છુટા થઈ ગયા. તેથી લોર્ડ લેકે તેનું અલીગઢ જીતી લીધું. તેમજ દિલ્હી પણ જીતી લીધું. ત્યારપછી લાસવારી આગળ બીજી વખત હરાવ્યા. અને આર્થર વેલેસ્લીએ અહમદનગર લીધું તથા સિંધીયા ને ભોંસલેના એકઠા લશ્કરને વસાઈ આગળ હરાવ્યું તેમજ બુરાનપુર ને અસીરગઢના મજબુત કિલ્લાઓ પણ કંપનીને હાથ આવ્યા. વળી અર્ગામ આગળ પણ મરાઠાની હાર થઈ અને બીજો પણ કેટલોક મુલક અંગ્રેજોએ જીત્યો. વળી બીજી એક અંગ્રેજ સરદાર કર્નલ-વુડિંગ્ટને ભરૂચ જીતી લીધું ને ચાંપાનેરનો કિલ્લો તોડયો.

**સલાહ**—આથી ભોંસલેએ **દેવગામ** મુકામે અને સિંધીયાએ **સિરજીઅંજેગામ** મુકામે સલાહો કરી. આથી ( ૧ ) ભોંસલેએ બાલેશ્વર, કટકને ગોદાવરી ને વર્ધા વચ્ચેનો મુલક આપી દીધો. ( ૨ ) બીજા નાના રાજાઓ ઉપરનો ઉપરીપણાનો હક છોડી દીધો. ( ૩ ) પરદેશી પ્રજાને અંગ્રેજોની મંજુરી સિવાય નોકરીમાં નહિ રાખવાને કબુલ કર્યું. અને સિંધીયાએ ( ૧ ) અહમદનગર, ગોદાવરી ને અંજનાની વચ્ચેનો મુલક, ભરૂચ, ગંગા જમના વચ્ચેનો દુઆબ આપ્યાં. ( ૨ ) અંગ્રેજોએ જીતેલા બીજા કિલ્લા તેને પાછા મળ્યા ( ૩ ) બીજા રાજાઓ ઉપરનું ઉપરીપણું છોડી દીધું. આ પ્રમાણે આ બંને સલાહો ઈ. સ. ૧૮૦૪માં થઈ ને બીજા મરેઠી વિગ્રહનો અંત આવ્યો.

**પરિણામ**—આથી (૧) દિલ્હીનો બાદશાહ અંગ્રેજોના કબજામાં આવ્યો. (૨) તેમના રાજ્યની હદ વધી. (૩) લગભગ આખા હિંદમાં કંપનીની સત્તા સર્વોપરી ગણાઈ. (૪) મરાઠાની સ્વતંત્રતા લુંટાઈ ગઈ. (૫) દરેક મોટા દેશી રાજાના રાજ્ય આસપાસ કંપનીનો મુલક આવી ગયો.

## ત્રીજો મરાઠા વિગ્રહ–( ઈ. સ. ૧૮૦૪ )

**કારણ**—(૧) સિંધિઆ ને ભોંસલેની હારોથી હોલ્કરને પણ પોતાની સલામતીની ધાસ્તી પેઠી. (૨) તેણે કંપનીના ત્રણ જાસુસોને ફાંસી આપી. (૩) અંગ્રેજના મળતીઆ જયપુરના રાજા પર ચઢાઈ કરી. આથી તેની ને અંગ્રેજો વચ્ચે લડાઈ થઈ.

**લડાઈ**—શરૂઆતમાં કર્નલ મૅાન્સન નામના એક સરદારને હોલકરે હરાવીને છેક આગ્રા સુધી પાછળ પડી કાઢી મૂક્યો. ભરત-પુરનો રાજા હોલકરની મદદે આવ્યો. લોર્ડ લેક જયપુરથી નાસીને કાનપુર જતો રહ્યો પણ હોલ્કરની દીગ અને ફરૂકાબાદ આગળ હાર

થઈ. અંગ્રેજોએ ભરતપુરનો કિલ્લો જીતી લેવા યત્ન કર્યો પણ તે લેવાયો નહિ તેથી ત્યાંના રાજા સાથે સલાહ કરી.

**અંત**—હોલકર સાથેની કેટલીક લડાઇમાં હાર થવાથી સિંધીઆ પણ અંગ્રેજો સામે થવા યત્ન કરતો હતો. એવામાં વેલેસ્લી ઉપર કંપનીને અણગમો થયો તેથી તે ઇ. સ. ૧૮૦૫ માં તે વિલાયત ગયો. હોલ્કર ને સિંધીઆ સાથે નવા કરાર ત્યાર પછીના ગવર્નર જનરલે કર્યા.

**વેલેસ્લીની રાજનીતિ**—વેલેસ્લીની રાજ્ય નીતિથી અંગ્રેજી રાજ્યને મોટો લાભ થયો, તેથી તે **હિંદમાં અંગ્રેજી રાજ્ય સ્થાપનારમાં ગણાય છે.** તો પણ તેના બીજા કેટલાક સુધારા કંપનીને પસંદ પડયા નહિ આથી તેને રાજીનામું આપી ચાલતી લડાઇએ સ્વદેશ જવું પડયું. ત્યાં તેના કારભારને કેટલાકે વખોડયો પણ ત્યાર પછી તેને વખાણ મળ્યું,

**આર્થર વેલેસ્લી**—આ ગવર્નર જનરલની સાથે તેનો ભાઇ આર્થર વેલેસ્લી પણ આવ્યો હતો તેણે મરાઠી વિગ્રહમાં ઘણી બહાદુરી બતાવી હતી. આગળ જતાં ફ્રાન્સના મહાન રાજા **નેપોલીયન**ને ઇ. સ. ૧૮૧૫ માં તેણે યુરોપમાં **વોટરલુ** આગળ હરાવ્યો તેથી તે **ડયુક ઓફ વેલીંગ્ટન** થયો ને છેવટે ઇંગ્લાંડનો મુખ્ય પ્રધાન થયો હતો.

# પ્રકરણુ ૮

## પાંચમો ને છઠ્ઠો ગવર્નર જનરલ. ( ઇ. સ. ૧૮૦૫–૧૩ )

**લોર્ડ કોર્નવાલીસ બીજી વાર** ( ઈ. સ. ૧૮૦૫ )–વેલેસ્લીની રાજ્યનીતિ કંપનીને પસંદ ન પડવાથી સિંધીઆ ને હોલ્કર સાથે સલાહ કરવા ને શાંતિ સ્થાપવા કંપનીએ લોર્ડ કોર્નવાલીસને બીજીવાર હિંદ મોકલ્યો. પણ તે ઘરડો હોવાથી ગરમ હવા માફક આવી નહિ તેથી અહીં આવ્યાને ત્રણ માસ થયા એટલામાં તે ગાજીપુરમાં મરણ પામ્યો.

## સર જ્યોર્જ બાર્લો એક્ટીંગ ગવર્નર જનરલ

( ઇ. સ. ૧૭૦૫–૦૭ )

**સલાહ**—કોર્નવૉલીસની જગાએ સરજ્યોર્જ બાર્લોની નિમણુક થઇ. તેણે સિંધીઆ સાથે નવી સલાહ કરી કેટલોક મુલક તથા રજપૂતાના રાજાઓ ઉપરનું ઉપરીપણું પાછાં આપ્યાં. હોલકર સાથે પણ તેણે સલાહ કરી આથી તેને તેનો મુલક પાછો મળ્યો તેમજ દેશી રાજાઓ ઉપરનો ઉપરીપણાનો હક પણ મળ્યો. આ સલાહ કરવાની સરદાર લોર્ડ લેકની મરજી નહોતી તેથી તે નારાજ થઇ વિલાયત જતો રહ્યો.

**વેલોરનું બંડ** ( ઇ. સ. ૧૮૦૭ ) મદ્રાસ તરફના લશ્કરના સેનાપતિએ લશ્કરના પહેરવેશમાં (૧) દાઢી સરખી રાખવી (૨) કાને કડી પહેરવી નહિ (૩) તીલક કરવું નહિ. એવા કેટલાક સુધારા કર્યા. આથી દેશી લશ્કરની કેટલીક છાવણીઓમાં અસંતોષ ફેલાયો અને વેલોરના લશ્કરે તો બંડ કરી ૧૧૩ અંગ્રેજ અમલદારોને મારી નાખ્યા. પણ તરતજ આ બંડ સમાવી દેવાયું. ટીપુના છોકરા પર ઉશ્કેરણી કર્યાનો આરોપ આવવાથી તેમને વેલોરથી કલકત્તે લઇ ગયા. આથી તે સેનાપતિને, મદ્રાસના ગવર્નર વિલિયમ બેન્ટિકને

તેમજ ગવર્નર જનરલ બાર્લીને તેમના અધિકાર ઉપરથી બોલાવી લીધા,

**લોર્ડ મિન્ટો. છઠ્ઠો ગવર્નર જનરલ.** (ઇ. સ. ૧૮૦૭–૦૭)

**વેલેસ્લીના પગલે**—જો કે મીન્ટોની માન્યતા તટસ્થ રહેવાની હતી પણ તેનાં ખરાબ પરિણામો આવેલાં હોવાથી તેણે બુંદેલખંડમાંનાં કેટલાંક રાજ્યોને વશ કર્યા. તથા કોંકણમાંનો કેટલોક મુલક ખાલસા કર્યો. હિંદી મહાસાગરમાંનાં કેટલાંક વલંદાનાં થાણાં જીતી લીધાં. ત્રાવણકોરના રાજ્યમાં અંગ્રેજ રેસીડેન્ટને દિવાન વચ્ચે કેટલીક ખટપટ ઉભી થઇ તેથી ત્યાં શાંતિ કરી બીજો રેસીડેન્ટ નીમ્યો,

**પરદેશોમાં એલચી**—યુરોપમાં અંગ્રેજ ને ફ્રેંચ વચ્ચે લડાઈ ચાલતી હતી તેથી મિન્ટોએ હિંદ બહાર એલચી મોકલી મિત્રતા કરી. આ માટે ઇરાનના રાજ્યમાં માલ્કમને **અફઘાનિસ્તાનમાં** માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીન્સ્ટનને મોકલ્યો તેણે શાહશુજા સાથે દોસ્તી કરી પણ તેનું રાજ્ય દોસ્ત મહમદે પડાવી લીધું તેથી એલ્ફીન્સ્ટન પાછો આવ્યો. સિંધના અમીરો સાથે પણ ઇ. સ. ૧૮૦૯ માં કેટલાક કરાર થયા.

**પંજાબનો શીખ સરદાર રણજીતસિંહ**—ઈ. સ. ૧૭૬૧માં પાણીપતમાં મરાઠાને હરાવનાર અહમદશાહ અબદલીના મરણ પછી પઠાણોનું જોર ઓછું થવાથી પંજાબના શીખ લોકો જોરાવર થયા.

**રણજીતસિંહ**—એક નાના શીખ સરદારનો કુંવર હતો. તેનો જન્મ ઈ. સ. ૧૮૮૦માં થયો હતો ૧૨ વર્ષની ઉમ્મરે તેનો બાપ મરી ગયો પછી તેણે રાજ્ય સંભાળવા માંડયું. ઈ. સ. ૧૭૯૮ માં કાબુલથી **ઝમાનશાહ** પંજાબ ઉપર ચઢી આવ્યો. પણ રણજીતસિંહને લાહોરનો સુબો બનાવી પાછો ગયો. પછી તે લાહોરનો સ્વતંત્ર રાજા થયો. ત્યાર પછી તેણે આસપાસનાં નાનાં નાનાં રાજ્યો જીતી પોતાના રાજ્યની મજબુતી વધારી. તેથી કેટલાક રાજાઓએ ગવર્નર જનરલ

મિન્ટોને ફરીયાદ કરી. આથી અંગ્રેજ ફ્રેંચ વચ્ચે કેટલીક અથડામણ થયા પછી ઇ. સ. ૧૮૦૯ માં **અમૃતસરમાં** બંને વચ્ચે સલાહ થઇ. તેથી રણજીતસિંહ અંગ્રેજોનો મિત્ર બન્યો અને તે કદી પણ કંપનીના કામની વચ્ચે આવ્યો નહિ, આથી અંગ્રેજોને ઘણો લાભ થયો. તે ઇ. સ. ૧૮૩૯ માં મરણ પામ્યો. તેણે શીખોને નાનાં નાનાં રાજ્યોમાંથી એક મોટા રાજ્યવાળા બનાવ્યા. તે બહાદુર યોદ્ધો હતો અને તેના જમાનાનો મોટો માણસ હતો.

**કંપનીનો નવો પટો** ( ઇ. સ. ૧૮૧૩ )—ઇ. સ. ૧૭૯૩ માં આપેલા પટાની મુદ્દત પુરી થવાથી ઇ. સ. ૧૮૧૩માં કંપનીને પાર્લામેંટે નવો પટો આપ્યો. તેથી હિંદમાં કોઇ પણ અંગ્રેજને વેપાર કરવાની છુટ મળી. આજ વર્ષમાં મિન્ટો સ્વદેશ ગયો.

---

## પ્રકરણ ૯

## લોર્ડ હેસ્ટીંગ્સ ( મોયરો ) સાતમો ગવર્નર જનરલ

( ઈ. સ. ૧૮૧૩–૨૩ )

મિન્ટો પછી સાતમા ગવર્નર જનરલ તરીકે લોર્ડ હેસ્ટીંગ્સની નીમણુક થઇ. તેનું મૂળ નામ **મોયરો** હતું. તે ઇંગ્લાંડના પાટવી કુંવરનો મિત્ર હતો તેથી એક વખત મુખ્ય પ્રધાન પણ થયો હતો. તેને **માર્ક્વીસ હેસ્ટીંગ્સ** પણ કહેવામાં આવે છે.

**નેપાળ સાથે લડાઈ** ( ઈ. સ. ૧૮૧૪–૧૬ ):—

**કારણ**—નેપાળની અને કંપનીની સરહદો પાસે પાસે હોવાથી તે બાબત કેટલાક વખતથી તકરાર ચાલતી હતી તે સમાવવા એક અંગ્રેજ અમલદારને મોકલ્યો પણ તે સમાધાન કરી શક્યો નહિ. આથી નેપાળના ગુરખા લોકો સાથે લડાઇ થઈ.

**લડાઇ**—નેપાળનો મુલક કુમરાઉ ને અજાણ્યો હોવાથી તેમની સામે ચાર સરદારો મોકલ્યા. શરૂઆતમાં કંપનીની હાર થઈ ને તેમનો એક સેનાપતિ પણ મરાયો. પણ **ઑક્ટર લોની** નામના સરદારે જીત મેળવી તેથી સલાહ થઇ.

**સલાહ**—ઇ. સ. ૧૮૧૬ માં **સેગાઉલી**માં સલાહ થઇ. (૧) કંપનીને કમાઉન, ગઢવાલ ને તેરાઈનો મુલક મળ્યો (૨) સીમલા પાસેના રાજાઓ કંપનીના રક્ષણ નીચે આવ્યા. (૩) નેપાળના રાજાએ પોતાની રાજધાની ખટમંડુમાં એક અંગ્રેજ રેસીડેન્ટ રાખવાનું કબુલ કર્યું.

**પરિણામ**—આથી સિમલા, મસુરી ને નૈનીતાલ જેવાં હવા ખાવાનાં સ્થળો અંગ્રેજોને મળ્યાં. ને ગુરખા જેવી બહાદુર કોમના સિપાઇઓ અંગ્રેજી સૈન્યમાં જોડાયા.

## **ચોથો મરાઠી વિગ્રહ** (ઇ. સ. ૧૮૧૭–૧૮):—

**કારણ**—ગાયકવાડ અને પેશ્વા વચ્ચેની કેટલીક તકરારોનો નિકાલ કરવા ગાયકવાડે પોતાના દિવાન ગંગાધર શાસ્ત્રીને અંગ્રેજોના બાંહેધરેથી પુના તરફ મોકલ્યો. ત્યાં પંઢરપુરમાં પેશ્વાના મળતીઆ ત્ર્યંબકજી ડેંગલેએ તેનું ખૂન કરાવ્યું. તેમાં પેશ્વાનો પણ ભાગ હતો એમ લાગ્યું તથા પેશ્વા બીજા મરાઠા સરદારો સાથે એકત્ર થઈ અંગ્રેજ સામે થવાની ખટપટ કરતો હતો એમ લાગ્યું. અને પેશ્વા લશ્કર એકઠું કરતો હતો તેથી તેની પાસે પુનામાં એક કબુલાત લેવામાં આવી. તે મુજબ (૧) પેશ્વાએ બીજા રાજાઓ પરના પોતાના હક છોડી દીધા (૨) લશ્કરના ખર્ચ પેટે કેટલોક મુલક અંગ્રેજને મળ્યો. પણ બધા મરાઠા રાજાઓની ખટપટ બંધ થઇ નહિ તેથી છેલ્લો મરાઠા વિગ્રહ થયો.

**પેશ્વા સાથેની લડાઈ**—ઇ. સ. ૧૮૧૭ માં પેશ્વા બાજીરાવે ખડકીમાંના અંગ્રેજ રેસીડેન્ટ ઉપર હલ્લો કર્યો. આ લડાઇમાં પેશ્વા હાર્યો ને અંગ્રેજ સરકારે પુના તાબે કર્યું આથી પેશ્વા નાસભાગ કરવા લાગ્યો. તેના લશ્કરની કોરેગાંવ તથા આસ્ટી આગળ પણ હાર થઇ.

**ભોંસલે સાથેની લડાઈ**—ભોંસલેની ગાદીએ આપા સાહેબ હતો તેણે પણ સીતાબલ્ડી આગળ અંગ્રેજો સામે હુમલો કર્યો. તેમાં તે હાર્યો.

**હોલ્કર સાથેની લડાઇ**—મલ્હારરાવ હોલ્કર મરણ પામવાથી તેની વિધવા તુલસીબાઇ કારભાર ચલાવતી હતી, તે અંગ્રેજને શરણે ગઈ પણ તેનું લશ્કર સામું થયું પણ તે માહીદપુર આગળ હાર્યું.

**અંત**—આ લડાઈના અંતમાં પેશ્વાનું રાજ્ય અંગ્રેજોએ લઇ લીધું અને તેને વાર્ષિક આઠ લાખનું પેન્શન લઈ બીથુરમાં રહેવું પડયું. નાગપુરની ગાદી રાઘોજી ભોંસલેના ભાણેજને આપી અને હોલ્કરના મંત્રીમંડળ સાથે પણ સલાહ થઈ.

**પરિણામ**—આથી પંજાબ સિવાય કંપનીની બધી જગાએ કુલ સત્તા થઈ. પેશ્વાનું વિશાળ રાજ્ય મળવાથી મુંબઇ ઇલાકાનો ઘણો ભાગ અંગ્રેજોને મળ્યો. ગુજરાતમાં અમદાવાદ જીલ્લો મળ્યો. સિંધીયા પાસેથી પણ કેટલોક મુલક અંગ્રેજને મળ્યો.

**પિંઢારાની નોંધ**—એ લોકો કોઇ અમુક જાત કે કોમના નહોતા પણ બિજાપુર ને ગોવળકોંડાનાં રાજ્યોમાં નોકરી કરનારા લડવૈયા હતા. તે રાજ્યોની આખર પછી તેઓ મરાઠાના લશ્કરોમાં ભળ્યા. તેઓ સંખ્યા વધવા લાગી. તેમનો ધંધો લુંટવાનો હતો. તે લોકોનો મોટો ત્રાસ હતો. તેઓ જ્યાં જતા ત્યાં લુંટફાટ કરતા. ગામો

બાળતા ને બૈરાં છોકરાંને કેદ કરી પૈસા કઢાવતા. આ વખતમાં ચિતુ, કરીમ ને મહમદ નામે તેમના મુખ્ય સરદારો હતા. તે લોકો સામે મોંએ લઢી શકતા નહિ પણ દોડવામાં જબરા હતા. તેમને સિંધીયા હોલ્કર વગેરેની મદદ હતી. તેથી અંગ્રેજ સૈન્ય જ્યારે મરાઠા વિગ્રહમાં રોકાયું હતું ત્યારે તેમણે ઘણો જુલમ કરવા માંડયો. આથી મોટું લશ્કર એકઠું કરી હેસ્ટીંગ્સે તેમનો નાશ કર્યો. ને તેમનો સરદાર અમીરખાન શરણે આવ્યો તેને ટોંકની જાગીર આપી.

**છેવટે**—આ પ્રમાણે અંગ્રેજ રાજ્યની સત્તા તથા મુલક વધારી હેસ્ટીંગ્સ ઇ. સ. ૧૮૨૩માં સ્વદેશ ગયો તે પણ અંગ્રેજી રાજ્ય સ્થાપનારામાં ગણાય છે. આ સિવાય જમાબંધી, અફીણનો ઈજારો, કેળવણી. કચેરીઓ વગેરે બાબતમાં તેણે કેટલાક સુધારા કર્યા. તેના પછી આઠ મહીના સુધી. **એડમ્સ** ગવર્નર જનરલની જગાએ રહ્યો તેની પછી લોર્ડ એમહર્સ્ટ ગવર્નર જનરલ થયો.

---

## પ્રકરણ ૧૦

### લોર્ડ એમહર્સ્ટ આઠમો ગવર્નર જનરલ (ઇ. સ. ૧૮૨૩-૨૮)

### પહેલો બ્રહ્મી વિગ્રહ (ઇ. સ. ૧૮૨૪-૨૬):—

કારણ—બ્રહ્મદેશના રાજાની સાથે સરહદ બાબત ઘણી વખત તકરારો થતી. બ્રહ્મદેશના રાજાએ આરાકાનમાંથી કાઢી મૂકેલા લોકો ચિતાગાંવમાં અંગ્રેજોના આશ્રયે આવ્યા હતા. તે લોકો બ્રહ્મદેશના રાજ્યમાં જઇ લુટફાટ કરતા, એથી બ્રહ્મદેશનો રાજા અંગ્રેજો પર ક્રોધે ભરાએલો હતો. ઉપરાંત તેના રાજ્યની હદ તરફના કેટલાક ભાગ ઉપર તેણે પોતાની માલીકીનો દાવો કર્યો અને કંપનીએ તેનો

એક ટાપુ પોતાનો છે એમ જાહેર કર્યું. આથી એક નાની તકરાર થઇ. એ કારણથી વિગ્રહ શરૂ થયો.

**લઢાઇ**—ગવર્નર જનરલે મદ્રાસથી સર કેમ્બેલને રંગુન મોકલ્યો પણ ચોમાસાને લીધે તે ઘણો હેરાન થયો. લોકો મુલક ખાલી કરી નાસી ગયા ને પછી સરદાર બંદુલાએ અંગ્રેજોને એક જગાએ હરાવ્યા. પણ બીજી બાજુએ અંગ્રેજોએ બે બેટ જીતી લીધા. અને ચોમાસું ખલાસ થયા પછી લઢાઇમાં બંદુલા મરાયો. અંગ્રેજોએ આખો તીનાસરીમ પ્રાંત તાબે કર્યો ને પછી આરાકાન, કાચાર ને મણિપુર પણ કબજે કર્યા. આથી બ્રહ્મદેશના રાજાએ સલાહ કરી.

**સલાહ**—આ વિગ્રહની સલાહ ઇ. સ. ૧૮૨૬ માં **યાંદાબુ** મુકામે થઈ તેથી (૧) અંગ્રેજોને આસામ, આરાકાન ને તેનાસરીમ પ્રાંતો મળ્યા. (૨) ને એક કરોડ રૂપીઆ તથા વેપારના લાભ મળ્યા. (૩) મણિપુર ને કાચારના રાજાઓ બ્રહ્મદેશના રાજાથી સ્વતંત્ર થયા.

**પરિણામ**—આથી કંપનીને આ દિશાના દરિઆઇ અધિકારો મળ્યા. ને હીંદીચીન આગળનાં સંસ્થાનોના રાજાઓ સાથે મિત્રાચારી થઇ. આસામમાં ચાના બગીચા કરવાની સગવડ મળી ને કેરોસીન તથા ચોખાનો વેપાર ચાલે તેવા પ્રાંત મળ્યા.

**લશ્કરમાં નાનું બંડ**—ઈ. સ. ૧૮૨૪માં બરાકપુરના સિપાઇઓએ પગાર ટુંકા હોવાના કારણે તથા બ્રહ્મદેશમાં લઢવા જવું પડયું તેથી બંડ કર્યું. પણ તરતજ તે સમાવી દીધું.

**ભરતપુરની જીત** (ઇ. સ. ૧૮૨૬)—ભરતપુરનો રાજા મરણ પામવાથી તેનો નાનો દિકરો બળવંતસિંહ કંપનીની રજાથી

તે રાજ્યનો માલીક થયો. પણ તેનો પિત્રાઇ દુર્જનસાલ ગાદી પચાવી પડયો. આથી અંગ્રેજ સરદાર લોર્ડ કોમ્બર મીઅરે ભરતપુરનો માટીનો કિલ્લો જે અજીત ગણાતો હતો છતાં તોડી નાંખ્યો અને દુર્જનસાલને નજરકેદ કરી બળવંતસિંહને ગાદી આપી. ઇ. સ. ૧૮૨૮ માં લોર્ડ એમહર્સ્ટ વિલાયત ગયો ત્યાર પછી તેની જગાએ બીજા એકટીંગ ગવર્નર જનરલે લગભગ ૧૬ મહીના કામ કર્યું ને ત્યાર પછી ઇ. સ. ૧૮૨૯ માં લોર્ડ વિલિયમ બેન્ટીક ગવર્નર જનરલની જગાએ આવ્યો.

**લોર્ડ વિલિયમ બેન્ટીક નવમો ગવર્નર જનરલ**—(ઇ. સ. ૧૮૨૯-૩૫) **બેન્ટીકની રાજ્યનીતિ** એ પહેલાં મદ્રાસના ગવર્નર તરીકે હિંદમાં રહેલો હતો તેથી તેણે જ્યાં જ્યાં કુંપનીનો લાભ જણાયો ત્યાં વચ્ચે પડવામાં વાર લગાડી નહિ. એમ ન હોય ત્યાં જ્યારે તકરાર મોટું સ્વરૂપ પકડે ત્યારેજ વચ્ચે આવ્યો. તેણે કેટલાક સામાજીક સુધારા પણ કર્યા અને વેપારની બાબતમાં બીજા અંગ્રેજોને લાભ મળે તેવી ગોઠવણ કરવામાં મદદ કરી તેથી તેના કારભારનાં વખાણ થયાં છે.

**દેશી રાજ્યમાં દરમ્યાનગીરી**—તેણે હૈદ્રાબાદ, ભોપાળ, ઇંદોર, વડોદરા, નાગપુર વગેરે દેશી રાજ્યોની ખટપટમાં હાથ ઘાલી ખટપટ બંધ પાડી શાંતિ સ્થાપી. આનો વેપાર વધે માટે પહેલા પ્રથમ વિગ્રહમાં ત્યાંના રાજાથી છુટા થએલા રાજાઓનાં રાજ્ય ખાલસા કરી નાખ્યાં. વળી મૈસુર પાસેના કુર્ગના રાજાએ અંગ્રેજો તથા મૈસુર સાથેનો સંબંધ બંધ કર્યો તેથી તે રાજ્ય 'લોકોની મરજીથી ખાલસા કરીએ છીએ'. એમ જણાવી ખાલસા કર્યું. **મૈસુરના** રાજ્યની અવ્યવસ્થાનો લાભ લઇ ત્યાંના રાજાને પદભ્રષ્ટ કરી ભવિ-

બ્યમાં લાગ જોઇને ખાલસા કરાય એવા હેતુથી કંપનીએ તેનો કારભાર પોતાના હાથમાં લીધો પણ આગળ જતાં તે રાજ્ય તેના રાજાના વંશજને પાછું આપવું પડયું. વળી પંજાબ ભાવલપુર ને સિંધનાં રાજ્યોમાં ભવિષ્યમાં હાથ નાખી શકાય માટે તેમની સાથે કેટલાક કરારો કરી તેમના રાજ્યમાં વેપારની છુટ મેળવી.

**ઠગ લોકોનો નાશ**—આ સમયમાં ઠગ લોકોની ટોળીઓ આખા દેશમાં ભટકતી અને લોકોને ફોસલાવી લાગ જોઇને તેનું ખુન કરી પૈસા લઇ લેતી. આ લોકોનો ત્રાસ ઘણો હતો તેથી મુસાફરી ભય ભરેલી થઈ પડી હતી. આ કારણથી બેન્ટીક સ્લીમન અને સ્મીથ નામે બે અમલદારોની મદદથી તે લોકોનો ખોળી ખોળીને નાશ કર્યો.

**સતિ થવાનો ચાલ બંધ**—હિંદુ લોકોમાં આ સમયે જે સ્ત્રીનો પતિ મરી જાય તેની પાછળ તેની સ્ત્રીને સતિ થવાનો રિવાજ હતો. તેથી ઘણી સ્ત્રીઓને જોરજુલમથી તેનાં સંબંધીઓ પતિના ભેગી બાળી મુકતાં. આ રિવાજ આપણને આજે ઘણો ક્રુર લાગે છે, પણ તે વખતના લોકોને રૂઢીને લીધે ગમી ગયો હતો. છતાં બ્રહ્મ સમાજના સ્થાપક રાજા **રામમોહનરાય** જેવા સુધારકોની મદદ લઈ બેન્ટીકે તે ચાલ બંધ કરવાનો કાયદો કર્યો અને તે કામમાં જે સામેલ થાય તેને ખૂની ગણી શિક્ષા કરવાનું ઠરાવ્યું. આગળ અકબરે આ રિવાજ બંધ કરવા કાયદો કર્યો હતો પણ તેથી કંઇ અસર થઇ નહોતી. પણ આ કાયદાથી તે રિવાજ તદ્દન બંધ થયો. એકદા આ ઉપકારથી આજે પણ બેન્ટીક સૌથી સારો ગવર્નરજનરલ ગણાય છે.

**બેન્ટીકના સુધારા—રાજકીય** (૧) લશ્કરી સિપાઇઓનું ભથ્થું અર્ધું કરી ખર્ચ કમી કર્યું. (૨) કેટલાક જમીનદારો મફત ખેતી

કરાવતા હતા તેમની પાસેથી મહેસુલ લીધું (૩) કેટલીક કચેરીઓ બંધ કરી અલાહાબાદમાં દિવાની ને ફોજદારી કોર્ટો સ્થાપી. (૪) સંયુક્ત પ્રાંતોનું મહેસુલ ત્રીસ વર્ષ માટેનું નક્કી કર્યું. **સામાજિક સુધારા** (૧) ઠગ લોકોને તથા ફાંસીઆને વશ કર્યા (૨) સતી થવાનો રિવાજ બંધ પાડ્યો (૩) રાજ્ય કારભારમાં હિંદીઓને વધારે લેવાનો ઠરાવ કર્યો (૪) કચેરીઓમાં ફારસીને બદલે પ્રાંતિક ભાષાનો ઉપયોગ દાખલ કર્યો (૫) આગબોટને માર્ગે ઇગ્લાંડ જવાનો ટુંકો રસ્તો ચાલુ થયો (૬) કલકત્તામાં એક મેડીકલ કોલેજ ખોલી (૭) યુરોપનાં સાહિત્ય, ઇતિહાસ ને વિજ્ઞાન સમજાવવા અંગ્રેજી ભાષા મારફતે કેળવણી શરૂ થઇ. આ પ્રમાણે આ ગવર્નર જનરલે સૌથી વધારે સામાજિક સુધારા કરેલા હોવાથી તેમજ તે ઉદાર વિચારનો હોવાથી **સૌથી સારો ગવર્નર જનરલ ગણાય છે.**

**નવો પટો** ( ઇ. સ. ૧૮૩૩ )—ઇ. સ. ૧૮૧૩ના પટાને ૨૦ વર્ષ થઇ જવાથી કંપનીને ઇ. સ. ૧૮૩૩માં નવો પટો મળ્યો. (૧) આખા એશિઆખંડમાં ગમે તે અંગ્રેજને વેપાર કરવાની છુટ મળી (૨) યુરોપીયનોને હિંદમાં રહેવાની તેમજ વેપારની છુટ મળી. (૩) દિલ્હી, આગ્રા, વગેરે પ્રાંતો માટે એક ગવર્નર નીમવાનો ઠરાવ થયો પણ ત્યાં લેફટેનંટ ગવર્નર નીમાયો. (૪) કંપનીની મોટી નોકરી માટે શિક્ષણ લેવાની ઇગ્લાંડમાં સગવડ થઇ (૫) રાજ્ય કારભારમાં જાત કે ધર્મના ભેદ સિવાય લાયક માણસોને જગાઓ આપવી.

**સર ચાર્લ્સ મેટકાફ** ( ઇ. સ. ૧૮૩૫–૩૬ )—ઈ. સ. ૧૮૩૫ માં બેંટીક વિલાયત જવાથી તેની જગાએ સર ચાર્લ્સ મેટકાફ નીમાયો. **તેણે વર્તમાન પત્રોને છુટ આપી.** આથી તેની જગાએ લોર્ડ આકલાંડ નીમાયો.

# પ્રકરણ ૧૧

## લોર્ડ આકલાંડ દસમો ગવર્નર જનરલ ( ઇ. સ. ૧૮૩૬–૪૨ )

**આકલાંડનો કારભાર**—(૧) એણે અયોધ્યાના રાજ્યમાં અયોગ્ય દરમ્યાનગીરી કરી (૨) સતારાના લોકપ્રિય રાજા પ્રતાપસિંહને પદભ્રષ્ટ કર્યો. (૩) ગંગા જમના વચ્ચેના પ્રદેશમાં ઈ. સ. ૧૮૩૮માં દુકાળ પડયો (૪) પહેલો અફ્ઘાન વિગ્રહ શરૂ થયો. આકલાંડના વખતમાં આ બનાવો થયા.

### અફગાન વિગ્રહ ( ઇ. સ. ૧૮૩૮–૧૮૪૨ ):—

**કારણ**—કાબુલના રાજાના વંશજ શાહશુજાને કાઢી મુકી દોસ્તમહંમદ રાજ્ય પચાવી પડયો હતો. તેને અંગ્રેજો મદદ ન આપી તેથી તે ઇરાનના શાહને આશ્રયે ગયો ને શાહશુજા અંગ્રેજોને આશ્રયે હિંદમાં રહેતો હતો. હવે ગવર્નર જનરલને લાગ્યું કે અફ્ઘાનીસ્તાનનો રાજા અંગ્રેજોનો આશ્રિત હોવો જોઇએ પણ તે વાત દોસ્તમહંમદ સ્વીકારે તેમ નહોતું. તેથી રણજીતસિંહ સાથે કરાર કરી શાહશુજાને કાબુલની ગાદી અપાવવાનું નક્કી કરી કોઈ પણ જાતના ખાસ કારણ સિવાય આકલાંડે ઈ. સ. ૧૮૩૮માં દોસ્તમહમદ વિરૂદ્ધ લડાઈ જાહેર કરી.

**લડાઈ**—જુદાં જુદાં ત્રણ લશ્કરો અફ્ઘાનિસ્તાનમાં દાખલ થયાં. તેમણે કંદહાર ને ગીજનની તાબે કર્યા. આથી દોસ્તમહમદ નાસીને બુખીઆના આવ્યો. ને ઈ સ. ૧૮૩૯માં શાહશુજાને કાબુલની ગાદીએ બેસાડયો. ત્યારપછી અંગ્રેજ સિપાઇઓ અફ્ઘાનો સાથે સંતોષપૂર્વક કામ લઇ શક્યા નહિ તેથી તેઓ સામા થયા. ને ઇ. સ. ૧૮૪૧માં દોસ્તમહંમદના દીકરા અકબરખાન સાથે મળીને તેમણે અંગ્રેજ એલચી મેકનાટ તથા બીજા કેટલાક અમલદારોનાં ખૂન કર્યાં. આથી બ્રિટીશ લશ્કર જલાલાબાદ આવવા નીકળ્યું, રસ્તામાં અથડામણ ને અફ્ઘાનોના હુમલાથી ૧૬ હજાર માણસોનું આખું લશ્કર નાશ પામ્યું. માત્ર ડૉક-

ટર બ્રાઈટન એકલો જલાલાબાદ શોબર્ટસેલ પાસે આવી પહોંચ્યો હવે કંદહારમાંજ માત્ર અંગ્રેજ થાણું રહ્યું. આજ સમયમાં ઈ. સ. ૧૮૪૨ માં લોર્ડ આકલાંડ ઈંગ્લાંડ ગયો ને તેની જગાએ લોર્ડ એલનબરો આવ્યો.

**લોર્ડ એલનબરો અગીઆરમો ગવર્નર જનરલ** ( ઇ. સ. ૧૮૪૨–૪૪ ) તેણે આવીને અફ્ઘાનીસ્તાન એક લશ્કર મોકલ્યું. તેણે કાબુલ ને ગીજની જીત્યાં. કાબુલના બજારનો નાશ કર્યો ને લુંટ ચલાવી.

**સલાહ**—આ વખતમાં શાહશુજાનું ખુન થઇ ગયું હતું તેથી તેની ગાદીએ દોસ્તમહમદને બેસાડયો. તેણે અંગ્રેજો સાથે મિત્ર તરીકે રહેવા કબુલ કર્યું. ને અંગ્રેજી લશ્કર પાછું આવ્યું.

**સિંધ ખાલસા** ( ઇ સ. ૧૮૪૨–૪૪ )—સિંધના અમીરોએ સહાયકારક યોજના સ્વીકારી હતી. છતાં પંજાબમાં ઇ. સ. ૧૮૩૯માં રણજીતસિંહ મરણ પામેલો હોવાથી શીખોને દબાવવા. અંગ્રેજોને સિંધનો મુલક જોઇતો હતો માટે સિંધમાં મુકેલા મુખ્ય અમલદાર નેપીઅરે હૈદ્રાબાદ ને ખૈરપુરના અમીરો ઉપર રાજદ્રોહના આરોપ મુકયા. ને બીજું પણ કેટલુંક દબાણ કર્યું. અમીરોએ આ બધું કરી આપ્યું પણ તેમનું લશ્કર સામું થયું.

ઇ. સ. ૧૮૪૩માં મીઆની તથા હૈદ્રાબાદ આગળ તે લશ્કર હારી ગયું ને નેપીઅરે સિંધ ખાલસા કર્યું. માત્ર ખૈરપુર એક અમીર પાસે રહ્યું

**ગ્વાલીઅર**—ગ્વાલીઅરમાં લડાઇ કરવાનું ખાસ કારણ નહોતું છતાં. જંકોજીની વિધવા રાણીએ દત્તક લીધો તેનો રક્ષક નીમવાની તકરારના બાનાથી એલનબરોએ લડાઇ કરી. ઈ. સ. ૧૮૪૩માં તેનું લશ્કર મહારાજપુર ને પનીઆરની લડાઇઓમાં હાર્યું. તેથી ઇ. સ. ૧૮૪૪માં લશ્કરમાં ઘટાડો કરી ત્યાં અંગ્રેજી સૈન્ય રખાવ્યું. એલનબરોના વખતમાં ગુલામગીરી બંધ થઈ

---

# પ્રકરણ ૧૨

## લોર્ડ હાર્ડિંજ બારમો ગવર્નર જનરલ. (ઈ. સ. ૧૮૪૩-૪૮)

**હાર્ડિંજ**—એલનબરોનો કારભાર પસંદ નહિ પડવાથી તેને બે વર્ષમાં પાછો બોલાવી લીધો ને તેની જગાએ લોર્ડ હાર્ડિંગ નીમાયો. એણે રેલ્વે, નહેર, વગેરે જાહેર લાભનાં કામ માટે તપાસ કરાવી તથા લશ્કરના ખર્ચમાં ઘટાડો કર્યો. પહેલો શીખ વિગ્રહ એ એના સમયનો મુખ્ય બનાવ છે. પહેલો શીખ વિગ્રહ (ઇ. સ. ૧૮૪૫-૪૬):—

**કારણ**—રણજીતના મરણ પછી તેનો પુત્ર ખડકસિંહ ગાદીએ આવ્યો હતો પણ તેના મરણ પછી રાજગાદી માટે ઘણી તકરારો ચાલી. આખરે ઇ. સ. ૧૮૪૩ માં રણજીતસિંહનો બાળક પુત્ર દુલીપસિંહ મહારાજા બન્યો. વળી પાછી મુખ્ય પ્રધાનની જગા માટે બે એક ખૂન થયાં ને રણજીતની રાજ્યવ્યવસ્થા નાશ પામી. તેમના કેટલાક સરદારો તો અંગ્રેજી હદમાં જઇ વસ્યા. આ સમયમાં લાગ જોઇને અંગ્રેજોએ તેમના કારભારમાં માંથું મારવા માંડ્યું ને તેઓ ખીજાય એવું વર્તન ચલાવ્યું. આથી રણજીતસિંહનું લશ્કર લડવા તૈયાર થયું.

**લડાઇ**—ઈ. સ. ૧૮૪૫ માં મુડકી અને ફિરોજ શહેર આગળ શીખ લશ્કર તેમના સરદારોના દગાથીજ હાર્યું. ઇ. સ. ૧૮૪૬ માં ત્રીજી એક લડાઇમાં અંગ્રેજ હાર્યા પણ સાત જ દીવસ પછી અલીવાલની લડાઇમાં શીખો સખત હાર્યા. ત્યાર પછી સોબ્રા-ઉન ગામ આગળની લડાઈમાં ઘણી બહાદુરી બતાવવા છતાં સરદાર તેજસિંહના દગાથી શીખોએ હાર ખાધી અને અંગ્રેજ લશ્કર લાહો-રમાં દાખલ થયું.

**સલાહ**—ગુલાબસિંહ નામના સરદારે કારભાર હાથ કર્યો હતો તેથી તેણે તથા બીજા આગેવાનોએ મળી **લાહોરમાં** ઇ. સ. ૧૮૪૬ માં સલાહ કરી આથી (૧) કંપનીને જાલંધર, દુઆબ ને દોઢ કરોડ રૂપીઆ મળ્યા. (૨) શીખોએ અંગ્રેજ સિવાય બીજી કોઈ પ્રજા સાથે સંબંધ નહિ રાખવાનું તથા બીજાં રાજ્યો સાથેનો બધો વ્યવહાર અંગ્રેજ મારફત ચલાવવાનું લખી આપ્યું. (૩) અંગ્રેજી સહાયકારી લશ્કર રાખવાનું કબુલ કર્યું. લાહોરના કારભારીમંડળમાં લૉરેન્સ પ્રમુખ નીમાયો

**પરિણામ**—દંડ નહિ ભરી શકવાથી બીજો પણ કેટલોક મુલક કંપનીને મળ્યો અને દેખીતી રીતે શીખની સત્તા હોવા છતાં પંજાબમાં હવે અંગ્રેજોની સત્તા થઈ. કાશ્મીર પ્રાંત ગુલાબસિંહને મળવાથી અંગ્રેજો તે બાબતમાં પણ નિર્ભય થયા. ને શીખોની સ્વતંત્રતા લુંટાઇ ગઇ. ઇ. સ. ૧૮૪૮ માં લોર્ડ હાર્ડિંજ વિલાયત ગયો.

## લોર્ડ-ડલ હાઉસી તેરમો ગવર્નર જનરલ-(ઈ. સ. ૧૮૪૮–૫૬)

**ડલ હાઉસીની રાજનીતિ**—ઈ. સ. ૧૮૪૮ માં તે ગવર્નર જનરલ થઇને આવ્યો. તેની રાજનીતિ લોર્ડ વેલેસ્લીના જેવી હતી. તે પ્રમાણે વર્તીને તેણે હિંદમાં બ્રિટીશ રાજ્યમાં ઘણો વધારો કર્યો. તેથી તે ભારતમાં અંગ્રેજી રાજ્ય સ્થાપનારામાં ગણાય છે. ઈંગ્લાંડનો વેપાર વધારવો, હિંદનાં નબળાં રાજ્યોને ગળી જવાં ને જબરાં રાજ્યોને આણુ નીચે લાવવાં તથા તાર, પોસ્ટ, રેલ્વે, કેળવણી, પાદરીઓ વગેરે મારફતે હિંદને યુરોપના સુધારામાં મૂકવું એ તેની રાજનીતિ હતી.

**બીજો શીખ વિગ્રહ**–( ઇ. સ. ૧૮૪૮–૪૯ ):—

**કારણ**—૧૧ ) કારભારી મંડળમાં નીમેલા અંગ્રેજોએ જે ફેર-

ફાર કરવા માગ્યા તે શીખોને પસંદ પડયા નહિ. (૨) અંગ્રેજ અધિકારીઓએ રણજીતસિંહની રાણીને શેખપુરામાં રહેવાનું ફરમાવ્યું. (૩) શીખરાજા દુલીપસિંહની સગાઈ સરદાર છત્રસિંહની પુત્રી વેરે થઈ હતી તેનાં લગ્ન કરવામાં અંગ્રેજોએ વાંધો લીધો. (૪) એક અંગ્રેજ અધિકારીના ખૂન માટે છત્રસિંહને તેની જગાએથી કમી કર્યો (૫) સરદાર મૂળરાજે મુલતાનની દિવાનગીરીનું રાજીનામું આપ્યું તેથી તેનો કબજો લેવા બીજો અધિકારી ગયો તેથી તેના લશ્કરે બે અંગ્રેજ અમલદારોનાં ખૂન કર્યાં પછી મૂળરાજે પણ બંડમાં ભાગ લીધો.

**લઢાઇ**—સરદાર મૂળરાજ હાર્યો ને મુલતાન અંગ્રેજોએ તાબે કર્યું. ત્યાર પછી કેટલીક લઢાઇઓ પછી ઈ. સ. ૧૮૪૯ માં ચીલીયનવાલાની મોટી લઢાઇ થઈ તેમાં બંને પક્ષ સરખા ઉતર્યા. પણ ગોફે સરદાર શેરસિંહ તથા છત્રસિંહને ગુજરાત ગામ આગળ સખત હરાવ્યા. અફઘાન અમીર દોસ્ત મહમદનું શીખોની મદદે આવેલું લશ્કર પણ હારી ગયું. આથી આખું પંજાબ તાબે થયું.

**છેવટ**—હવે પંજાબ ખાલસા કરવામાં આવ્યું ને રાજા દુલિપ-સિંહને પાંચ લાખનું વર્ષાસન બાંધી આપી ઈંગ્લાંડ મોકલી દીધો. ત્યાં તે ખ્રિસ્તિ થઇ ગયો, તેની મા પણ લંડનમાં ગઇ ને ત્યાંજ મરી ગઇ. પ્રખ્યાત કોહીનૂર હીરો જે દિલ્હીથી નાદીરશાહની લુંટમાં ઇરાન ગયો હતો ને ત્યાંથી અફઘાનિસ્તાન આવ્યો હતો ત્યાંથી શાહ-શુજાએ રણજીતસિંહને આપ્યો હતો તે હવે ઈંગ્લાંડના રાજાના મુગટમાં બિરાજ્યો.

### બીજો બ્રહ્મીવિગ્રહ—( ઇ. સ. ૧૮૫૨–૫૩ ):—

**કારણ**—બ્રહ્મદેશના અમલદારો અંગ્રેજ એલચી પાસે તે દેશના રિવાજ મુજબ સલામ ભરાવતા તેથી ઇ. સ. ૧૮૪૦ થી ત્યાં કોઈ

એલચી તરીકે નહોતું અને વેપારની સલામતી માટે પણ મુશ્કેલી પડતી તેથી રંગુનના વેપારીઓએ બ્રહ્મી અમલદારો સામે કેટલીક ફરીઆદો કરી તેથી ડેલહાઉસીએ જમીન માર્ગે થોડું લશ્કર રંગુન મોકલ્યું. તેણે બ્રહ્મી અમલદારોને સતાવવા માંડયા. ઉપરાંત ડેલહાઉસીએ બ્રહ્મી રાજા પાસે કેટલીક અયોગ્ય માગણીઓ કરી ને તેણે સ્વીકારી નહિ તેથી બીજો બ્રહ્મીવિગ્રહ શરૂ થયો.

**લડાઇ**—ઈ. સ. ૧૮૫૨ માં અંગ્રેજો માર્તાબાન, પ્રોમ ને પેગુ તાબે કર્યાં. તેથી ઇ. સ. ૧૮૫૩ માં સલાહ થઈ.

**સલાહ**—આથી (૧) પ્રોમ ને પેગુ પ્રાંત કંપનીને મળ્યા (૨) અમરાપુરમાં એક અંગ્રેજ પ્રતિનિધિ રાખવાનો ઠરાવ થયો (૩) કંપનીને દંડ મળ્યો.

**પરિણામ**—આથી બ્રહ્મદેશનો બધો વેપાર અંગ્રેજોના હાથમાં આવ્યો.

**બીનવારસ રાજ્યો ખાલસા**—હિંદુસ્તાનના રિવાજ મુજબ કોઈ પણ માણસને પોતાની પાછળ પુત્ર ન હોય તો દત્તક લેવાનો હક છે તેના ઉપર કાપ મૂકી ડેલહાઉસીએ નાગપુર, કાચાર, સતારા. ઝાંસી તથા બીજા કેટલાંક નાનાં રાજ્યો ખાલસા કર્યાં.

**અયોધ્યા ખાલસા**—અયોધ્યાના રાજ્યમાં ચાલતું અંધેર બંધ પાડવા ત્યાંના નવાબને વર્ષાસન બાંધી આપી તેનું રાજ્ય ખાલસા કર્યું.

**વરાડ**—નિઝામના બાદશાહ પાસેથી વરાડ પ્રાંત તથા બીજો કેટલોક મુલક તેના રાજ્યના દેવા પેટે લીધો.

**હકોની લુંટ**—મોગલ પાદશાહના વારસને પાદશાહ તરીકેના હકો ભોગવતા બંધ કર્યા પણ ઉમરાવોના હા આવતાં પાછો પડયો. કર્ણાટકના નવાબ મરી જવાથી તેના વારસને પણ નવાબના હકો

ભોગવતો બંધ કર્યો. તાંજોરનો રાજા અપુત્ર મરી જતાં તેનો હક પણ લુંટી લીધા ને છેલ્લા પેશ્વા બાજીરાવના દત્તકપુત્ર નાનાસાહેબનું વર્ષાસન પણ બંધ કર્યું.

**સુધારા**—(૧) બંગાળા માટે એક લેફ્ટેનન્ટ ગવર્નરની નીમણુક થઇ ને કલકત્તામાં એક ધારાસભા સ્થપાઈ (૨) સણુંદી નોકરી માટે અમુક પરીક્ષા પસાર કરવી જોઇએ એવો ઠરાવ થયો (૩) પ્રાંતવાર યુનિવર્સિટી ને કેળવણીખાતું સ્થાપવાનો ઠરાવ થયો (૪) રેલ્વે, જાહેર બાંધકામખાતુ વગેરે સુધારા પણ શરૂ થયા.

**નવો પટો**—( ઈ. સ. ૧૮૫૩ ) ગયા પટામાં હિંદનો કારભાર ૨૦ વર્ષ સુધી કંપની ચલાવે તેમ હતું તે બદલીને ગમે ત્યારે તેની પાસેથી બ્રિટીશ સરકાર લઈ લે એમ ઠરાવ્યું. આ સિવાય બીજા પણ કેટલાક ફેરફારો થયા.

**અવલોકન**—ડેલહાઉસી આપખુદ સ્વભાવનો હતો તેથી પોતાના અમલદારોને ઘણી વખત તુચ્છકારી કાઢતો. જો તેણે બીનવારસી રાજ્યો ખાલસા કરવાની પદ્ધતિ ન પકડી હોત તો રાજ્યતંત્ર વધારે સારૂં થઈ શક્યું હોત. તે ઈ. સ. ૧૮૫૬ માં ઇંગ્લાંડ ગયો. ને તેની જગાએ લોર્ડ કેનિંગ આવ્યો.

---

## પ્રકરણ ૧૩

### લોર્ડ કેનિંગ ચૌદમો ગવર્નર જનરલ ( ઈ. સ. ૧૮૫૬–૫૮ )

**લોર્ડ કેનિંગ**—ડેલ હાઉસી પછી તેની જગાએ લોર્ડ કેનિંગ નીમાયો. તે શાંતિને ચહાનારો તથા દીર્ઘદૃષ્ટિવાળો હતો. ડેલહાઉસીએ

દાખલ કરેલા સુધારા વધારવાનું કામ તેને કરવાનું હતું. તેના અમલમાં ઇ. સ. ૧૮૫૭–૫૮નો દેશી સિપાઇઓનો બળવો એ એક મુખ્ય બનાવ છે.

**બળવાનાં કારણો–રાજકીય**—(૧) ડેલ હાઉસીની રાજનીતિથી જે જે રાજ્યો ખાલસા કરવામાં આવ્યાં હતાં ત્યાંની પ્રજાનાં અને તેને લીધે તે પ્રદેશમાંથી લશ્કરમાં જોડાએલા સિપાઇઓનાં મન અંગ્રેજી રાજ્ય પરથી ઉઠી ગયાં હતાં. (૨) જે વારસોના વર્ષાસન વગેરેના હક્કો ગયા તે તથા તેમના સંબંધીઓ પણ દુભાયા હતા. (૩) કેટલીક જગાએ મહેસુલ ઉઘરાવવાની નવી રીતથી જુલમ થતો હતો.

**સામાજીક**—(૧) તાર, રેલ્વે, વગેરે અજાણ્યાં સાધનોથી લોકોને વહેમ પેઠો. (૨) ઉપરાંત બ્રિટિશ અમલદારો ખ્રિસ્તિ ધર્મના પ્રચાર માટે મહેનત કરતા હતા તેથી લોકોને બધા સુધારા પાછળ ખ્રિસ્તિ બનાવી દેવાનો હેતુ લાગ્યો. (૩) કેટલાક વહેમીઓએ એમ પણ ફેલાવ્યું કે અંગ્રેજી રાજ્ય માત્ર ૧૦૦ વર્ષ રહેવાનું છે અને પ્લાસીના યુદ્ધને ૧૦૦ વર્ષ પૂરાં થાય છે માટે તેનું રાજય જવું જોઇએ.

**લશ્કરી**—(૧) હિંદી સિપાઇઓની મોટી જગાઓ મળતી નહિ. (૨) તેમને પગાર તથા બીજી સગવડો ઓછાં મળતાં. (૩) ઉચ્ચ વર્ણના હિંદુઓને નોકરી કરવા દૂર જવું પડતું. (૪) નવા જુવાન ઉપરીઓ ઉદ્ધત હતા (૫) અંગ્રેજ સૈન્ય કરતાં દેશી સિપાઇઓની સંખ્યા વધારે હતી. (૬) સિપાઇઓને નવી કારતુસો વાપરવાની હતી તેને ડુક્કરને ગાયની ચરબી લગાડેલી છે તેવી ગપ ચાલવાથી હિંદુ મુસલમાન બંનેને વટલાઈ જવાનો વહેમ પેઠો. (૭) આજસુધી તેમને દેશમાં રહીને લડવાનું હતું તેને બદલે ગમે ત્યાં જવું પડશે એમ હુકમ થયો હતો.

**બળવાનું સ્વરૂપ**—આમ હોવાથી ખાસ કરીને ઉત્તરહિંદના દેશી સિપાઇઓ ને રાજ્ય ગુમાવેલા વારસો તથા તેમના સંબંધીઓએ મળી બળવો કર્યો. આમ હોવા છતાં તેમનામાં બરાબર વ્યવસ્થા નહોતી તથા કોઈ ચોક્કસ આગેવાન નહોતો. એક જગાએથી છુટા થએલા સિપાઇઓ બીજે ગયા તેમ બળવો ફેલાતો ગયો ને આખું ઉત્તરહિંદ તેમાં જોડાયું.

સૌથી પ્રથમ મીરત અને બુરાનપુરના દેશી સિપાઇઓ કારતુસોને અડકવાની અને ઉપરીના હુકમો માનવાની ના પાડી ને ખુલ્લી રીતે સામા થયા. આથી તેમને છુટા કરવામાં આવ્યા. તેઓ જ્યાં જ્યાં ગયા ત્યાં ત્યાં સિપાઇઓએ તેમના જેવુંજ કર્યું. આ પ્રમાણે ભરતપુર, ગ્વાલીઅર, આગ્રા, **કાનપુર, લખનૌ,** અલ્હાબાદ, **ઝાંસી** અને બીજાં સ્થળોના સિપાઇઓએ જેલો તોડી કેદીઓને છુટા કર્યા તે પણ તેમનામાં ભળ્યા. ને બધાએ અંગ્રેજોનાં ખૂન કરવા માંડયાં. પછી બધા બળવાખોરો દિલ્હી તરફ વળ્યા. દિલ્હીનો બાદશાહ બહાદુરશાહ પણ એમાં જોડાયો. પણ અંગ્રેજ સિપાઇઓએ દારૂગોળો તેમના હાથમાં જવા દીધો નહિ. બળવાની અસર છેક મહારાષ્ટ્ર સુધી પહોંચી હતી પણ પ્રજાએ તેમાં ખાસ ભાગ લીધો નહોતો.

રજવાડાઓમાં ઘણા તાલુકદારો તથા બંગાળા સિવાયના જમીનદારો જોડાયા હતા. પેશ્વા બાજીરાવના પુત્ર નાના સાહેબનો મિત્ર **તાત્યા ટોપી** ને **ઝાંસીની રાણી** એ આમાં મુખ્ય હતાં. ઝાંસીની રાણીને દત્તક લેવાની ના પાડવાથી નીરૂપાયે તેમાં જોડાઇ હતી, અને નાના સાહેબ પ્રથમ તો અંગ્રેજોના પક્ષમાં હતો છતાં તેના સિપાઇઓએ અંગ્રેજોનાં ખૂન કર્યાં તે બદલ તેને જવાબદાર ગણ્યો એટલે તે પણ બળ્યો. ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ બહુ બહાદુર હતી અને પુરૂષનો પોશાક પહેરીને લડતી હતી છતાં તે સ્ત્રી હોવાથી તેની કેટ-

લીક સુચનાઓ તેના પુરૂષ સાથીઓએ માની નહિ ને પરિણામે તેમનો નાશ થયો.

**બળવાનો અંત**—પંજાબમાંથી લોરેન્સે શીખ લશ્કર મોકલ્યું. તેની મદદવડે અંગ્રેજ સરદાર **નીકલ્સને** દિલ્હી લીધું પણ તે ત્યાં મરાયો. બહાદુરશાહના પુત્રને, પૌત્રને ગોળીથી ઠાર માર્યા ને બાદશાહ-ને બ્રહ્મદેશ મોકલી દીધો.

જનરલ **હેવલોકે** કાનપુર આગળ નાના સાહેબને હરાવ્યો. તે નાસી ગયો તથા બીજા બંડખોરોને પણ હેવલોકે હરાવ્યા. ઈંગ્લાંડથી આવેલા લશ્કરે તાત્યાટોપીને હરાવ્યો. બીજી વખત પણ તે અને ઝાંસીની રાણી હારી ગયાં, રાણી લડતાં મરાઈ અને તાતીઆને પાછળથી ફાંસી દીધી.

લખનૌમાં **સર જેમ્સ ઔટ્રામ** તથા બીજા બીજા સરદારોએ પણ ઠામ ઠામ બળવાખોરોને હરાવ્યા. એ પ્રમાણે બધે ઠેકાણે શાંતિ સ્થાપવામાં આવી.

**બળવાની બીજી બાજુ**—અંગ્રેજો પર કેટલો જુલમ થયો તેનાં લાંબાં વર્ણનો દરેક ઇતિહાસમાં લખવામાં આવે છે પણ બહા-દુરશાહના કે નાના સાહેબના અને ઝાંસીની રાણીના કુટુંબો પરના અત્યાચારો વિષે જો આપણે સાંભળીએ તો અત્યંત દુઃખ થયા સિવાય રહે નહિ. બળવો સમાવી દેતાં અને ત્યાર પછી તેમણે જે ક્રુરતા વાપરી છે તે માણસને છાજે તેવી નથી એ નિઃસંશય છે. પણ આજે તેને આપણા ઇતિહાસમાં સ્થાન નથી.

**બળવો નિષ્ફળ કેમ ગયો?**—આ એક સ્વતંત્રતાનું યુદ્ધ હતું, છતાં (૧) વ્યવસ્થાનો અભાવ. (૨) પ્રજાનું તટસ્થપણું. (૩) હીંદી રાજાઓ તથા પ્રજાની અંગ્રેજોને મદદ મળવાથી તે નિષ્ફળ થયો.

**પરિણામ**—(૧) અંગ્રેજી રાજ્ય દૃઢ થયું. (૨) ફરીથી કોઇ

વખત દેશી સિપાઇઓ માથું ઉંચકે નહિ એવા ઉપાયો લેવામાં આવ્યા. (૩) કંપનીની સત્તા ઉઠી ગઈ. (૪) દેશી રાજાઓ તથા જમીનદારોની વફાદારીની ખાત્રી થઇ તેથી તેમના તરફ સરકારનું માન વધ્યું.

**કંપનીની સત્તાનો અંત** ( ઈ. સ. ૧૮૫૮ )—બળવાને માટે કંપનીને જવાબદાર ગણીને ઈ. સ. ૧૮૫૩ના પટામાં જણાવ્યા મુજબના હકથી પાર્લામેંટે તેના હાથમાંથી હિંદનો કારભાર લઈ લીધો ને તેને બદલે એક સેક્રેટરી ને પંદર સભ્યોને કારભાર સોંપી પાર્લામેંટે પોતાના હાથમાં વહીવટ લીધો. કંપનીનું દેવું હિંદને માથે નાખ્યું. ને ગવર્નર જનરલને વાઇસરોય ( રાજપ્રતિનિધિ ) નો ઇલકાબ આપ્યો. તે મુજબ ઈ. સ. ૧૮૫૮ થી લોર્ડ કેનિંગ હિંદનો પહેલો વાઇસરોય થયો.

**મહારાણીનો ઢંઢેરો** ( ઇ. સ. ૧૮૫૮ )—આ નવા કારભારનો આરંભ મહારાણીના ઢંઢેરાથી ઇ. સ. ૧૮૫૮ ના નવેમ્બરની ૧ લી તારીખથી થયો. તેમાં મહારાણીએ જણાવ્યું કે (૧) હિંદનો કારભાર આજથી અમે અમારા હાથમાં લીધો છે ને પ્રજાને સુખી કરવાનો પ્રયત્ન કરવા સિવાય રાજ્ય વધારવાનો કે બીજો કોઈ અમારો હેતુ નથી. (૨) હિંદના રાજાઓને દત્તક લેવાની છુટ છે. (૩) ધાર્મિક બાબતમાં સરકાર વચ્ચે આવશે નહિ. (૪) જમીન સંબંધીના બધા હકોનું રક્ષણ થશે. (૫) નોકરી આપવામાં ભેદભાવ રહેશે નહિ. (૬) બળવામાં ખૂની સિવાયના બીજા માણસોને માફી મળશે. (૭) દેશને આબાદ કરવા સરકાર બધી ગોઠવણ કરશે. (૮) દેશી રાજાઓની આબરૂ સાચવવામાં આવશે. આ પ્રમાણેનાં વચનોથી હિંદી પ્રજા સંતોષ પામી પણ તેને કાયદાનું સ્વરૂપ નહિ અપાયાથી તેમાંની ઘણી બાબતો પાછળથી પળાઈ નથી. આ ઢંઢેરો કેનિંગે હિંદનાં બધાં મોટાં શહેરોમાં જાહેર કર્યો. ને આથી કંપનીની સત્તાનો અંત આવ્યો.

# પ્રશ્નો.

૧. યુરોપ અને હિંદ વચ્ચે શરૂઆતનો વેપાર કેવી રીતે ચાલ્યો?
૨. કઈ કઇ યુરોપી કંપનીઓ હિંદમાં વેપાર માટે આવી અને છેવટે કઇ કંપની શાથી ફાવી તે જણાવો.
૩. ડુપ્લે, ક્લાઇવ, હેસ્ટીંગ્સ, ટીપુનાં જીવનચરિત્ર લખો.
૪. હિંદમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના કોણે કરી અને તે ઉપર ઇમારત ચણવામાં કોણે કોણે કેવી રીતે ભાગ લીધો?
૫. સહાયકારી લશ્કરની યોજના અને તેનાં પરિણામ જણાઓ.
૬. દ્વિરાજ્ય પદ્ધતિ, દિવાની અને કાયમની જમાબંધી એટલે શું?
૭. રેગ્યુલેટીંગ એકટ અને બોર્ડ ઑાવ કંટ્રોલ વિષે શું જાણો છો?
૮. કલકત્તાનું કારાગૃહ, પ્લાસીનું યુદ્ધ ને પટણાની કતલ ઉપર ટુંકી નોંધ લખો.
૯. 'વેલસ્લીએ હિંદનો નકશો રચ્યો' એ વાક્ય સાબીત કરો.
૧૦. વેલોરનું બંડ ને ચોથો મરાઠા વિગ્રહ વિષે શું જાણો છો?
૧૧. વિલિયમ બેન્ટીકના સુધારા ગણાવો.
૧૨. રણજીતસિંહનું જીવનચરિત્ર લખો.
૧૩. પહેલા શીખવિગ્રહનું વર્ણન કરો તથા ડેલ હાઉસીની રાજ્યનીતિ વિષે તમારો અભિપ્રાય આપો.
૧૪. દેશી સિપાઇઓના બળવાનાં કારણો તથા તેનું સ્વરૂપ અને શાંતિ વિષે જે જાણતા હો તે લખો.
૧૫. બળવામાં ભાગ લેનાર આગેવાનોની હકીકત આપો.
૧૬. પિંઢારા ને ઠગ અને સતી વિષે શું જાણો છો?
૧૭. મહારાણીના ઢંઢેરા વિષે શું જાણો છો?
૧૮. કંપનીને જુદા જુદા વખતે અપાએલા પટાનો સાર લખો.

# વિભાગ—૫ મો

## પ્રકરણ ૧

### શરૂઆતના વાઇસરૉયોનો અમલ.

**લોર્ડ કેનિંગ પહેલો વાઇસરૉય** ( ઇ. સ. ૧૮૫૮–૬૨ )— ઢંઢેરામાં જણાવ્યા મુજબ કેનિંગ ઈ. સ. ૧૮૫૮ થી પહેલા વાઇસરૉય થયો. તેણે દેશમાં મુસાફરી કરી જુદી જુદી જગાએ ઢંઢેરો વાંચી બતાવી શાંતિ સ્થાપી. પછીના સમયમાં કેટલાક સુધારા દાખલ કર્યા. (૧) ખેડુતોના હક સંબંધી કાયદો ધારાસભામાં પસાર કરાવ્યો. (૨) વળી સદર દિવાની અને સદર ફોજદારી કચેરીઓ બંધ કરી હાઇકોર્ટો સ્થાપી (૩) લશ્કરમાં ગોરા સિપાઈનું પ્રમાણ વધાર્યું ને અમલદારોની જગાઓ ગોરાઓને જ આપવાનું નક્કી કર્યું. (૪) રાજ્યકારભારમાં મોટા અધિકારની જગાઓ મેળવવાની પરીક્ષા ઈંગ્લાંડમાં લેવાનું ઠરેલું હતું તે મુજબ પાસ થએલા અધિકારીઓથી ઘણી જગાઓ પુરવાનું નક્કી થયું. આથી હિંદીઓનું પ્રમાણ કારભારમાં નહિ જેવું રહ્યું (૫) વાઇસરૉયની કૌંસિલમાં અને ધારાસભાના અધિકારોમાં કેટલાક ફેરફાર થયા. (૬) કેટલાક નવા પ્રાંતો બનાવી વડીસરકારનો બોજો ઓછો કર્યો. (૭) યુનિવર્સિટીઓની સ્થાપના થઈ. (૮) આવકવેરો ને કાગળની નોટો દાખલ થયાં. આ પ્રમાણે શુદ્ધ મનથી કેટલાક સુધારા કરીને ઈ. સ. ૧૮૬૨ માં ઈંગ્લંડ ગયો.

**લોર્ડ એલ્ગીન** (ઈ. સ. ૧૮૬૨–૬૩)—બીજા વાઇસરૉય તરીકે લોર્ડ એલ્ગીન નીમાયો પણ તે એક વર્ષમાં ગુજરી જવાથી થોડા

વખત તેનું કામ મદ્રાસના ગવર્નરે સંભાળ્યું.

**લૉર્ડ લૉરેન્સ** (ઇ. સ. ૧૮૬૪–૭૯)—એલ્જીનના વખતમાં પંજાબના વહાલી મુસલમાનોએ તોફાન કર્યું. તેથી તે પ્રદેશના અનુભવી લોર્ડ લૉરેન્સને ત્રીજો વાઇસરૉય બનાવ્યો (૧) તેણે વહાલી અને પઠાણ લોકોનાં તોફાન શાંત કર્યાં. (૨) **ભુતાન**ના રાજા સાથેની તકરાર વધી પડવાથી એક નાની લઢાઈ કરી તેની પાસેથી કેટલાંક પ્રગણાં મેળવી સલાહ કરી (૩) કાબુલના અમીરને તેના ભાઇએ ઉઠાડી મૂક્યો તેથી તેણે લોર્ડ લોરેન્સની મદદ માગી પણ તેણે ના પાડી. (૪) તેણે રાજ્યકારભારમાં કેટલા સુધારા દાખલ કર્યા. જેવા (૧) આરોગ્યખાતું ખોલાવવામાં આવ્યું (૨) ગમે તે શહેરમાં પ્રાંતિક સરકાર મ્યુનિસિપાલીટી ઉઘાડી કર વધારી શકે તેમ થયું (૩) દુકાળ નિવારણને માટે રેલ્વે તથા નહેરો માટેનાં ખાતાં ઉઘાડયાં (૪) પોસ્ટ અને તારના દરો ઘટાડયા. તે ઈ. સ. ૧૮૬૯ માં ઈંગ્લાંડ ગયો ત્યાં તેના સારા કારભારને લીધે અમીન બનાવવામાં આવ્યો.

**લૉર્ડ મેયો** (ઇ. સ ૧૮૬૯–૭૨)—ચોથા વાઈસરૉય તરીકે લોર્ડ મેયો ઈ. સ. ૧૮૬૯ માં હિંદ આવ્યો. (૧) તેણે સરહદ પરની રાજ્ય વ્યવસ્થામાં સુધારો કર્યો. (૨) પહેલી વખત વસ્તીપત્રક, થયું. (૩) ઈ. સ. ૧૮૬૯–૭૦ માં મહારાણીના બીજા કુંવર ડયુક ઑાવ એડીનબરો હિંદમાં આવ્યા. (૪) મીઠાના કરમાં અને ઉપજ વેરામાં વધારો કર્યો. (૫) પ્રાંતિક સરકારોને કેટલાક નવા અધિકારો આપ્યા.

તેના વખતમાં આ પાંચ બનાવો બન્યા છે. તેનો કારભાર એકંદરે વખાણવા લાયક હતો. તે ઈ. સ. ૧૮૭૨ માં અંદામાન ટાપુમાંની રાજ્યવ્યવસ્થામાં કેટલાક સુધારા કરવા સારૂ ગયો. ત્યાં શેરઅલ્લી નામના કેદીએ તેનું ખૂન કર્યું ખૂનીને ફાંસી દેવામાં આવી.

**લોર્ડ નોર્થબ્રુક** ( ઇ. સ. ૧૮૭૨–૭૬ )—મેયોના મરણ પછી પાંચમા વાઇસરૉય તરીકે લોર્ડ નોર્થબ્રુકની નીમણૂક થઇ પણ તે હિંદ આવે ત્યાં સુધી મદ્રાસના ગવર્નરે કારભાર ચલાવ્યો. તેણે ઉપજ વેરો કાઢી નાખ્યો અને મીઠા પરનો કર બધી જગાએ એક સરખો કર્યો. ઈંગ્લાંડમાં મુખ્ય પ્રધાન બદલાવાથી નવા પ્રધાનની સાથે તેને મતભેદ પડવાથી તેણે પોતાની જગાનું રાજીનામું આપ્યું. તેના વખતમાં (૧) બલુચિસ્તાનનો નવો પ્રાંત થયો. (૨) મલ્હાવરાવ ગાયકવાડને પદભ્રષ્ટ કરી હાલના સયાજીરાવ ગાયકવાડને દત્તક લેવડાવી ગાદી અપાવી. (૩) ઇ. સ. ૧૮૭૫ માં મહારાણીના પાટવી કુંવર પ્રિન્સ ઑફ વેલ્સ હિંદમાં આવ્યા. (૪) બંગાળા, બિહાર, વગેરે સ્થળોએ દુકાળ પડયો તે વખતે તેણે ભૂખમરો મટાડવા સારી રીતે નાણાં ખરચ્યાં.

**લોર્ડ લિટન** ( ઈ. સ. ૧૮૭૬–૮૦ )—ઈંગ્લાંડનું કાપડ હિંદમાં આવે તે પરની જકાત કાઢી નાખવાનું લોર્ડ નોર્થબ્રુકને ફરમાવવામાં આવ્યું પણ તેણે તેમ ન કરતાં પોતાની જગાનું રાજીનામું આપ્યું અને છઠ્ઠા વાઇસરૉય તરીકે લોર્ડ લિટનની નીમણૂક થઇ. તેણે આવીને જકાત કાઢી નખી. તેના વખતમાં મુખ્ય બનાવ બીજો અફ્ગાન વિગ્રહ છે.

**અફ્ગાન વિગ્રહ બીજો:**—કાબુલના અમીર ઉપર દબાણ ચલાવવા લિટને કાગળો લખવા માંડયા ને લડાઇની તૈયારીઓ કરવા માંડી. એવામાં રૂશિયા ને તુર્કસ્તાન વચ્ચે લડાઇ સળગી તેથી અંગ્રેજોએ તુર્કસ્તાનનો પક્ષ લીધો ને હિંદનું લશ્કર તેના સામે મોકલ્યું. આથી રૂશિયાના લશ્કરે અફ્ગાનિસ્તાનની સરહદ ઉપર આવ જા કરવા માંડી એથી લિટને અફ્ગાનિસ્તાન જોડે ઇ. સ. ૧૮૭૮ માં લડાઇ

જાહેર કરી. શરૂઆતમાં બ્રિટીશ સૈન્ય વિજયી નીવડયું, તેની પછીના વાઇસરૉયે સલાહ કરી.

ઈ. સ. ૧૮૭૭ માં મહારાણી વિકટોરીઆએ કૈસરે હિંદ પદ ધારણ કર્યું, તે બાબત લિટને દિલ્હીમાં ૧ જાનેવારીએ દરબાર ભરી જાહેર કરી. તેણે પ્રાંતિક સરકારની સત્તાઓમાં વધારો કર્યો. કેટલાક માલ પરની જકાત કાઢી નાખી તથા છાપખાનાં પર અંકુશ મૂકયો, તેથી તે અણમાનીતો થઇ પડયો. તેનો કારભાર આપ ખુદ હતો. તે પ્રધાન મંડળ બદલાવાથી ઈ. સ. ૧૮૮૦ માં રાજીનામું આપી ઇંગ્લાંડ ગયો.

---

## પ્રકરણ ૨

### અંગ્રેજી રાજ્ય તરફ વિશ્વાસ ને પ્રીતિ.

**લૉર્ડ રિપન** (ઈ. સ. ૧૮૮૦–૮૪)—લિટન પછી સાતમા વાઇસરોય તરીકે લૉર્ડ રિપન આવ્યો તે લિબરલ પક્ષનો હતો તેથી તેના કારભારથી પ્રજાને વધારે સંતોષ થયો. તેણે ઈ. સ. ૧૮૮૧ માં મૈસુરમાં કમિશનથી રાજ્ય વહીવટ ચાલતો હતો તે બંધ કરી ત્યાંના રાજાને પાછો સોંપ્યો. ને વર્તમાન પત્રો પરનો અંકુશ દુર કર્યો. ઉપરાંત પ્રાંતિક સરકારોને પણ કેટલીક છુટ આપી તેમના કારભારમાં સરળતા કરી આપી.

**સ્થાનિક સ્વરાજ્ય**—રિપનના વિચાર મુજબ હિંદના ભણેલા લોકોને પોતાના કારભારમાં હક મળવા જોઈએ એ હેતુથી તેણે ઈ. સ. ૧૮૮૨માં સ્થાનિક સ્વરાજ્ય એટલે લોકલ બોર્ડ અને મ્યુનિસિપાલીટીઓ સંબંધી ઠરાવ બહાર પાડયો ને પોતાના જાતની તથા

સ્કેરની કેળવણી, સુખાકારી, વગેરે બાબતોમાં લોકો પોતાનો વહીવટ જીલ્લાના મુખ્ય અધિકારીની સંમતિથી કરે તેમ ઠર્યું.

**હંટર કમિટી**—કેળવણીમાં સુધારા કરવા તેણે એક કમિટી નીમી તેનો પ્રમુખ હંટર હતો. તેણે કેટલાક સુધારા બતાવ્યા પણ પાછળથી તે મુજબ અમલ થયો નહિ.

**ઇલબર્ટ બીલ**—ધારાસભાના એક સભ્ય ઇલ્બર્ટે યુરોપીયનો ઉપર હિંદી અમલદાર કામ ચલાવી શકે એવું બીલ રજુ કર્યું પણ અંગ્રેજ વેપારીઓ સામા થવાથી માત્ર ફોજદારી ગુહના માટે પહેલા વર્ગનો હીંદી માજીસ્ટ્રેટ કામ ચલાવી શકે એવું ઠર્યું.

ઉપરનાં બધાં કામોથી અને તેના ઉમદા દીલથી તે ઘણો લોકપ્રિય થઇ ગયો. તે જ્યારે ગયો ત્યારે તેને સારૂં માન મળ્યું.

**લોર્ડ ડફરિન** ( ઇ. સ. ૧૮૮૪-૮૮ )—આઠમા વાઇસરોય તરીકે લોર્ડ ડફરિનની નીમણુક થઇ. તેણે રાવળપીંડીમાં દરબાર ભરી અફગાન અમીરને માન આપ્યું.

ના

**ત્રીજો બ્રહ્મી વિગ્રહ** ( ઇ. સ. ૧૮૮૫-૮૬ )—બ્રહ્મ દેશનો રાજા બીજા દેશોના વેપારીઓને પોતાના દેશમાં છુટ આપીને તેમની મદદથી સ્વતંત્ર થવા મથતો હતો. તેથી તેના વિરોધીઓએ ડફરિનની મદદ માગી. એવામાં તેણે એક અંગ્રેજ કંપનીનો મોટો દંડ કર્યો. તેણે પણ ડફરિનની મદદ માગી આથી લડાઈ થઈ. ત્યાંના રાજા થીબોને પદભ્રષ્ટ કરી બ્રહ્મદેશ ખાલસા કર્યો.

તેના વખતમાં હિંદી રાજ્યકારભારની નોકરી વ્યવસ્થિત થઈ. ઈ. સ. ૧૮૮૭માં મહારાણી વિક્ટોરિયાને ગાદીએ બેઠાને ૫૦ વર્ષ થયાં હોવાથી સુવર્ણ મહોત્સવ ઉજવાયો. અને લેડી ડફરિને હિંદી સ્ત્રીઓ માટે સુવાવડનાં દવાખાનાં તથા દાઇઓ તૈયાર કરવા મોટું ફંડ કર્યું.

**હિંદી મહાસભાની સ્થાપના**—ઇ. સ. ૧૮૮૫માં દેશના આગેવાનો તથા હ્યૂમ સાહેબે મળી આખા હિંદની પ્રજાની વતી **ધી ઇંડીયન નેશનલ કોંગ્રેસ**ની સ્થાપના કરી ને તેની પહેલી સભા મુંબઈમાં વ્યોમેશચંદ્ર બેનરજીના પ્રમુખપણા નીચે ભરી. ડફરિને પણ તેની માગણીઓ વિષે વિચાર કરવા એક કમિટી નીમી તે ઈ. સ. ૧૮૮૮ માં ઈંગ્લાંડ ગયો.

**લોર્ડ લેન્સડાઉન** (ઈ. સ. ૧૮૮૮-૯૪)—નવમા વાઇસરોય તરીકે લોર્ડ લેન્સડાઉનની નીમણુક થઇ. તેણે અફગાનિસ્તાનની સરહદ આગળની ટોળીઓ પર હિંદી સરકારની સત્તા બેસાડી. ઈ. સ. ૧૮૯૩ માં મણિપુરના રાજ્યમાં ખટપટ થવાથી લોકોએ અંગ્રેજ કમિશનરને મારી નાખ્યો તે બંડ પણ દબાવી દીધું. આ બે મુખ્ય કામ સિવાય તેના વખતમાં મીઠા ઉપરનો અને ઉપજ વેરો વધારવામાં આવ્યો. તેના વખતમાં પાર્લામેન્ટે ઈ. સ. ૧૮૯૨માં એક કાયદો પસાર કર્યો, તેથી (૧) વડી ધારાસભામાં ૧૦થી ૧૬ સભ્યો બેસી શકે. (૨) મુંબાઇ મદ્રાસ ને બંગાળાની ધારાસભાઓમાં ૮ થી ૨૦ સભ્યો બેસી શકે (૩) સંયુક્ત પ્રાંતોમાં વધારેમાં વધારે ૧૫ સભ્યો બેસી શકે (૪) યુનિવર્સિટીઓ, વેપારી મંડળો અને જીલ્લાબોર્ડો પોતાના સભ્યો સરકારની મંજુરીથી પોતાના પ્રાંતની ધારાસભામાં મોકલી શકે. (૫) એજ પ્રમાણે પ્રાંતિક ધારાસભાઓ વડી ધારાસભામાં સભ્યો મોકલી શકે (૬) ધારાસભાઓ પ્રશ્નો પૂછી શકે તથા બજેટ ઉપર ચર્ચા કરી શકે. આવી જાતના સુધારા થયા. આ પ્રમાણે હિંદી રાષ્ટ્રીય મહાસભાના સાત વર્ષના પ્રયત્નથી લોકોને માટે ધારાસભાનાં બારણાં ઉઘડયાં ને તેથી સારા આગેવાનોએ રાજકારભારમાં લોકોને રસ લેતા કર્યા. તે ઈ. સ. ૧૮૯૪માં ઇંગ્લાંડ ગયો.

**લોર્ડ એલ્જીન** (ઈ. સ. ૧૮૯૪-૯૮)—દસમા વાઇસરોય

તરીકે આગળ થઈ ગએલા એ જ નામના એલ્જીનનો પુત્ર નીમાયો. તેના વખતમાં (૧) પંજાબને ધારાસભા મળી ને બ્રહ્મદેશમાં લેફ્ટેન્ટ ગવર્નરની નીમણુક થઇ. (૨) લશ્કરમાં એક મુખ્ય સેનાપતિની નીમણુક થઈ. (૩) ઇ. સ. ૧૮૯૭ માં મહારાણી વિકટોરીઆનો હીરક મહોત્સવ ઉજવાયો. (૪) હિંદની નાણાં સંબંધી સ્થિતિ સુધારવા એક બાદશાહી કમીશન નીમાયું. (૫) ઇ. સ. ૧૮૯૬માં મુંબઇમાં પ્લેગ ફાટી નીકળ્યો તથા ત્યાર પછીનાં વર્ષોમાં ઘણા ભાગમાં દુકાળ અને આસામમાં બે વર્ષ સુધી ધરતીકંપ ચાલુ રહ્યો. (૬) પ્લેગની તપાસ માટે પુનામાં ગોરા સિપાઇઓ ઘેરેઘેર તપાસ કરવા મોકલ્યા આથી પ્રજા ઉશ્કેરાઇ ગઇ ને બે અંગ્રેજોનાં ખૂન થયાં. આથી ખૂનીને ફાંશી દીધી. કેસરી પત્રના તંત્રી લોકમાન્ય તિલકને કેદની સજા કરી. મુંબઇમાં તોફાન થયાં, રાજદ્રોહ અને છાપાં ઉપરના કાયદા સખત થયા. (૭) વાયવ્ય સરહદ પરના લોકો તોફાને ચઢયા. આ પ્રમાણે ડહોળાએલું વાતાવરણ મૂકીને એલ્જીન સ્વદેશ ગયો.

---

## પ્રકરણ ૩

## શહેનશાહ સાતમા એડવર્ડનો અમલ.

**લોર્ડ કર્ઝન** (ઇ. સ. ૧૮૯૯–૧૯૦૫)—અગીઆરમા વાઇસરોય તરીકે લોર્ડ કર્ઝન હિંદમાં આવ્યો. તે સ્વતંત્ર વિચારનો હતો. તેનો કારભાર આપખુદ અને અસંતોષ ફેલાવનારો નીવડયો. તે જુના ઇતિહાસ ને સંસ્કૃતિનો મોટો અભ્યાસી હોવા છતાં પોતાના મરણ સુધી એક પ્રાચીન સંસ્કૃતિવાળી પ્રજાનું ભુંડું કરવામાં તેણે પોતાનો ફાળો આપ્યો છે. (૧) બે સરહદ પર બંદોબસ્ત કર્યો. (૨) તેણે

સરહદ પરનો એક નવો પ્રાંત બનાવ્યો. (૩) અફઘાનિસ્તાનના નવા અમીર સાથે સલાહ કરી અને ઇરાનમાં પણ બ્રિટીસ એલચી મોકલીને ત્યાં તથા અરબસ્તાનના કિનારા પર અંગ્રેજોના લાભ જળવાય એવી યોજના થઈ. (૩) તિબેટ ઉપર ચઢાઈ કરી પણ પ્રધાનમંડળે ઠપકો આપ્યાથી તેની સાથે માત્ર વેપારી બાબતના કરાર કરી સલાહ કરી. (૪) કાશ્મીરના રાજાને તેનો અધિકાર પાછો આપ્યો. (૫) નિઝામે વરાડ પ્રાંત કાયમને માટે અંગ્રેજને આપ્યો. (૬) ઇ. સ. ૧૯૦૦ માં છપ્પનીઓ દુકાળ પડ્યો. (૭) ઈ. સ. ૧૯૦૧ માં મહારાણી વિક્ટોરિઆ મરણ પામ્યાં. (૮) ઈ. સ. ૧૯૦૩ માં સમ્રાટ્ સાતમા એડવર્ડનો રાજ્યાભિષેક જાહેર કરવા દિલ્હીમાં મોટો દરબાર ભરવામાં આવ્યો. (૯) બંગાળાના જેવી કાયમની જમાબંધી કરવાની હીલચાલને કર્ઝને દાબી દીધી. (૧૦) ઇ. સ. ૧૯૦૪ માં સહકારી મંડળીઓનો કાયદો થયો. (૧૧) યુનિવર્સિટીઓની વ્યવસ્થા માં સુધારો થયો. (૧૨) પોલીસ ખાતામાં સુધારો કર્યો તથા વેપાર-ને ઉત્તેજન મળે માટે એક નવું ખાતું ખોલવામાં આવ્યું. (૧૩) ઈ. સ. ૧૯૦૪ માં પ્રાચીન ઈમારતોના રક્ષણ માટે એક કાયદો થયો. (૧૪) રેલ્વેનો કારભાર એક બોર્ડને સોંપવામાં આવ્યો. (૧૫) હિંદના ચલણ સંબંધી સુધારો કરી આવક વધારી તેથી મીઠા ઉપરનો કર ઓછો કરવામાં આવ્યો. (૧૬) પ્રાંતિક સરકારોને નાણા સંબંધી જે હક મળેલા હતા તે કાયમના કરી આપ્યા. ઈ. સ. ૧૯૦૪ માં તેની પાંચ વર્ષની મુદત પુરી થવાથી તે વિલાયત ગયો પણ તેનાં આરં-ભેલાં કામ અધુરાં હોવાથી ફરીથી તેની નીમણુક થવાથી તે તે જ વર્ષમાં પાછો આવ્યો. (૧૭) બંગભંગ–ઇ. સ. ૧૯૦૫ માં તેણે પૂર્વ બંગાળા ને પશ્ચિમ બંગાળા એવા ભાગ પાડયા આથી અંગ્રેજ રાજ્ય

પ્રત્યે જબરો અસંતોષ ફેલાયો. પરિણામે અંગ્રેજી રાજ્યનો બહિષ્કાર તથા અંગ્રેજી શિક્ષણ સંસ્થાઓનો પણ કેટલેક ઠેકાણે બહિષ્કાર થયો અને સ્વદેશાભિમાન જાગ્રત થયું ને કોંગ્રેસની ધીમી ચાલથી કંટાળી એક ઉદ્દામ પક્ષ ઉભો થયો. આથી કર્ઝનનો અમલ નીંદાયો. આગળ જતાં કર્ઝને પણ પોતાનાથી હિંદનું જેટલું ભુંડું થાય તેટલું કરવામાં બાકી રાખી નથી. તેને લશ્કરી સેનાપતિ કિચનર સાથે મતભેદ પડવાથી તે ઇ. સ. ૧૯૦૫ માં રાજીનામું આપી ચાલ્યો ગયો.

**લોર્ડ મિન્ટો** ( ઇ. સ. ૧૯૦૫–૧૦ )—બારમા વાઇસરૉય તરીકે લોર્ડ મિન્ટો નીમાયો તેજ વખતે ઇંગ્લાંડમાં હિંદી પ્રધાન તરીકે **લોર્ડ મોર્લિ** હતો. તે ઉદાર મતવાદી હતો અને તેના વિચારોની અસર મિન્ટો ઉપર પણ થઇ માટે આ પાંચ વર્ષનો કારભાર બંનેનો સંયુક્ત કારભાર કહેવાય છે. (૧) ચીન અને રૂશિયા સાથે સલાહ થવાથી પરદેશો સાથેની તકરારનો અંત આવી ગયો. (૨) **રાજકીય ઉકળાટ**—જેમ ડેલ હાઉસીનાં કામોનું પરિણામ કેનિંગને વેઠવું પડયું હતું તેમ કર્ઝનનાં કૃત્યોથી આખાએ હિંદમાં લોકોમાં અસંતોષ ફેલાયો હતો, તેથી કેટલીક જગાએ રાજ્ય સામે ખટપટો થવા લાગી. બંગાળાણાં એણે તીવ્ર સ્વરૂપ લીધું. ને કેટલાક અમલદારોનાં ખૂન પણ થયાં. આથી કાયદાઓ કરી સખ્તાઈ કરવામાં આવી. લોકમાન્ય તિલકને રાજ્યદ્રોહનો આરોપ મુકી ૬ વર્ષની કેદ આપી ને દેશભક્ત લાલા લજપતરાયને દેશપાર કર્યા. ઇ. સ. ૧૯૦૭ માં સુરતની કોંગ્રેસમાં ભંગાણ પડયું.

**મિન્ટો મોર્લિના સુધારા** ( ઈ. સ. ૧૯૦૯ )—હિંદી પ્રધાન લોર્ડ મોર્લિએ ઈ. સ. ૧૯૦૮ માં એક જાહેરનામું બહાર પાડીને સુધારા આપવાની આશા આપી અને (૧) તેની રૂએ હિંદી પ્રધા-

નની કૌંસીલમાં બે હિંદી સભ્યોને નીમ્યા. (૨) વાઇસરોયની કૌંસીલમાં સત્યેન્દ્ર પ્રસન્ન સિંહાને નીમ્યા જે પાછળથી સર અને છેવટે લોર્ડ થયા હતા. (૩) ગવર્નરોની કૌંસિલમાં પણ એકેક હિંદીની નીમણૂક કરાવી. આટલો સંતોષ આપીને પછી તેણે ઇ. સ. ૧૯૦૯ માં ધારાસભાના હક્કોનો કાયદો પસાર કરાવ્યો. આ સુધારા મળ્યા તે મિન્ટો મોર્લિના સુધારા કહેવાય છે. આ કાયદાથી (૧) પ્રાંતિક ધારાસભાના ૬૦ સભ્યોમાં માત્ર ૨૮ અમલદારો હોવા જોઇએ (૩) તાલુકદારો. યુરોપિયન વેપારી મંડળો, મુસલમાનો અને શીખોને ખાસ પ્રતિનિધિ મોકલવાનો હક્ક મળ્યો (૪) બધી ધારાસભાઓને પ્રશ્નો પૂછવાના, ઠરાવો રજુ કરવાના અને બજેટ ઉપર ટીકા કરવાના હક મળ્યા.

**પરિણામ**—આ સુધારાથી હિંદીઓને કારભારમાં વધારે હિસ્સો મળ્યો નહિ. તેથી અસંતોષ ચાલુજ રહ્યો.

ઇ. સ. ૧૯૧૦માં શહેનશાહ સાતમા એડવર્ડ મરણ પામ્યા ને પાંચમા જ્યોર્જ ગાદીએ આવ્યા. મિન્ટો એ જ વર્ષમાં સ્વદેશ ગયો.

---

# પ્રકરણ ૪

## સાંપ્રત સમય

**લોર્ડ હાર્ડિંજ** (ઇ. સ. ૧૯૧૦–૧૬)—તેરમા વાઇસરૉય તરીકે અગાઉ થઇ ગયેલા લોર્ડ હાર્ડિંજ આવ્યો.

**દિલ્હીમાં રાજ્યાભિષેક** (ઇ. સ. ૧૯૧૧)—શહેનશાહ પાંચમા જ્યોર્જના રાજ્યાભિષેકની ક્રિયા ઇંગ્લાંડમાં ઇ. સ. ૧૯૧૧ના જુન માસમાં થઇ અને ત્યારપછી ડીસેમ્બરની ૧૨ મી તારીખે દિલ્હીમાં થઈ. આ વખતે એક મોટો દરબાર ભરવામાં આવ્યો હતો. નામદાર

શહેનશાહે તે વખતે જાહેર કર્યું કે (૧) હિંદી લશ્કરી અમલદારોને વિકટોરિઆ ક્રોસ મળી શકશે. (૨) કેળવણી માટે ૫૦ લાખની બક્ષીસ આપી. (૩) બંગાળાના ભાગલા રદ કરવામાં આવ્યા. (૪) હિંદની રાજ્યધાની કલકત્તાથી બદલી દિલ્હી રાખવામાં આવી (૫) પ્રાંતિક સરકારો સ્વતંત્ર રહે ને હિંદી સરકાર માત્ર દેખરેખ રાખે એવું તંત્ર ઘડવાની આશા આપી આથી હિંદમાં સંતોષ થયો.

**પરિણામ**—શહેનશાહ જ્યોર્જ તથા મહારાણી તા. ૨ જી ડીસેમ્બરથી તા. ૧૦ મી જાનેવારી સુધી હિંદમાં રહ્યાં તે દરમ્યાન તેમને ઘણું માન મળ્યું. ડીસેમ્બરની ૨૩ મી તારીખે વાઇસરૉયે જ્યારે દિલ્હીમાં રાજ્યધાની માટે પ્રથમ પ્રવેશ કર્યો ત્યારે તેમના પર બૉમ્બ ફેંકાયો પણ ગુનહેગાર પકડાયો નહિ. વાઇસરૉય બચી ગયા પણ ગંભીર ઇજા થઈ. આ ઉપરથી જણાય છે કે હિંદમાં સંપૂર્ણ સંતોષની લાગણી ફેલાઈ નહોતી.

**મહાયુદ્ધ**—ઈ. સ. ૧૯૧૪ ના ઓગસ્ટમાં યુરોપમાં એક બાજુ ઈંગ્લાંડ, ફ્રાંસ, રૂશિયા, બેલ્જીયમ, વગેરે અને બીજી બાજુએ જર્મની, ઑસ્ટ્રીઆ, તુર્કસ્તાન વગેરે રાજ્યો વચ્ચે મહાયુદ્ધ થયું. આથી પ્રત્યક્ષ કે પરોક્ષ આખી દુનિયા ઉપર તેની અસર થઈ. આ પ્રસંગે હિંદનું ઘણુંખરૂં લશ્કર લઢવા ગયું, ઉપરાંત પ્રજાએ માણસોની તથા નાણાંની ઘણી મદદ આપી. ઇંગ્લાંડની સરકારે મુસલમાનોનાં પવિત્ર સ્થળો મક્કા, મદીના વગેરેના રક્ષણનું વચન આપ્યું તથા હિંદને સ્વરાજ્યની આશા આપી. લોકોએ સંપૂર્ણ શાંતિ જાળવી ને સંપૂર્ણ વફાદારી બતાવી. હાર્ડિંજની મુદતમાં ૧ વર્ષનો વધારો કરવામાં આવ્યો તેથી તે ઈ. સ. ૧૯૧૬ માં ઇંગ્લાંડ ગયો તે વખતે તેને અપૂર્વ માન મળ્યું. ત્યાં ગયા પછી પણ તેણે હંમેશાં હિંદના ભલા તરફ ધ્યાન રાખ્યું છે.

**લોર્ડ ચેમ્સફર્ડ** (ઇ. સ, ૧૯૧૬–૨૨) ચૌદમા વાઇસરૉય તરીકે લોર્ડ ચેમ્સફર્ડની નીમણુક થઇ. (૧) **અફગાનવિગ્રહ**-અફગાન અમીરે હિંદ પર ચઢાઇ કરી પણ તેને પાછું જવું પડયું. હિંદી સરકારે તેને સ્વતંત્ર રાજ્ય ગણવાની કબુલાત આપી. પણ સરહદ પરની ટોળીઓની લઢાઇ ચાલુજ રહી. (૨) **મહાયુદ્ધનો અંત** ઇ. સ. ૧૯૧૮ માં કામચલાઉ સુલેહથી આવ્યો. આ પહેલાં એપ્રીલ માસમાં મિત્ર રાજ્યોની સ્થિતિ નબળી પડવાથી દિલ્હીમાં યુદ્ધ પરિષદ્ ભરીને વાઇસરૉયે પ્રજાના આગેવાનોની મદદથી નાણાં ને માણસોની મદદ માગી. તે વખતે મહાત્મા **ગાંધીજી** જેવાએ પણ સરકારને મદદ કરી. (૩) યુદ્ધના અંત પછી હિંદ તરફથી લોર્ડ સિંહા ને બિકાનેરના મહારાજાને પ્રતિનિધિ તરીકે સુલેહના કરારમાં સહી કરવાની છુટ મળી. આ સિવાય બીજું પણ કેટલુંક કહેવાતું માન મળ્યું અને લોર્ડ સિંહાને મદદનીશ ભારતમંત્રીની જગા મળી. (૪) ઇ. સ. ૧૯૧૬ માં મીસીસ એની બીસેન્ટે હોમરૂલ લીગ સ્થાપી અને સ્વરાજ્યની માગણીને તિવ્રસ્વરૂપ આપ્યું. પછી કોંગ્રેસ અને મુસ્લીમલીગે એકત્ર થઇ સ્વરાજ્યની માગણી કરી આથી ઇ. સ. ૧૯૧૭ માં હિંદી પ્રધાન લોર્ડ મોંટેગ્યુએ હિંદને જોખમદાર સ્વરાજ્ય આપવાનું જાહેર નામું પાર્લામેન્ટમાં વાંચ્યું અને પછીના વર્ષમાં વાઇસરૉય હિંદમાં સુધારાની તપાસ માટે ફર્યા, પછી તેમણે પોતાનો રિપોર્ટ બહાર પાડયો. (૫) ઇ. સ. ૧૯૧૯ માં રાજ્યદ્રોહને દાબી દેવાના બાનાથી **રોલેટ એકટ** કે કાળા કાયદા બહાર પાડયા અને એક તો પસાર પણ કર્યો. આથી ગમે તેવા આગેવાનને પણ સાધારણ પોલીસ કોઇપણ જાતનું સ્પષ્ટ કારણ આપ્યા સિવાય પકડી શકે તેવો હક મળતો હતો તેથી દેશમાં અસંતોષ થયો. (૬) આથી મહાત્મા

ગાંધીજીએ **સત્યાગ્રહ**નો રસ્તો બતાવ્યો પણ પ્રજા તેને બરાબર સમજી નહિ ને અમદાવાદ, વીરમગામ તથા પંજાબમાં તોફાન થયાં. (૭) આ સમયનો લાભ લઈ પંજાબમાં જનરલ ડાયરે જલીયાનવાલા બાગમાં મેળા માટે એકઠા થયેલા નિર્દોષ-લોકો પર ગોળીઓ છોડી ને તેમને પેટે ચલાવ્યા. ઉપરાંત બીજા અમલદારોએ પણ વિદ્યાર્થીઓને સતાવ્યા. ને ઘણી જગાએ નિર્દોષને માર તથા જેલ મળી. પંજાબમાં માણસને ન છાજે એવો જુલમ થયો. (૮) આ માટે હંટરના પ્રમુખપણા નીચે એક કમિટી નીમાઈ, તેમાંના હિંદી સભ્યો યુરોપીયનોનાથી જુદા પડયા. (૯) આખા દેશમાં સખત અસંતોષ ફેલાઇ ગયો.

**મોન્ટેગ્યુ ચેમ્સફોર્ડના સુધારા** (ઈ. સ. ૧૯૧૯)—હિંદી પ્રધાનના ને વાઇસરોયના રિપોર્ટ ઉપરથી ઈ. સ. ૧૯૧૯માં હિંદને સુધારા આપવાનો કાયદો પસાર થયો. આથી હિંદીઓને કેટલીક વધારે અનુકુળતા મળી, તેથી મહાત્મા ગાંધીજી જેવાએ પણ સરકારનો પક્ષ કરી સુધારાને ગ્રહણ કરવા હિંદી આગેવાનોને સમજાવ્યું. આ સુધારા મુજબ ઈ. સ. ૧૯૨૧માં ડયુક ઓફ કોનોટે નવી ધારાસભાઓ ખુલ્લી મૂકી. સુધારાની વિગતવાર હકીકત રાજ્ય બંધારણમાં આપવામાં આવશે.

**અસહકાર** (ઈ. સ. ૧૯૨૦)—યુરોપની સુલેહથી મુસલમાનોને ખિલાફતના સંબંધમાં અંગ્રેજ સરકારે આપેલું વચન પાળ્યું નહિ અને પંજાબના જુલમનો ઈન્સાફ પણ મળ્યો નહિ. તેથી મહાત્મા ગાંધીજીએ સરકાર સાથે **અસહકાર** કરવાની સલાહ આપી. આ ઠરાવ સૌથી પહેલાં અમદાવાદમાં ગુજરાત રાજકીય પરિષદે પસાર કર્યો પછી કલકત્તામાં કોંગ્રેસની ખાસ બેઠક મળી તેણે પણ પસાર કર્યો અને ડીસેમ્બરમાં નાગપુરમાં મળેલી કોંગ્રેસની વાર્ષિક બેઠકે પણ તે ઠરાવ કબુલ રાખી દેશને તે ઠરાવને અમલમાં મૂકવા માટે વિનંતી કરી. તેથી સરકારી ધારાસભાઓ, નિશાળો, કચેરીઓ ને ખિતાબો છોડવાની

અને ખાદી પહેરવાની ચળવળ દેશમાં ખૂબ ફેલાઇ અને કોઇ વખત નહિ જોએલો એવો ઉત્સાહ દેશમાં વ્યાપી રહ્યો. કોંગ્રેસે પણ પોતાના બંધારણમાં કેટલાક અગત્યના ફેરફાર કર્યા. ઈ. સ. ૧૯૨૧માં અમદાવાદમાં મહાસભાની બેઠક થઈ ત્યારે સ્વરાજ્ય નજીક આવતું હોય તેમ લાગ્યું પણ મહાત્માજીએ ધારેલી તેવી શાંતિ નહિ રહેવાથી તરતને માટે કાયદાના ભંગની હીલચાલ બંધ પાડી. ત્યારપછી ઇ. સ. ૧૯૨૨ ના માર્ચ માસમાં સરકારે મહાત્માજીને જેલમાં પુર્યા પછી અસહકારનું જોર નરમ પડી ગયું.

**નરેન્દ્ર મંડળ**—નવા સુધારાઓ વખતે દેશી રાજાઓનું એક નરેન્દ્ર મંડળ સ્થાપ્યું પણ તેમાં મોટાં રાજ્યો ભાગ લેતાં નથી. તેનું કામ ખાનગી ચાલે છે.

લડાઇ બંધ થયા પછી વેપારમાં મંદી આવી ગઈ અને પ્લેગ ને ઇન્ફલ્યુએન્ઝાથી ઘણાં માણસો મરણ પામ્યાં. ઈ. સ. ૧૯૨૧માં ચેમ્સફોર્ડ વિલાયત ગયો.

**લૉર્ડ રીડીંગ** (ઇ. સ. ૧૯૨૧–૨૬)--પંદરમા વાઇસરૉય તરીકે લોર્ડ રીડીંગની નીમણુક થઈ. તેના વખતમાં (૧) પ્રાંતોમાં પ્રજાને સોંપાયેલાં ખાતાંમાં વિકાસ થયો (૨) નાગપુર, દિલ્હી લખનૌ ને ઢાકામાં યુનિવર્સિટીઓ સ્થપાઇ (૩) તુકાજીરાવ હોલકરને પદભ્રષ્ટ કરવામાં આવ્યા. (૪) નિઝામે વરાડની માગણી કરી તેનો જવાબ આપવાથી અંગ્રેજ સરકારનો સાર્વભૌમ હક જણાયો. (૫) વડી ધારાસભામાં અગત્યની બાબતોમાં વાઇસરૉયે પોતાની સત્તાનો ઉપયોગ કરવાથી પ્રજાને સુધારાના પોગળની વધારે ખાતરી થઈ. તે ઈ. સ. ૧૯૨૬ ના મે માં ઈંગ્લાંડ ગયો. હાલ તેની જગાએ **લૉર્ડ ઈર્વીન** છે.



# પ્રશ્નો

૧ લોર્ડ કેનિંગના સુધારા ગણાવો.

૨ લોર્ડ લિટનની અપ્રિયતાનાં અને રિપનની પ્રજાપ્રિયતાનાં કારણો લખો

૩ સ્થાનિક સ્વરાજ્યનો ઠરાવ તથા ઇલ્બર્ટબીલ વિષે શું જાણો છો?

૪ રાષ્ટ્રીય મહાસભા વિષે ટુંકી નોંધ લખો

૫ એલ્જીનના વખતનાં અસંતોષનાં કારણો આપો.

૬ કર્ઝનના સુધારા ગણાવો. તથા બંગ ભંગ વિષે ટુંકી નોંધ લખો

૭ મિન્ટો મોર્લીના સુધારાની મુખ્ય કલમો ગણાવો.

૮ ઈ. સ. ૧૯૧૧ ના દિલ્હી દરબાર વખતે જાહેર થયેલી બાબતો ગણાવો.

૯ મહાયુદ્ધ વખતે હિંદે જે ભાગ ભજવ્યો હોય તે જણાવો

૧૦ રોલેટ એકટ, અસહકાર ને નરેદ્રમંડળ વિષે શું જાણો છો?

# હિંદનું રાજ્યબંધારણ

## પ્રકરણ ૧

**બ્રિટિશ સામ્રાજ્ય**—બ્રિટિશ સામ્રાજ્યમાં મૂળ દેશ ગ્રેટબ્રિટન ને આયર્લાંડ તથા કેનેડા, આસ્ટ્રેલિયા જેવાં સંસ્થાનો, દક્ષિણ મધ્ય આફ્રિકા જેવાં રક્ષિત રાજ્યો અને હિંદુસ્તાન જેવાં તાબાના મુલકોનો સમાવેશ થાય છે.

**હિંદુસ્તાન તાબાનો મુલક શી રીતે બન્યું?**—ઇ. સ. ૧૭૭૩ સુધી હિંદમાંનો અંગ્રેજી મુલક યુનાઇટેડ ઇસ્ટ ઈંડીયા કંપનીની માલિકીનો હતો. અને તેનો બધો વહીવટ કંપનીના ડીરેકટરો કરતા પણ રેગ્યુલેટીંગ એકટથી કંપનીના અધિકાર ઉપર બ્રિટીશ સરકારની સત્તા નક્કી થઇ. એ એકટથી રાજ્ય પદ્ધતિસર અને ન્યાયી રીતે ચાલે એવી ગોઠવણ થઇ.

ઇ. સ. ૧૭૮૪ માં પીટનું હિંદી બીલ પસાર થયું તેથી કંપની માત્ર વેપારનું જ કામ કરે અને સરકારના નીમેલા અધિકારીઓની મંડળી ( બોર્ડ ઑાવ કન્ટ્રોલ ) બધો રાજ્ય વહીવટ સંભાળે, આથી ખરેખરી સત્તા બૉર્ડની થઈ.

ત્યાર પછી રેગ્યુલેટીંગ એકટમાંની કલમ પ્રમાણે દર વીસ વર્ષે કંપનીને નવો પટો આપવામાં આવતો. અને તેમાં તેની સત્તા ઓછી કરવામાં આવતી હતી. ઈ. સ. ૧૮૧૩ માં સત્તા કંપનીના હાથમાંજ રહી છતાં તે ઉપર સર્વોપરી સત્તા તરીકે ઈંગ્લાંડની સરકારનો હક થયો આથી બંનેની **સંયુક્ત માલિકી** થઇ.

ઇ. સ. ૧૮૩૩ ના પટામાં જાહેર થયું કે કંપનીના હાથમાં જે મુલક છે તે માત્ર એક ટ્રસ્ટ રૂપે છે **ખરી માલિકી રાજાની છે.**

ઇ. સ. ૧૮૫૩ ના પટા મુજબ કંપની પાસેથી ગમે ત્યારે સત્તા લઇ શકાય એવું તથા અમલદારો નીમવાની સત્તા લઇ લેવાનું જાહેર થયું. અંતે ઈ. સ. ૧૮૫૭ ના બળવાને લીધે કંપનીની સત્તા નાશ પામી અને ઇ. સ. ૧૮૫૮ થી સર્વ સત્તા બ્રિટીશ પ્રધાન-મંડળના એક પ્રધાન હિંદી પ્રધાનને મળી.

**હિંદના કારભારમાં થયેલા અગત્યના ફેરફારો**—ઇ. સ. ૧૮૩૩ માં **હિંદીઓને** મોટી જગાઓ તથા પદવીઓ આપવાનું ઠર્યું. તેની સાથે બેન્ટિકે મુંબઈ ને મદ્રાસની કાયદા ઘડવાની સત્તા પોતાના (ગવર્નર જનરલના) હાથમાં લીધી.

ઇ. સ. ૧૮૬૧ માં કેનિંગે પ્રાંતિક સત્તાના પ્રતિનિધિત્વનું બીજ રોપ્યું. તેણે પ્રાંતોને રાજકીય સત્તા સોંપવાની શરૂઆત કરી. તેમાં મેયો, લિટન ને રિપને વધારો કર્યો. ઇ. સ. ૧૮૬૧ ની સાલમાં પહેલવહેલી ગવર્નર જનરલના હાથ નીચે પ્રાંતિક **ધારાસભાઓ** સ્થપાઇ અને **વડીધારાસભા** પણ થઇ. એ જ વર્ષથી દરેક ધારાસભામાં થોડા હિંદી સભાસદો દાખલ થયા.

ઇ. સ. ૧૮૯૨માં **કાઉન્સીલ એકટ** થયો. તે આધારે હિંદી સભાસદોની નીમણુક માટે ચુંટણીનું ધોરણ દાખલ કરવામાં આવ્યું. ધારાસભાઓ મોટી બની અને તેમાં જુદાં જુદાં મંડળોના પ્રતિનિધિઓ દાખલ થયા.

ઇ. સ. ૧૯૦૯ માં **મિન્ટો-મોર્લિના સુધારા** થયા, આથી (૧) ધારાસભામાં હિંદીઓની સંખ્યા વધી. (૨) સભાસદો માટે કેટલેક અંશે ચુંટણીનું ધોરણ નક્કી થયું. (૩) મત આપવાના અધિકારોનો વિસ્તાર થયો (૪) પ્રાંતિક ધારાસભામાં બીન સરકારી સભ્યોની વધુમતી થઈ. પણ વડી ધારાસભામાં સરકારની વધુમતી રહી. (૫)

દરેક કારોબારી સભામાં એક એક હિંદી સભ્ય નીમાયો ને (૬) હિંદી પ્રધાનની ઈંડીયા કૌંસીલમાં પણ બે હિંદીઓને જગા મળી.

**મોંન્ટેગ્યુ ચેમ્સફર્ડના સુધારા** ( ઈ. સ. ૧૯૧૯ )—ઇ. સ. ૧૯૧૭માં 'ગવર્નમેંટ ઓફ ઇંડીઆ બીલ' રજુ થયું તેમાં (૧) હિંદી પ્રધાનનો અંકુશ સ્હેજ ઓછો કરવો (૨) વાઇસરૅાયની કારોબારી સભામાં હિંદીઓ દાખલ કરવા (૩) વડી ધારાસભાના બે કૌંસીલ ઓફ સ્ટેટ અને લેજીસ્લેટીવ એસેમ્બલી એવા બે ભાગ પડયા અને તેમાં ચુંટાએલા સભ્યોની બહુમતી રાખવી (૪) પ્રાંતિક કારોબારમાં કેટલાંક ખાતાં પ્રજાના પ્રતિનિધિઓને સોંપવાં અને કેટલાંક સરકારના કારોબારી કૌંસીલરોના હાથમાં રાખવાં. (૫) પ્રાંતિક કારોબારમાં પ્રજાને સાંપેલાં ખાતાંની સંખ્યામાં વધારો કરી છેવટે પ્રાંતિક સ્વરાજ્ય આપવું. આ પ્રમાણે ઈ. સ. ૧૯૨૧ થી અમલ થયો છે અને હવે વધુ સુધારા આપવા માટે એક કમિશન જુબાનીઓ લે છે.

---

## પ્રકરણ ૨.

## હિંદી પ્રધાન ને ઇંડિઆ ઓફિસ.

**હિંદી પ્રધાન**—ઇંગ્લાંડના રાજા તથા પાર્લામેન્ટને હિંદ વિષેના કાયદા ઘડવાનો તથા કારોબાર ચલાવવાનો સંપૂર્ણ અધિકાર છે પરંતુ ખરેખરી રીતે પાર્લામેન્ટ માત્ર હિંદના વહીવટ પર દેખરેખ રાખે છે. તેના વતી હિંદી પ્રધાન હિંદનો વહીવટ ચલાવે છે. તે બ્રિટીશ પ્રધાનમંડળમાં એક સભ્ય હોય છે અને તેને દરવર્ષે હિંદના વહીવટ વિષેનો રિપોર્ટ તથા પાર્લામેન્ટના સભ્યોના પ્રશ્નોના જવાબ આપવા

પડે છે. હિંદના વહીવટ માટે તે જવાબદાર ગણાય છે ને વાઈસરૉયને તેની સૂચના મુજબ ચાલવું પડે છે. તેની મંજુરી સિવાય હિંદી સરકાર યુદ્ધ કરી શકે નહિ. ઘણી ખરી મોટી નીમણુકોની અને નોકરીમાંથી રજા આપવાની સત્તા પણ તેની છે. તેના હાથ નીચે બે નાયબ પ્રધાનો હોય છે, તેમાંનો એક પાર્લામેંટમાં હાજર રહી તેને મદદ કરે છે અને બીજો ઓફીસનો વહીવટ ચલાવે છે.

**ઇંડિઆ કૌંસીલ**—એ હિંદી પ્રધાનને સલાહ અને મદદ આપે છે. નાણાં સિવાયની બાબતમાં તેની સલાહ પ્રમાણે ચાલવાને હિંદી પ્રધાન બંધાએલો નથી. તેમાં ૮ થી ૧૨ સભ્યો હોય છે. આમાંના ૩ હિંદી હોવા જોઇએ અને અર્ધા સભ્યો ઓછામાં ઓછા ૧૦ વર્ષ હિંદમાં રહેલા હોવા જોઇએ તથા તેમને હિંદ છોડયાને ૫ વર્ષથી વધારે વર્ષ થએલાં ન હોવાં જોઇએ. આ સભ્યોનો પગાર દર વર્ષે ૧૨૦૦ પૌંડ હોય છે. હિંદી સભ્યોને તે ઉપરાંત ૬૦૦ પૌંડ ભથ્થાના મળે છે.

**ઇંડીઆ ઓફીસ**—હિંદી પ્રધાન અને ઇંડીઆ કૌંસીલની લંડનમાં મોટી ઓફીસ છે, તે ઇંડીઆ ઓફીસ કહેવાય છે. આ ઓફીસનો ખર્ચ ઇ. સ. ૧૯૨૧ પહેલાં હિંદની તીજોરીમાંથી અપાતો પણ હાલમાં બ્રિટીશ તીજોરીમાંથી અપાય છે.

**હાઈ કમીશનર**—એ ઇંગ્લાંડમાં રહી હિંદી સરકારની વકાલત કરે છે. નાણાં ઉછીનાં લેવાં, માલ ખરીદવો, કંટ્રાકટ આપવા, પેન્શન ચુકવવાં ને હિંદી વિદ્યાર્થીઓની સંભાળ રાખવાનાં કામ કરે છે. હાલ એ જગાએ સર [illegible] છે.

# પ્રકરણ ૩.

## હિંદી સરકાર ને તેની સભાઓ.

**વાઇસરૉય**—તે હિંદના ગવર્નર જનરલ અને વાઇસરાય કહેવાય છે, તે હિંદમાંના તમામ ગવર્નરો અને બીજા અમલદારોનો ઉપરી છે. તેની મંજુરી સિવાય હિંદમાં એક પણ કાયદો પસાર થઈ શકતો નથી. દેશી રાજ્યોના સંબંધમાં તેને સંપૂર્ણ સત્તા છે. રાજાની માફક તે કોર્ટોએ કરેલી સજા માફ અથવા ઓછી કરી શકે છે. તેનો વાર્ષિક પગાર રૂા. ૨૫૬૦૦૦ હોય છે.

**વડી કારોબારી સભા**—આ સભા વાઇસરૅાયને કારભાર ચલાવવામાં મદદ કરે છે. તેમાંના દરેક સભ્યને એક ખાતું સોંપાય છે. આ સભા ને વાઇસરૅાય મળી **હિંદી સરકાર** કે **વડી સરકાર** કહેવાય છે.

વાઇસરૅાય પોતે **પરરાજ્ય ખાતું** ચલાવે છે, સેનાપતિ **લશ્કર ખાતું** સંભાળે છે, **લૉ મેમ્બર** ( કાયદાશાસ્ત્રી ) કાયદા વગેરે શાંતિની બાબતો જુએ છે. આ સિવાય પબ્લિક વર્કનું ખાતું, નાણાં શાસ્ત્રીનું ખાતું, દેશના વેપાર ઉદ્યોગ પર લક્ષ રાખનાર, કેળવણી ખાતાના, એમ બીજા પણ સભ્યો છે. સઘળા ખાતાંને લગતા કાયદાના ખરડા લૉ મેમ્બરને તૈયાર કરવા પડે છે. દરેક મેમ્બર પોતાના ખાતાની નાની બાબતો પતાવે છે પણ મોટી બાબતમાં આખી કૌંસીલ બોલાવવી પડે છે. વાઇસરૅાય તેમની સલાહ લે છે પણ તે પ્રમાણે ચાલવાને બંધાએલો નથી. આ સભામાં ત્રણ હિંદીઓ હોય છે. તેમની મુદત ૫ વર્ષની અને પગાર રૂ. ૮૦૦૦૦ હોય છે. હિંદી સરકાર 'ગવર્નર જનરલ ઇન કૌંસીલ' એ નામથી ઓળખાય છે.

**કૌંસીલ ઑફ સ્ટેટ**—એ વડી ધારાસભાનો પહેલો ભાગ છે. તેને હિંદને લગતા ધારા ઘડવાનું કામ હોય છે. તેમાં ૬૦ સભ્યો હોય

છે, જેમાંના ૩૩ ચુંટાએલા હોય છે. તેની ચુંટણી માટેનો અધિકાર અ ૨૧ વર્ષની ઉમ્મરના કે તેથી મોટા બ્રિટીશ હિંદમાં રહેનાર રૂા. ૨૦૦૦નો જમીન વેરો કે રૂ. ૩૦૦૦૦ ની વાર્ષિક આવક પરનો વેરો ભરનાર બ મ્યુનિસિપાલિટીના પ્રમુખ ને ઉપપ્રમુખ ક યુનિવર્સિટીના ફેલો ડ આખા ગામના ધણી. એ બધાને મળે છે.

**લેજીસ્લેટીવ એસેમ્બ્લી**—આ નીચલી ધારાસભા છે, તેને પણ ધારા ઘડવાનું કામ સોંપાએલું છે. તેમાં ૧૪૪ સભ્યો છે, જેમાંના ૧૦૩ ચુંટાએલા છે. એક વરાડ પ્રાંતનો પણ ચુંટાઇને આવે છે ને બાકીના ૪૦ સરકાર નીમે છે. જેમાં ૨૬ કરતાં વધારે અમલદાર હોતા નથી. આ સભા પોતાનો પ્રમુખ પોતેજ ચુંટે છે. હાલમાં શ્રી૰ વિઠ્ઠલભાઇ ઝવેરભાઈ પટેલ તે જગાએ છે.

આ સભાસદોની ચુંટણીનો અધિકાર અ ૨૦ વર્ષની ઉમ્મરના કે તેથી મોટા બ્રિટીશ હિંદના વતની જે દર વર્ષે રૂા. ૭૫ જમીન મહેસુલ ભરનાર તથા બ આવકવેરો ભરનાર બધાને હોય છે.

**કાયદા કેમ પસાર થાય**—જ્યારે સરકારને કોઇ કાયદો પસાર કરવો હોય ત્યારે તે પહેલાં નીચલી સભામાં રજુ થાય પછી કૌંસીલ ઓફ સ્ટેટમાં રજુ થાય છે, પણ જો નીચલી સભા રદ કરે છતાં ગવર્નર જનરલ તે ઉપલી સભામાં રજુ કરી શકે ને પાસ કરાવી લે છે. કદાચ નીચલી સભા બીલ પાસ કરે તેમાં ઉપલી સભા ફેરફાર કરે તે નીચલી સભાને ના પસંદ હોય છતાં ગવર્નર જનરલની મરજી હોય તો બંને સભાની સંયુક્ત બેઠકમાં તેનો નિકાલ થાય છે. સરકારની મંજુરીવાળો સુધારો રદ કરવાની સત્તા નીચલી સભાને નથી.

બીન સરકારી બીલ પ્રથમ પોતાની સભામાં રજુ થાય છે ત્યાં પાસ થયા પછી બીજી સભામાં મોકલાય છે. જો બંને સભા વચ્ચે

મતભેદ પડે તો સંયુક્ત બેઠકથી નીકાલ થાય છે. બધાં બીન સરકારી બીલોની બાબતમાં ગવર્નર જનરલ અને શહેનશાહની મંજુરી, અમુક વખત સુધી મુલતવી રાખવાની અને ના મંજુર કરવાની સત્તા હોય છે. એટલે કે ગવર્નર જનરલ કોઇ પણ બીલ બંને સભામાંથી પસાર થયું હોય છતાં ના મંજુર કરી તેને કાયદાનું રૂપ અપાતું અટકાવી શકે છે. વળી છેવટના ઉપાય તરીકે બંને સભાને વીખેરી નાખવાનો અધિકાર પણ ગવર્નર જનરલને હોય છે.

---

## પ્રકરણ ૪

## પ્રાંતિક સરકાર

**વિભાગો અને તેના ઉપરીઓ**—બ્રિટીશ હિંદના ૧૫ વિભાગ કરેલા છે, તેમાંના ૮ પ્રાંતો ગવર્નરના હાથ નીચે છે. તેમને કારોબારી સભા અને ધારાસભાની મદદ હોય છે. બાકીના સાત પ્રાંતોમાં લેફ્ટેનન્ટ ગવર્નર, ચીફ કમિશનર, એજન્ટ કે રેસિડેન્ટ હોય છે. દરેક ગવર્નરની નીમણુક શહેનશાહ હિંદી પ્રધાનની સલાહથી કરે છે અને બંગાળા, મુંબઇ ને મદ્રાસ એ ત્રણ ઇલાકાના ગવર્નરો સિવાયના ગવર્નરોની નીમણુક વખતે ગવર્નર જનરલની પણ સલાહ લેવામાં આવે છે. એ નીમણુકો ૫ વર્ષ માટેની હોય છે. મુંબઈ, મદ્રાસ ને બંગાળા ગવર્નરોનો પગાર રૂા. ૧૨૮૦૦૦ બિહાર ને ઓરીસા તથા પંજાબ એ બેનો એક લાખ રૂપિઆ અને સંયુક્ત પ્રાંત, મધ્ય પ્રાંત ને આસામના ગવર્નરોનો તેથી ઓછો હોય છે.

બાકીના ૭ વિભાગોમાં દિલ્હી ને વાયવ્ય પ્રાંતો કમિશ્નરની સત્તા નીચે છે. તેમને કૌંસીલ નથી પણ ગવર્નર જનરલના હુકમ મુજબ ચાલવું પડે છે. બ્રિટીશ બલુચિસ્તાન અને અજમેરમાં એજન્ટોથી

વહીવટ ચાલે છે, કુર્ગનો વહીવટ મૈસુરના રેસીડેન્ટ કરે છે, અંદામાન બેટાનો વહીવટ પોર્ટબ્લેરનો સુપ્રિન્ટેન્ડેન્ટ ચલાવે છે. ને બાકી દેશમાં લેફ્ટેનન્ટ ગવર્નર છે તેને ધારાસભા પણ છે.

**પ્રાંતિક કારોબાર**—પ્રાંતિક કારોબારમાં મદદ કરવા એક કારોબારી સભા ને બીજી ધારાસભા હોય છે. કારોબારી સભામાં ગવર્નર અને તેના નીમેલા કૌંસીલરો અને (૨) પ્રધાનો મુંબાઈ ઈલાકામાં ચાર કૌંસીલરો છે, તેમાંના ૨ હિંદીઓ છે.

પ્રાંતોના વહીવટ માટે રિઝર્વ્ડ ખાતાં અને ટ્રાન્સફર્ડ ખાતાં એમ બે વિભાગ કર્યા છે. રિઝર્વ્ડ ખાતાંનો વહીવટ ગવર્નર અને તેના કૌંસીલરો કરે છે અને ટ્રાન્સફર્ડ ખાતાં માટે ધારાસભામાં ચુંટાએલા પ્રજાના પ્રતિનિધિઓમાંથી પ્રધાનો નીમી તેમને એક એક ખાતું સોંપે છે. આ કારોબારી મંડળના સભ્યોના વાર્ષિક પગાર રૂ. ૬૪૦૦૦ સુધી હોય છે.

આ બંને મંડળો સાધારણ રીતે સ્વતંત્ર રીતે કામ કરે છે છતાં અગત્યની બાબતમાં એકત્ર થાય છે. પ્રધાનો પોતાના કામ માટે ધારાસભાને જવાબદાર હોય છે. તેમને બરતરફ કરવાની સત્તા ગવર્નરને હોય છે.

**પ્રાંતિક ધારાસભા ને તેના અધિકાર**—પ્રાંતિક ધારાસભાના સભ્યોની સંખ્યા જુદા જુદા પ્રાંતોમાં જુદી જુદી છે. મદ્રાસમાં ૧૨૭; મુંબાઈમાં ૧૧૧, બંગાળામાં ૧૩૯, સંયુક્તપ્રાંતોમાં ૧૨૩, પંજાબમાં ૯૩, બિહાર અને ઓરીસ્સામાં ૧૦૩, મધ્ય પ્રાંતોમાં ૬૮ અને આસામમાં ૫૩ સભ્યો છે. તેમાં ૭૦ ટકા સભ્યો લોકોના ચુંટાએલા હોય છે બાકીના સરકારીમાં અમલદાર અને બીન-અમલદાર હોય છે. મુંબાઈ ધારાસભાના ૧૧૧ માંથી ૮૬ લોકોએ ચુંટેલા

ને ૨૫ સરકારે નીમેલા છે. ૨૫ માં ૨૦ અમલદારો અને બીન અમલદારો હોય છે.

આ સભાને ધારાઓ પસાર કરવાની, પ્રજાના હિતાના પ્રશ્નોનો વિચાર કરવાની, સરકારને પ્રશ્નો પૂછી અમુક બાબતો પર લક્ષ્ય ખેંચવાની અને બજેટમાં સુધારા સુચવવાની સત્તા છે. તેણે મંજુર કરેલા ધારાને ગવર્નર તથા ગવર્નર જનરલની મંજુરી મળે તો જ કાયદો થઈ શકે. આ સભા ઉપર પણ ગવર્નરની સત્તા ગવર્નર જનરલની માફક જ છે.

આ સભા માટેનો મતાધિકાર ૨૦ વર્ષની ઉમ્મરના કે તેથી ઉપરના, તે તે પ્રાંતમાંના બ્રિટીશ રાજ્યમાં રહેનાર, જે વાર્ષિક રૂા. ૩૬ ઘરભાડું આપે અને લે તેમને, રૂા. ૩૨ જમીન મહેસુલ ભરનારને તથા આવક વેરો ભરનારને હોય છે.

---

# પ્રકરણ ૫

## પ્રાંતની અંદરનો વહીવટ

**પ્રાંતિક વહીવટ**—સામન્ય રીતે પ્રાંતો કે ઈલાકાની વ્યવસ્થા ગવર્નરો કે તેને બદલે જે અધિકારી હોય તે કરે છે. પણ લશ્કરની વ્યવસ્થા, દેશી રાજ્યો સાથેની નીતિ, પરદેશખાતું, રેલ્વે, ટપાલ ને તારખાતા પર હિંદી સરકાર પોતે દેખરેખ રાખે છે. બાકીના વિષયો પર તે પ્રાંતના વડા અધિકારીની સત્તા હોય છે.

**કમિશ્નર**—ઇલાકાના વિભાગ પાડી તે ઉપર જે અધિકારી મૂકેલો છે તે કમિશનર કહેવાય છે. તેના હાથ નીચે જીલ્લાના ઉપરી કલેકટરો હોય છે. છતાં જમીન મહેસુલ અને તેને લગતી કેટલીક

બાબતો સિવાય બીજી બાબતોમાં કલેકટર અને ગવર્નર વચ્ચે સીધો સંબંધ હોય છે.

**કલેકટર**—એ જીલ્લાનો મુખ્ય અધિકારી છે. અસલના વખતમાં જેમ સુબો પોતાના અધિકારી નીમતો તેમ કલેકટરને પણ જીલ્લા સંબંધી બધી સત્તા હોય છે. તેને જમીન સંબંધી, ન્યાય સંબંધી તથા બીજાં પોલીસખાતાં સંબંધી પણ અમુક કામ કરવાનું હોય છે. તે પોતાના જીલ્લા માટે બધી બાબતમાં જવાબદાર ગણાય છે.

**મામલતદાર**—એ તાલુકાનો ઉપરી છે. દરેક જીલ્લામાં ૬ થી ૧૦ સુધી તાલુકા હોય છે. જે તાલુકા નાના હોય છે તેના ઉપરી તરીકે **મહાલકારી** હોય છે. તેમને જમીન મહેસુલ તથા ન્યાય સંબંધી કામ કરવાનું હોય છે. આ સિવાયનાં કામ માટે તાલુકામાં જુદા જુદા અધિકારીઓ હોય છે.

**પટેલ તલાટી**—દરેક તાલુકામાં સામાન્ય રીતે ૬૦થી૧૦૦ ગામડાં હોય છે. તેનો વહીવટ ગામના **પટેલ** કે **મુખી** મારફતે થાય છે. કે મુખીને મહેસુલ સંબંધી તથા સંરક્ષણની દેખરેખ રાખવાની હોય છે. કોઇ કોઇ ગામમાં આ બંને કામ જુદા જુદા માણસો કરે છે. ત્યારે મહેસુલનું કામ કરનારને **તહેસીલદાર** અને રક્ષણ સંબંધીનું કામ કરનારને **પોલીસ પટેલ** કહેવામાં આવે છે. આ લોકોને પગાર ઓછો હોય છે, છતાં તેમનું કામ માનવાળું ગણાય છે. આ સિવાય મુખીને મદદ કરવા **મતાદારો** હોય છે, તેઓ માત્ર માનની ખાતર કામ કરે છે. તલાટીને મહેસુલનું દફતર રાખવાનું ને મુખીને મહેસુલ ઉઘરાવવામાં મદદ કરવાનું હોય છે. તે મામલતદારના હાથ નીચે હોય છે.

## પ્રકરણ ૬

## સ્થાનિક સ્વરાજ્ય.

**સ્થાનિક સ્વરાજ્ય**—લોર્ડ રિપનના વખતમાં સ્થાનિક સ્વરાજ્યનો કાયદો થયો છે, તેથી શહેરો, જીલ્લા અને બંદરો પોતાનો વહીવટ કેટલીક બાબતમાં કરી શકે છે.

**મ્યુનિસિપાલીટી**—ઈ. સ. ૧૭૨૬ ની સાલથી મુંબાઈ, કલકત્તા અને મદ્રાસને સ્થાનિક વહીવટ સોંપાયો હતો. પણ ઈ. સ. ૧૮૮૨માં રિપનના ઠરાવ પછી આ કામ વ્યવસ્થિત થયું. પંદર હજાર કે તેથી વધારે વસ્તીવાળા ગામ કે શહેરમાં મ્યુનિસિપાલીટી હોય છે. તેનો વહીવટ ચલાવવા લોકોએ ચુંટેલા તથા થોડા સરકારના નીમેલા સભાસદોની એક મંડળી હોય છે. તે સ્વચ્છતા, બજારની દેખરેખ, સુખાકારી, પાણી પુરું પાડવાનું તથા ગંદા પાણીનો નિકાલ કરવાનું, પ્રાથમિક કેળવણી આપવાનું, સારા રસ્તા બનાવવાનું તથા રાત્રે દીવાબત્તી કરવાનું વગેરે કામ કરે છે.

આ કામ માટે તે ઘરવેરો, પાણીવેરો, જાનવર વેરો, ગાડી કે મોટર વેરો, તથા બહારથી આવતા માલ ઉપર જકાત વેરો વગેરે વેરા નાખી નાણાં એકઠાં કરે છે. ઉપરાંત કોઇ મોટા કામને માટે તે લોન પણ કાઢી શકે છે. મ્યુનિસિપાલીટીનાં બધાં કામને માટે સરકારની મંજુરી મેળવવી પડે છે. મોટી મ્યુનિસિપાલીટીઓને કંઇક વધારે પ્રમાણમાં સત્તા હોય છે.

**લોકલબોર્ડ**—આ બોર્ડની રચના જુદા જુદા ઈલાકામાં જુદી જુદી હોય છે. આપણા ઈલાકામાં જમીન મહેસુલ પર દર રૂપીએ એક આના પ્રમાણે કર ઉપરાવાય છે, તેને **લોકલફંડ** કહે છે. તેનો વહીવટ કરવા તાલુકા માટે **તાલુકા બોર્ડ** અને જીલ્લા માટે **જીલ્લા-**

બોર્ડ હોય છે. તેમાં લોકોના ચુંટેલા તથા સરકારના નીમેલા સભાસદો હોય છે. તેમને પણ મ્યુનિસિપાલીટીના જેવું જ પણ જરા ઓછા પ્રમાણમાં કામ કરવાનું હોય છે. તેમને લોકલફંડ ઉપરાંત કેટલાક વેરા નાખવાની સત્તા હોય છે.

આ સિવાય કેટલાંક મોટાં ગામોમાં સેનીટરી બોર્ડ હોય છે. તે પણ એક જાતની નાની મ્યુનિસિપાલીટી કહી શકાય. આ બધાં મંડળોમાં લોકોના ચુંટેલા સભ્યોની બહુમતી હોય છે અને તેમના ખર્ચનો અમુક ભાગ સરકાર આપે છે.

**પોર્ટટ્રસ્ટ**—મોટાં બંદરોનો વહીવટ કરવા કેટલાક વેપારી વર્ગના તથા કેટલાક સરકારના નીમેલા સભ્યોનું મંડળ હોય છે. તે બંદરોને સારી સ્થિતિમાં રાખે છે. તેમના ખર્ચ માટે તે બંદરે ચઢતા ઉતરતા માલ ઉપર કર લઇ શકે છે. આ **પોર્ટટ્રસ્ટ** પણ સ્થાનિક સ્વરાજ્યમાં ગણી શકાય.

**પંચાયત**—અંગ્રેજ રાજ્ય પહેલાં દરેક ગામમાં પંચાયત હતી અને ગામનો બધો કારભાર આગેવાનોના હાથમાં હતો. છેલ્લા ઇ. સ. ૧૯૧૯ ના સુધારામાં આ પદ્ધતિને ખીલવવાની સૂચના થઇ છે. તેથી જો એ વ્યવસ્થિત થાય તો નાનાં ગામોમાં દિવાની ને ફોજદારી સત્તા, આરોગ્યમાં સુધારો કરવાનો વહીવટ ને સ્થાનિક વેરો મૂકવાની ત્તા પણ આપી શકાય એમ છે, પણ હાલમાં હિંદમાં એવી પંચાયતો નહિ જેવી જ છે. તેનો ઉદ્ધાર કરવાના પ્રયત્ન થયા જ નથી.

# પ્રકરણ ૭

## આવક તથા ખર્ચ

પહેલાં પ્રાંતિક સરકાર બધું મહેસુલ એકઠું કરી વડી સરકારને મોકલી આપતી પણ તેમાં ફેરફાર થતાં થતાં હવે ઈ. સ. ૧૯૧૯ થી માત્ર અમુક ફાળો મોકલવાનો રહ્યો છે

**વડી સરકારની આવક**—(૧) **જમીન મહેસુલ** એ મુખ્ય આવક છે. આખા હિંદની એ આવક ૩૫ થી ૪૦ કરોડ રૂપીઆ થાય છે. તેમાંથી વડી સરકારને ૧૩ કરોડ રૂપીઆ મળે છે. (૨) **જકાત** એ આવક જાવક માલ પરનો કર છે તેથી ૪૦ થી ૫૦ કરોડ રૂપીઆ મળે છે. (૩) **આવકવેરો** ખેતી સિવાયની રોકડ પેદાશ પર રૂા ૨૦૦૦ કે તેથી વધારેની પેદાશવાળા પાસેથી લેવાય છે. તેથી ૧૫ થી ૨૦ કરોડ રૂપીઆ મળે છે (૫) **મીઠા વેરો** દર બંગાળી મણે સવા રૂપીઆ પ્રમાણે લેવાય છે. તેથી ૭ કરોડ રૂપીઆ મળે છે (૫) **અફીણના** ઈજારાથી સાડા ત્રણ કરોડ રૂપીઆ મળે છે. (૬) **તાર ને ટપાલખાતામાંથી** ખર્ચ જતાં ૧૦ કરોડ રૂપીઆ મળે છે. (૭) **જંગલોમાંથી** ૧૦થી૧૫ કરોડ મળે છે. (૮) **ચલણીખાતું** એમાં હુંડીઆમણ તથા ટંકશાળાના નફાનો સમાવેશ થાય છે તેની પણ સારી આવક થાય છે. (૯) દેશી રાજ્યોની ખંડણી.

**વડી સરકારનું ખર્ચ** (૧) **લશ્કરી ખર્ચ**માં ઉપજનો મોટો ભાગ એટલે લગભગ ૬૦ કરોડ રૂપીઆ જાય છે. (૨) **શાહી અમલદારોના પગારમાં** ૧૬ કરોડ ખરચાય છે. (૩) **ઈંગ્લાંડમાંનું ખર્ચ** જે હિંદી પ્રધાન હિંદ ખાતે કરે છે તેમાં ૫ કરોડ ખરચાય છે. (૪) આ સિવાય તાર, ટપાલ, રેલ્વે, નહેર ને દુકાળ નિવારણ ખાતામાં પણ કેટલુંક ખર્ચ થાય છે.

**અંદાજ પત્ર** ( બજેટ )—દર વર્ષે દરેક સરકાર આવતા વર્ષ માટે ઉપજ ખર્ચનો અડસટ્ટો કાઢે છે, તેને અંદાજ પત્ર કે બજેટ કહે છે. તેથી જો આવક કરતાં ખર્ચ વધારે માલમ પડેતો કાં તો ખર્ચ ઘટાડાય અથવા નવા કર નાંખી શકાય.

વડી ધારાસભા બજેટ ઉપર ચર્ચા કરી શકે છે પણ સરકાર તે મુજબ ચાલવાને બંધાએલી નથી પણ પ્રાંતિક ધારાસભાને બજેટમાં ફેરફાર કરવાનો અથવા મંજુર કરવાનો સંપૂર્ણ હક હોય છે. તેમાં લોક પ્રધાનોને સોંપેલાં ખાતાંમાં તે મહેકમાંથી ફેરફાર કરી શકે છે, છતાં જો ગવર્નર ધારે તો પોતાની સત્તા વાપરી તેમના ઠરાવ વિરૂદ્ધ વર્તન કરી શકે છે. ઉપરાંત સોંપેલાં ખાતાં પણ પોતાના હાથમાં પાછાં લઇ શકે છે.

**સરકારી આવક** (૧) **જમીન મહેસુલથી** મુંબઇ ઇલાકામાં ૫થી૬ કરોડ મળે છે. (૨) **આબકારીખાતું** કેફી ચીજોના ઇજારાથી તેમજ વેચાણથી આ ખાતાથી ૪ાા કરોડ મળે છે. (૩) **સ્ટેમ્પ્સ** એટલે દસ્તાવેજોથી પોણા બે કરોડ મળે છે. (૪) **રજીસ્ટરપારસલ ખાતું** ૧૩ લાખ મળે છે (૬) **જંગલખાતું** આ ખાતાનો વહીવટ મુંબાઈ ઇલાકા સિવાય બીજે વડી સરકારના હાથમાં હોય છે. આથી મુંબાઇ સરકારને ૧૩ લાખ મળે છે. (૬) **પબ્લીક વર્કસ** ખાતામાં નિરૂપયોગી સામાન તથા જમીન વેચાણમાંથી પણ થોડી ઉપજ થાય છે. (૭) **મોજશોખ** એટલે નાટક, સીનેમા તથા બીજાં મોજશોખનાં સાધનો પરના કરથી પણ કેટલીક આવક થાય છે. મુંબઇ સરકારની કુલ આવક ૧૬ કરોડ રૂપીઆ છે.

**મુંબાઇ સરકારનું ખર્ચ**—(૧) વડી સરકારને ભરવાનો ફાળો (૨) અમલદારોના પગાર (૩) પોલીસ ને જેલ (૪) કેળવણી (૫) દુકાળ નિવારણ (૬) જાહેર બાંધકામ (૭) ન્યાયખાતું. (૮) દવાખાનાં વગેરેમાં મળી આવક જેટલું જ ખર્ચ થાય છે.

# પ્રકરણ—૮

## દેશીરાજ્યો

**વર્ગ**—હિંદમાં લગભગ ૭૦૦ દેશી રાજ્યો છે, તેના ત્રણ વર્ગ છે. સૌથી મોટું રાજ્ય **નિઝામનું** છે (૧) **પહેલા વર્ગમાં** હૈદ્રાબાદ. મૈસુર, વડોદરા, કાશ્મીર ને નેપાળનાં રાજ્યો છે, તે વાઇસરૉય સાથે સીધો સંબંધ રાખે છે. (૨) **બીજા વર્ગમાં** પશ્ચિમ હિંદ સ્ટેટસ એજન્સી, મધ્ય હિંદ એજન્સી, રજપુતાના એજન્સી તથા બલુચિસ્તાન એજન્સી આવેલાં છે, તે વાઇસરૉયના એજન્ટના તાબામાં હોય છે (૩) ત્રીજા વર્ગનાં રાજ્યો પ્રાંતિક સરકારના હાથ નીચે હોય છે.

**સત્તા**—દેશી રાજ્યો પોતાની પ્રજા પર મરજીમાં આવે તેમ રાજ્ય કરી શકે છે. છતાં અગત્યની બાબતોમાં તેમના પર બ્રિટીશ સરકારનો દાબ હોય છે. તેઓ પોતાના કાયદા બાંધી શકે, નાણાં પાડી શકે તેમજ કરવેરા નક્કી કરી શકે છે. પરંતુ પર રાજ્ય સાથે મૈત્રી બાંધવી, લશ્કરમાં વધારો કરવો, કિલ્લા બાંધવા, કે દારૂગોળાનાં કારખાનાં ખોલવાં કે કોઇ રાજ્ય સાથે લઢાઇ કરવાની તેમની સત્તા નથી. વળી પ્રજાને સુખ આપવાની તેમની ફરજ છે; તે જ્યારે ચુકે છે ત્યારે પણ સરકાર વચ્ચે પડી તેમાં સુધારો કરે છે અને ધારે તો રાજાને પદભ્રષ્ટ પણ કરી શકે છે.

**નરેન્દ્રમંડળ**—ઈ. સ. ૧૯૧૯ ના સુધારાથી આ મંડળ રચાયું છે, તેનો ઉપરી વાઇસરૉય છે. હિંદ સામ્રાજ્યના હિતની બાબતમાં તેમજ બીજી કેટલીક બાબતોમાં વાઇસરૉય તેમની સલાહ લે છે, પણ તેના ઠરાવો વાઇસરૉયને બંધન કરતા નથી.

# પ્રકરણ ૯

## જાહેર સલામતી

જાહેર સલામતી માટે સરકાર લશ્કર, પોલીસ, જેલ ને ન્યાયખાતાં રાખે છે.

**લશ્કર ખાતું**—એના જમીન પરનું લશ્કર અને નૌકા સૈન્ય એવા બે વિભાગ છે. બ્રિટીશ નૌકા સૈન્ય હિંદનું રક્ષણ કરે છે માટે તે બદલ દર વર્ષે એક લાખ પૌંડ હિંદ આપે છે. હિંદી લશ્કરનો કાફલો કિનારાના અમુક અમુક ભાગ પર તથા થાણુંઆમાં રહી હિંદનું રક્ષણ કરે છે. મુખ્ય સૈન્ય ૨ાા લાખ માણસનું છે તેમાં ૮૦ હજાર ગોરા છે. હિંદનો સેનાધિપતિ વડી સરકારની કારોબારી સભાનો કાયમનો સભાસદ હોય છે. આ સિવાય વોલન્ટીઅર ( સ્વયંસેવકો ) સૈન્ય ૩૫ હજાર, ઇમ્પીરીઅલ સર્વીસ ટ્રુપ ૧૮ હજાર, સરહદ પરનું ૬ હજાર અને લશ્કરી પોલીસ ૧૬ હજાર છે. હિંદમાં પેશાવર, કવેટા લાહોર, રાવળપીંડી, મીરત, લખનૌ, મહુ, પુના, સિકંદ્રાબાદ, રંગુન, વગેરે જગાએ લશ્કરી થાણું છે.

**પોલીસખાતું**—આનો વહીવટ પ્રાંતિક સરકારના હાથમાં હોય છે. આખા પ્રાંતનો ઉપરી ઇન્સ્પેક્ટર જનરલ હોય છે. તેના હાથ નીચે જીલ્લામાં પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ હોય છે, તે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ એટલે કલેકટરને બંદોબસ્ત જાળવવામાં મદદ કરે છે. તેના હાથ નીચે ઇન્સ્પેક્ટરો, સબઇન્સ્પેક્ટરો અને પોલીસ પટેલો હોય છે.

ગુન્હેગારોને પકડવા. તેમને માજીસ્ટ્રેટ આગળ રજુ કરી શિક્ષા કરાવવી, ગુન્હા થતા અટકાવવા, નામીચા બદમાસોની દેખરેખ રાખવી ને પ્રજાના જાનમાલનું રક્ષણ કરવું એ પોલીસની મુખ્ય ફરજો છે. આ સામાન્ય પોલીસ ઉપરાંત, રેલ્વે પોલીસ, આબકારી પોલીસ,

લશ્કરી પોલીસ તથા છુપી પોલીસ પણ રાખેલી છે. તે ખાતાનો કુલ ખર્ચ ૮ કરોડ રૂપીઆ છે.

**ન્યાયખાતું**—એન્ટીકના સમયમાં મેકોલેએ કાયદાના ગ્રંથ બનાવ્યા ત્યાર પછી પ્રાંતોમાં હાઈકોર્ટો સ્થપાઇ છે, તે ન્યાયની મોટામાં મોટી અદાલત ગણાય છે. ફોજદારી સિવાયના ગુહના એટલે કે જેમાં દુષ્ટ હેતુ અથવા સમાજને કે સરકારને ભારે નુકસાન ન થતું હોય તેવા ગુહનાના કેસ દિવાની કોર્ટો ચુકાવે છે અને ગુહનેગારને શિક્ષા કરે છે. પણ ફોજદારી ગુહનાને માટે ફોજદારી કોર્ટો સજા કરે છે. નીચે મુજબ બંને ગુહનાની કોર્ટો છે.

| ફોજદારી | દિવાની |
|---|---|
| ૧. હાઈકોર્ટ | ૧. હાઈકોર્ટ |
| ૨. ડીસ્ટ્રીક યા સેશન કોર્ટ | ૨. ડીસ્ટ્રીક્ટ કોર્ટ |
| ૩. ફર્સ્ટ ક્લાસ માજીસ્ટ્રેટની કોર્ટ | ૩. ફર્સ્ટ ક્લાસ સબ જજની કોર્ટ |
| ૪. સેકન્ડ ક્લાલ માજી. કોર્ટ | ૪. સેકન્ડ કલાસ સબ જજની કોર્ટ |
| ૫. થર્ડ કલાસ માજી. કોર્ટ | ૫. મુન્સફ કોર્ટ |
| ૬. ઓનરરી માજીસ્ટ્રેટ ( માત્ર ઇલાકાની રાજધાનીમાં ) | ૬. સ્મોલકોઝ કોર્ટ |

ઉપર જણાવ્યા મુજબ દરેક પ્રાંતમાં એક દિવાની ને ફોજદારી કામ માટે હાઇકોર્ટ હોય છે. દરેક જીલ્લામાં દિવાની ફોજદારી જીલ્લાકોર્ટ હોય છે. તેના હાથ નીચે નાની કોર્ટો હોય છે. ફર્સ્ટક્લાસ, સેકન્ડક્લાસ અને થર્ડકલાસ માજીસ્ટ્રેટને અનુક્રમે રૂા. ૨૦૦૦, ૨૦૦ ને ૧૦૦ નો દંડ કરવાની તથા બે વર્ષ, છ માસ ને એક માસની સજા કરવાની સત્તા હોય છે.

એક કોર્ટના [illegible] સંતોષ ન થાય ત્યારે [illegible] ઉપલી

ઉપલી કોર્ટને અપીલ કરે છે. હાઇકોર્ટના જજ સ્વતંત્ર રીતે કામ કરે છે તેથી તેમા ઉપર અપીલ કરવી હોય તો ઇંગ્લાંડની પ્રીવી કૌંસીલ માં જવું પડે છે.

**જેલો**—ગુન્હેગારોને સુધારવા તથા ગુન્હા કરતા અટકાવવા જેલો રાખવામાં આવે છે. ત્યાં તેમની પાસે ગુન્હા મુજબ ભારે અથવા હલકુ કામ કરાવે છે અને કેટલાક ઉદ્યોગ શીખવવામાં આવે છે. દરેક પ્રાંતમાં ત્રણ પ્રકારની જેલો હોય છે (૧) **સેંટ્રલ જેલ**માં એક વર્ષથી વધારે સજાવાળાને રાખે છે. (૨) **જીલ્લાજેલ** દરેક જીલ્લાના મુખ્ય ગામે હોય છે (૩) કાચી જેલમાં ગુન્હેગારોને ગુન્હાની તપાસ દરમ્યાન રાખવામાં આવે છે. (૪) **રેફર મેટરી સ્કૂલ** માં ૧૬ વર્ષની નાની ઉમ્મરના કેદીઓને મોકલે છે, ત્યાં તેમને સુધારવામાં આવે છે. આવી સ્કૂલ મુંબઇ તથા પુનામાં છે. જે કેદીઓને દેશપારની સજા થઇ હોય તેમને **આંદામાન** ટાપુમાં મોકલવામાં આવે છે.

---

## પ્રકરણ ૧૦

## લોકોપયોગી બાતમી

**કેળવણી**—અંગ્રેજી રાજ્ય પહેલાં ગ્રામ્ય પંચાયતો બધો વહીવટ કરતી તેથી કેળવણી માટે પણ દરેક ગામ પોતાની ગોઠવણ કરી લેતુ પછી આગળના અભ્યાસ માટે જુદાં જુદાં સ્થળોએ જવું પડતું. પરંતુ અંગ્રેજોએ કેળવણી આપવા માટે પોતાના દેશની પદ્ધતિ દાખલ કરીને શાળાઓ સ્થાપી. હાલની કેળવણીની યોજના કરનાર મેકોલે હતો. તેણે કેળવણીના (૧) પ્રાથમિક (૨) માધ્યમિક અને (૩) ઉચ્ચ એવા ત્રણ ભાગ પાડયા. તેમાંની પ્રાથમિક કેળવણી માતૃભાષામાં અપાય

છે અને બાકીની અંગ્રેજી ભાષા મારફતે અપાય છે. આ ઉપરાંત (૪) હુન્નર ઉદ્યોગની કેળવણી માટે પણ કેટલીક શાળાઓ સ્થપાઇ છે. છતાં હાલમાં હિંદમાં કેળવણીનું પ્રમાણ નહિ જેવું જ છે. બ્રિટીશ હિંદુસ્તાનની કુલ વસ્તીના માત્ર ૮ ટકા જ લખી વાંચી શકે છે અને સ્ત્રીઓમાં તો તે પ્રમાણ ઘણું જ ઓછું છે. સરકારની આવકનો ઘણો ભાગ લશ્કર પાછળ જાય છે તેથી કેળવણી માટે માણસ દીઠ માત્ર ૪ આના ખર્ચ કરવામાં આવે છે.

કેળવણી ખાતાના વહીવટ માટે દરેક ઇલાકા કે પ્રાંતમાં એક જુદુ ખાતું હોય છે. તેના ઉપરીને "ડાયરેકટર ઓફ પબ્લીક ઇન્સ્ટ્રકશન" કહે છે. તેના હાથ નીચે એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો અને તેમની નીચે ડેપ્યુટી એજ્યુકેશનલ ઇન્સ્પેકટરો હોય છે. તેમને મદદ કરવા આસિસ્ટન્ટ ડેપ્યુટીઓ પણ હોય છે. પ્રાથમિક કેળવણી લોકલ બોર્ડ તેમજ મ્યુનિસિપાલીટીઓ મારફતે અપાય છે. દરેક ઇલાકા કે પ્રાંતમાં એક યુનિવર્સિટી હોય છે તે કેળવણી પર દેખરેખ રાખવાનું અને વધારવાનું કામ કરે છે.

**તાર, ટપાલ ને રેલ્વે**—લોકોના સુખને માટે અને રાજ્ય વહીવટમાં મદદ મળે માટે આ ત્રણ ખાતાં પણ ચલાવવામાં આવે છે. જો કે રેલ્વેમાંની કેટલીક રેલ્વેઓ કંપનીના તાબે છે છતાં આ બધાં ખાતાંમાં સરકારની સગવડ ખાસ જોવાય છે.

**આરોગ્ય અને દાકતરી ખાતું**—દરેક જીલ્લામાં મોટું દવાખાનું હોય છે અને તેમાં યુરોપીયન દાક્તર હોય છે. આ સિવાય તાલુકા દીઠ નાનાં દવાખાનાં પણ હોય છે, તેથી પ્લેગ, કોલેરા કે એવા બીજા રોગ ફાટી નીકળે છે ત્યારે તે અટકાવવાના ઉપાયો લેવામાં આવે છે. આ સિવાય દાકતરી જ્ઞાન આપવાની કોલેજો અને શાળાઓ

ચલાવવામાં આવે છે, તેથી ઘણા દાક્તરો થાય છે અને તે જ્ઞાનનો પ્રચાર થાય છે. છતાં આ ખાતાથી તમામ પ્રજાને એક સરખો લાભ મળી શકતો નથી.

**નહેરો અને દુકાળ નિવારણ**—ખેતીવાડીને પાણી પુરૂં પાડવા માટે **ઇરીગેશન**ખાતું ચલાવવામાં આવે છે. તેની મારફતે કેટલીક જગાએ નહેરો કે તળાવોમાંથી પાણી મળે છે. અંગ્રેજી રાજ્ય આવ્યા પછી હિંદના જુદા જુદા ભાગમાં ઘણા દુકાળ પડે છે તેના નિવારણ માટે એક ખાતું ખોલવામાં આવ્યું છે. તેની મારફતે બાંધકામ ઉઘાડીને તથા કામ ન કરી શકે તેવાંને ખોરાક આપીને દુકાળનું સંકટ ઓછું કરવામાં આવે છે. છતાં ઘણી વખત આ મદદ મોડી પડે છે અને કેટલીક વખત તો અમુક પ્રદેશમાં દુકાળ છે કે નહિ તે નક્કી થતાં સુધીમાં તો નવું વર્ષ આવી જાય છે.

**સહકારીખાતું**—સહકારી હીલચાલ આખી દુનિયામાં પ્રજાએ ઉપાડી લીધેલી છે પણ હિંદમાં તે ખાતું પણ સરકારનાં તાબામાં છે. તેથી પ્રજાને સરકારની શુદ્ધ દાનત વિષે શંકા રહે છે અને તેનો લાભ બરાબર લેવાતો નથી. જો સરકાર આ ખાતામાંથી પોતાનો હાથ ઉઠાવી લે તો તે બહુ ઉપયોગી થઇ પડે.

---

# ઉપસંહાર

રાજ્ય વ્યવસ્થાની આ ગોઠવણથી જણાય છે કે છેવટની સત્તા અમલદારોની હોવાથી તેમાં પ્રજાનો અવાજ કામ આવતો નથી. અને પ્રજા જે સ્વરાજ્ય માગે છે તે આ સ્થિતિમાં ફેરફાર થયા વગર મળવાનું નથી અને લોકોપયોગી ખાતાંનો વહીવટ ગ્રામ્ય પંચાયત મારફતે થવો જોઇએ.

---

# પ્રશ્નો

૧ હિંદનું રાજ્ય બંધારણ ટુંકામાં સમજાવો.
૨ હિંદીપ્રધાન અને ઇન્ડીઆ ઓફીસ વિષે શું જાણો છો.
૩ વાઇસરૉયની સત્તા અને સભાઓની ટુંક હકીકત લખો.
૪ એક મોટા ઉપજ વેરો ભરનાર તરીકે તમને રાજ્ય વહીવટમાં ક્યા ક્યા હક મળી શકે ?
૫ વડી ધારાસભાનું બંધારણ સમજાવો
૬ પ્રાંતિક સરકાર અને પ્રાંતિક ધારાસભાનું બંધારણ સમજાવો.
૭ રીઝર્વ અને ટ્રાન્સફર્ડ ખાતાનો તફાવત લખો.
૮ હિંદી સરકારની આવક તથા ખર્ચનાં સાધનો ગણાવો.
૯ 'બજેટ' એટલે શું? પ્રાંતિક અને વડી સારાસભાની સત્તા તેના સંબંધમાં કેટલી છે.
૧૦ ઇલાકાની અંદરનો વહીવટ શી રીતે ચાલે છે ?
૧૧ જાહેર સલામતી માટે સરકારે શી યોજના કરી છે?
૧૨ દેશી રાજ્યોનો સંબંધ બ્રિટીશ રાજ્ય સાથે કેવી જાતનો છે.
૧૩ હિંદનો રાજ્ય વહીવટ કંપનીના હાથમાંથી બ્રિટીશ સરકાર પાસે કેવી રીતે ગયો તે સમજાવો
૧૪ હિંદી સરકાર ક્યાં ક્યાં લોકોપયોગી ખાતાં ચલાવે છે ! પ્રજાને તેનો લાભ બરાબર મળે માટે તેમાં શો ફેરફાર થવો જોઇએ.
૧૫ 'સ્થાનિક સ્વરાજ્ય' એટલે શું ? અને તેનો વહીવટ કેવી રીતે ચાલે છે ?

# વંશાવળીઓ

## ગુલામવંશ ઇ. સ. ૧૨૦૬–૧૨૯૦–૮૪ વર્ષ

| | | | |
|---|---|---|---|
| કુતુબુદ્દીન | ૧૨૦૬–૧૨૧૦ | બહેરામ | ૧૨૩૯–૧૨૪૧ |
| આરામ | ૧૨૧૦–૧૨૧૧ | મસાઉદ્દ | ૧૨૪૧–૧૨૪૬ |
| અલ્તમસ | ૧૨૧૧–૧૨૩૬ | નાસીરૂદ્દીન | ૧૨૪૬–૧૨૬૫ |
| રૂકનુદ્દીન | ૧૨૩૬–૧૨૩૬ | બલબન | ૧૨૬૫–૧૨૮૭ |
| રઝીયાબેગમ | ૧૨૩૬–૧૨૩૯ | કૈકુબાદ | ૧૨૮૭–૧૨૯૦ |

## ખીલજીવંશ ઇ. સ. ૧૨૯૦–૧૩૨૦–૩૦ વર્ષ

| | | | |
|---|---|---|---|
| જલાલુદ્દીન | ૧૨૯૦–૧૨૯૫ | મુબારક | ૧૩૧૬–૧૩૨૦ |
| અલ્લાઉદ્દીન | ૧૨૯૫–૧૩૧૫ | ખુશરૂ | ૧૩૨૦–૧૩૨૦ |
| ઉમર | ૧૩૧૫–૧૩૧૬ | | |

## તઘલખવંશ ઇ. સ. ૧૩૨૦–૧૪૧૪–૯૪ વર્ષ

| | | | |
|---|---|---|---|
| ગ્યાસુદ્દીન | ૧૩૨૦–૧૩૨૫ | અબુબકર | ૧૩૮૯–૧૩૮૯ |
| મહમદ (ગાંડા) | ૧૩૨૫–૧૩૫૧ | નાસીરૂદ્દીન | ૧૩૮૯–૧૩૯૨ |
| ફીરોજશાહ | ૧૩૫૧–૧૩૮૮ | મહંમદ (૨) | ૧૩૯૨–૧૪૧૨ |
| ગ્યાસુદ્દીન (૨) | ૧૩૮૮–૧૩૮૯ | સરદાર દોલતખાં | ૧૪૧૨–૧૪૧૪ |

## સૈયદવંશ ઇ. સ. ૧૪૧૪–૧૪૫૦–૩૬ વર્ષ

| | | | |
|---|---|---|---|
| ખીજરખાં | ૧૪૧૪–૧૪૨૧ | મહંમદ | ૧૪૩૩–૧૪૪૩ |
| મુબારક | ૧૪૨૧–૧૪૩૩ | અલ્લાઉદ્દીન | ૧૪૪૩–૧૪૫૦ |

## લોદીવંશ: ઈ. સ. ૧૪૫૦–૧૫૨૬–૭૬ વર્ષ

| | | | |
|---|---|---|---|
| બહોલોલખાં | ૧૪૫૦–૧૪૮૮ | ઈબ્રાહીમ | ૧૫૧૭–૧૫૨૬ |
| સિકંદરખાં | ૧૪૮૮–૧૫૧૭ | | |

**મોગલવંશ** ઇ. સ. ૧૫૨૬–૧૮૫૭–૩૩૧ વર્ષ

| | | | |
|---|---|---|---|
| બાબર | ૧૫૨૬–૧૫૩૦ | જહાંદારશાહ | ૧૭૧૨–૧૭૧૩ |
| હુમાયુ | ૧૫૩૦–૧૫૫૬ | ફરોખશીયર | ૧૭૧૩–૧૭૧૯ |
| અકબર | ૧૫૫૬–૧૬૦૫ | મહંમદશાહ | ૧૭૧૯–૧૭૪૮ |
| જહાંગીર | ૧૬૦૫–૧૬૨૭ | અહમદશાહ | ૧૭૪૮–૧૭૫૪ |
| શાહજહાં | ૧૬૨૭–૧૬૫૮ | આલમગીર (૨) | ૧૭૫૪–૧૭૫૯ |
| ઓરંગજેબ | ૧૬૫૮–૧૭૦૭ | શાહઆલમ | ૧૭૫૯–૧૮૦૬ |
| બહાદુરશાહ | ૧૭૦૭–૧૭૧૨ | અકબર (૨) | ૧૮૦૬–૧૮૩૭ |
| | | બહદુરશાહ (૨) | ૧૮૩૭–૧૮૫૭ |

**સુરવંશ** ઇ. સ. ૧૫૪૦–૧૫૫૬–૧૬ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| શેરશાહ | ૧૫૪૦–૧૫૪૫ | આદીલશાહ | ૧૫૫૩–૧૫૫૬ |
| સલીમશાહ | ૧૫૪૫–૧૫૫૩ | | |

**મરાઠાવંશ** ઇ. સ. ૧૬૭૪–૧૮૪૮–૧૭૪ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| શિવાજી | ૧૬૭૪–૧૬૮૦ | રામરાજા | ૧૭૪૮–૧૭૭૭ |
| સંભાજી | ૧૬૮૦–૧૬૮૯ | શાહુ (૨) | ૧૭૭૭–૧૮૧૮ |
| રાજારામ | ૧૬૮૯–૧૭૦૦ | બાલા સાહેબ (પ્રતાપસિંહ) | ૧૮૧૮–૧૮૩૭ |
| શિવાજી (૨) | ૧૭૦૦–૧૭૦૮ | આપા સાહેબ (શાહજી) | ૧૮૩૭–૧૮૪૮ |
| શાહુ | ૧૭૦૮–૧૭૪૮ | | |

**પેશ્વાવંશ** ઇ. સ. ૧૭૧૪–૧૮૧૮–૧૦૪ વર્ષ.

| | | | |
|---|---|---|---|
| બાલાજીવિશ્વનાથ | ૧૭૧૪–૧૭૨૦ | નારાયણરાવ | ૧૭૭૨–૧૭૭૩ |
| બાજીરાવ | ૧૭૨૦–૧૭૪૦ | રઘુનાથરાવ | ૧૭૭૩–૧૭૭૪ |
| બાલાજી બાજીરાવ | ૧૭૪૦–૧૭૬૧ | સવાઇમાધવરાવ | ૧૭૭૪–૧૭૯૫ |
| માધવરાવ | ૧૭૬૧–૧૭૭૨ | બાજીરાવ (૨) | ૧૭૯૫–૧૮૧૮ |

## ગવર્નર જનરલો ઇ. સ. ૧૭૭૪–૧૮૫૮–૮૪ વર્ષ.

| | |
|---|---|
| વૉરનહેસ્ટીંગ્સ | ૧૭૭૪–૧૭૮૫ |
| સરજોન મેકફર્સન | ૧૭૮૫–૧૭૮૬ |
| લોર્ડ કોર્નવાલીસ | ૧૭૮૬–૧૭૯૩ |
| સર જોનશોર | ૧૭૯૩–૧૭૯૮ |
| લોર્ડ વેલસ્લી | ૧૭૯૮–૧૮૦૫ |
| લોર્ડ કોર્નવાલીસ | ૧૮૦૫–૧૮૦૫ |
| સર જયોર્જ બાર્લો | ૧૮૦૫–૧૮૦૭ |
| લોર્ડ મીન્ટો | ૧૮૦૭–૧૮૧૩ |
| લોર્ડ હેસ્ટીંગ્સ | ૧૮૧૩–૧૮૨૩ |
| લોર્ડ આમ્હર્સ્ટ | ૧૮૨૩–૧૮૨૮ |
| લોર્ડ વિલિયમબેન્ટિક | ૧૮૨૮–૧૮૩૫ |
| સર ચાર્લ્સમેટ્કાફ | ૧૮૩૫–૧૮૩૬ |
| લોર્ડ આકલાંડ | ૧૮૩૬–૧૮૪૨ |
| લોર્ડ એલનબરો | ૧૮૪૨–૧૮૪૪ |
| લોર્ડ હાર્ડિંજ | ૧૮૪૪–૧૮૪૮ |
| લોર્ડ ડેલહાઉસી | ૧૮૪૮–૧૮૫૬ |
| લોર્ડ કેનીંગ | ૧૮૫૬–૧૮૫૮ |

## વાઇસરૉય ઈ. સ. ૧૮૫૮ થી ચાલુ.

| | |
|---|---|
| લોર્ડ કેનિંગ | ૧૮૫૮–૧૮૬૨ |
| લોર્ડ એલ્જીન | ૧૮૬૨–૧૮૬૪ |
| લોર્ડ લૉરેન્સ | ૧૮૬૪–૧૮૬૯ |
| લોર્ડ મેયો | ૧૮૬૯–૧૮૭૨ |
| લોર્ડ નોર્થબ્રુક | ૧૮૭૨–૧૮૭૬ |
| લોર્ડ લીટન | ૧૮૭૬–૧૮૮૦ |
| લોર્ડ રીપન | ૧૮૮૦–૧૮૮૪ |
| લોર્ડ ડફરીન | ૧૮૮૪–૧૮૮૮ |
| લોર્ડ લેન્સડાઉન | ૧૮૮૮–૧૮૯૪ |
| લોર્ડ એલ્જીન(૨) | ૧૮૯૪–૧૮૯૮ |
| લોર્ડ કર્ઝન | ૧૮૯૮–૧૯૦૫ |
| લોર્ડ મીન્ટો | ૧૯૦૫–૧૯૧૦ |
| લોર્ડ હાર્ડીંજ | ૧૯૧૦–૧૯૧૬ |
| લોર્ડ ચેમ્સફર્ડ | ૧૯૧૬–૧૯૨૧ |
| લોર્ડ રીડીંગ | ૧૯૨૧–૧૯૨૬ |
| લોર્ડ ઈર્વીન | ૧૯૨૬ (ચાલુ) |

# સાલવાર બનાવોની યાદી.

| | | |
|---|---|---|
| ગૌતમ બુદ્ધ | ઇ. સ. પૂ. | ૫૫૭—૪૭૭ |
| મહાન સિકંદરની ચઢાઇ | ,, ,, | ૩૨૭ |
| ચંદ્રગુપ્ત મોર્ય | ,, ,, | ૩૨૦—૨૯૮ |
| મહાન અશોક | ,, ,, | ૨૭૨—૨૩૨ |
| કનિષ્ક | ઇ. સ. | ૧૨૦—૧૫૫ |
| ચંદ્રગુપ્ત (વિક્રમાદિત્ય ) | ,, | ૩૭૫—૪૧૩ |
| ફાહિયાનનો પ્રવાસ | ,, | ૩૯૯—૪૧૩ |
| હર્ષવર્ધન | ,, | ૬૦૬—૬૪૭ |
| હીજરી સનની સ્થાપના | ,, | ૬૨૨ |
| મહમુદ કાસમની સ્વારી | ,, | ૭૧૨ |
| સોમનાથની લૂંટ | ,, | ૧૦૨૪ |
| હિંદમાં મુસલમાની રાજ્યની સ્થાપના | ,, | ૧૨૦૬ |
| તૈમુરની ચઢાઈ | ,, | ૧૩૯૮ |
| પાણીપતની લઢાઈ. | ,, | ૧૫૨૬ |
| મોગલાઇની સ્થાપના | ,, | ૧૫૨૬ |
| બાબર | ,, | ૧૫૨૬–૧૫૩૦ |
| હુમાયુ | ,, | ૧૫૩૦–૧૫૫૬ |
| શેરશાહે ગાદી લીધી | ,, | ૧૫૪૦ |
| હુમાયુ ફરીથી ગાદીએ | ,, | ૧૫૫૫ |
| અકબર | ,, | ૧૫૫૬–૧૬૦૫ |
| પાણીપતની લઢાઇ | ,, | ૧૫૫૬ |
| વિજયનગરનો નાશ | ,, | ૧૫૬૫ |
| હલદીઘાટનું યુદ્ધ | ,, | ૧૫૭૬ |

| | | |
|---|---|---|
| ઇસ્ટ ઇંડીઆ કંપની સ્થપાઈ | ,, | ૧૬૦૦ |
| જહાંગીર | ,, | ૧૬૦૫–૧૬૨૭ |
| સુરતમાં અંગ્રેજોની કોઠી | ,, | ૧૬૧૨ |
| સર ટોમસરો મોગલ દરબારમાં | ,, | ૧૬૧૫ |
| શાહજહાન | ,, | ૧૬૨૭–૧૬૫૮ |
| શિવાજીનો જન્મ | ,, | ૧૬૨૭ |
| અંગ્રેજોને મદ્રાસ મળ્યું | ,, | ૧૬૩૯ |
| ,, કલકત્તા મળ્યું | ,, | ૧૬૪૦ |
| ઔરંગજેબ | ,, | ૧૬૫૮–૧૭૦૮ |
| અંગ્રેજોને મુંબાઈ મળ્યું | ,, | ૧૬૬૨ |
| શિવાજીનો રાજ્યાભિષેક | ,, | ૧૬૭૪ |
| ,, નું મરણ | ,, | ૧૬૮૦ |
| યુનાઇટેડ ઇસ્ટ ઇંડીઆ કંપની | ,, | ૧૭૦૮ |
| બહાદુરશાહ | ,, | ૧૭૦૭–૧૭૧૨ |
| બાલાજી વિશ્વનાથ | ઇ. સ. | ૧૭૧૪–૧૭૨૦ |
| બાજીરાવ | ,, | ૧૭૨૦–૧૭૪૦ |
| મરાઠી રાજ્યની શાખાઓ | ,, | ૧૭૨૦–૧૭૪૦ |
| નાદીરશાહની ચઢાઈ | ,, | ૧૭૩૯ |
| બાલાજી બાજીરાવ | ,, | ૧૭૪૦–૧૭૬૧ |
| મહમદશાહ બાદશાહનું મરણ | ,, | ૧૭૪૮ |
| હૈદ્રાબાદના નિઝામનું મરણ | ,, | ૧૭૪૮ |
| મરાઠા રાજા શાહનું મરણ | ,, | ૧૭૪૯ |
| પહેલો કર્ણાટક વિગ્રહ | ,, | ૧૭૪૬–૧૭૪૮ |
| ફ્રેન્ચે મદ્રાસ લીધું | ,, | ૧૭૪૬ |

| | | |
|---|---|---|
| અર્કાટનો ઘેરો | ,, | ૧૭૫૧ |
| કલકત્તાનું કારાગૃહ | ,, | ૧૭૫૬ |
| પ્લાસીની લઢાઇ | ,, | ૧૭૫૭ |
| કર્ણાટકનો બીજો વિગ્રહ | ,, | ૧૭૫૬–૧૭૬૩ |
| લાલીએ ફોર્ટ ડેવીડ લીધું | ,, | ૧૭૫૮ |
| વાંડિવાશની લઢાઇ | ,, | ૧૭૬૦ |
| અંગ્રેજોએ પાંડીચરી લીધું | ,, | ૧૭૬૧ |
| મીરજાફર નવાબ | ,, | ૧૭૫૮–૧૭૬૧ |
| કલાઇવ બીજી વખત હિંદમાંથી ગયો | ,, | ૧૭૬૦ |
| મીરકાસમ બંગાળાનો નવાબ | ,, | ૧૭૬૧ |
| અંગ્રેજોને બરદ્વાન વગેરે મળ્યાં | ,, | ૧૭૬૧ |
| હૈદરઅલ્લી મૈસુરનો સુલતાન | ,, | ૧૭૬૧ |
| પાણીપતની છેલ્લી લઢાઈ | ,, | ૧૭૬૧ |
| પટણાની કતલ | ,, | ૧૭૬૩ |
| બકસારની લઢાઈ | ,, | ૧૭૬૪ |
| અલ્હાબાદના કરાર | ,, | ૧૭૬૫ |
| અંગ્રેજોને બંગાળાની દિવાની મળી | ,, | ૧૭૬૫ |
| પહેલો મૈસુર વિગ્રહ | ,, | ૧૭૬૭–૧૭૬૯ |
| ચંગામ ને ત્રિનોમાળીની લઢાઈ | ,, | ૧૭૬૭ |
| વોરન હેસ્ટીંગ્સ ગવર્નર | ,, | ૧૭૭૨–૧૭૭૪ |
| રેગ્યુલેટીંગ એકટ | ,, | ૧૭૭૩ |
| વોરન હેસ્ટીંગ્સ ગવર્નર જનરલ | ,, | ૧૭૭૪–૧૭૮૫ |
| રાઘોબા સાથે સુરતના કરાર | ,, | ૧૭૭૫ |
| નાનાફડનવીસ સાથે પુરંદરના કરાર | ,, | ૧૭૭૬ |
| ૧ લો મરાઠા વિગ્રહ | ,, | ૧૭૭૮–૧૭૮૨ |

| | | |
|---|---|---|
| ૨ જો મૈસુર વિગ્રહ | ,, | ૧૭૮૦–૧૭૮૪ |
| હૈદરનું મરણ | ,, | ૧૭૮૨ |
| સાલબાઇની સલાહ | ,, | ૧૭૮૨ |
| પીટનું હીંદી બીલ | ,, | ૧૭૮૪ |
| લૉર્ડ કૉર્નવાલીસ | ,, | ૧૭૮૬–૧૭૯૩ |
| ૩ જો મૈસુરવિગ્રહ | ,, | ૧૭૯૦–૧૭૯૨ |
| શ્રીરંગપટ્ટણની સલાહ | ,, | ૧૭૯૨ |
| જાથુ જમાબંધી | ,, | ૧૭૯૩ |
| સર જૉન શૉર | ,, | ૧૭૯૩–૧૭૯૮ |
| નિઝામની કુર્દલાની હાર | ,, | ૧૭૯૫ |
| લોર્ડ વૅલેસ્લી | ,, | ૧૭૯૮–૧૮૦૫ |
| ૪ થો મૈસુર વિગ્રહ | ,, | ૧૭૯૯ |
| ટીપુનું મરણ | ,, | ૧૭૯૯ |
| તાંજોર લીધું | ,, | ૧૮૦૦ |
| કર્ણાટક લીધું | ,, | ૧૮૦૧ |
| વસાઈની સલાહ | ,, | ૧૮૦૨ |
| ૨ જો મરાઠા વિગ્રહ | ,, | ૧૮૦૩–૧૮૦૪ |
| અસાઇ, આર્ગામ ને લાસ્વારીની લડાઇ | ,, | ૧૮૦૩ |
| દેવગામ ને અંજેગામની સલાહ | ,, | ૧૮૦૩ |
| ૩ જો મરાઠા વિગ્રહ | ,, | ૧૮૦૪ |
| દીગની લડાઇ | ,, | ૧૮૦૪ |
| લૉર્ડ કાર્નવાલીસ | ,, | ૧૮૦૫–૧૮૦૫ |
| સર જ્યોર્જબાર્લો | ,, | ૧૮૦૫–૧૮૦૭ |
| વેલોરનું બંડ | ,, | ૧૮૦૬ |
| લૉર્ડ મીન્ટો | ,, | ૧૮૦૭–૧૮૧૩ |

| | | |
|---|---|---|
| કંપનીનો નવો પટો | ,, | ૧૮૧૩ |
| લોર્ડ હેસ્ટીંગ્સ | ,, | ૧૮૧૩–૧૮૨૩ |
| પિંઢારાને વશ કર્યા | ,, | ૧૮૧૩ |
| ગુરખા વિગ્રહ | ,, | ૧૮૧૩–૧૮૧૬ |
| સેગાઉલીની સલાહ | ,, | ૧૮૧૬ |
| ૪ થો મરાઠા વિગ્રહ | ,, | ૧૮૧૭–૧૮૧૮ |
| નાગપુરનું લશ્કર સીતાબલ્ડીમાં હાર્યું | ,, | ૧૮૧૭ |
| હોલકરનું મહીદપુર આગળ હાર્યું | ,, | ૧૮૧૭ |
| પેશ્વાઇનો નાશ | ,, | ૧૮૧૮ |
| લોર્ડ આમહર્સ્ટ | ,, | ૧૮૨૩–૧૮૨૮ |
| ૧ લો બ્રહ્મવિગ્રહ | ,, | ૧૮૨૪–૧૮૨૬ |
| પાન્દાબુની સલાહ | ,, | ૧૮૨૬ |
| ભરતપુરની જીત | ,, | ૧૮૨૬ |
| લોર્ડવિલિયમ બેન્ટીક | ,, | ૧૮૨૮–૧૮૩૫ |
| મૈસુરનો રાજા પદભ્રષ્ટ | ,, | ૧૮૨૮ |
| સતીનો રિવાજ બંધ | ,, | ૧૮૩૨ |
| નવા પટાથી કંપનીનો વેપાર બંધ | ,, | ૧૮૩૩ |
| કુર્ગ ખાલસા થયું | ,, | ૧૮૩૪ |
| સર ચાર્લ્સ મેટ્કાફ | ,, | ૧૮૩૫–૧૮૩૬ |
| છાપખાનાંને છૂટ મળી | ,, | ૧૮૩૫ |
| લોર્ડ આકલાંડ | ,, | ૧૮૩૬–૧૮૪૨ |
| ૧ લો અફગાન વિગ્રહ | ,, | ૧૮૩૬–૧૮૪૨ |
| લોર્ડ એલનબરો | ,, | ૧૮૪૨–૧૮૪૪ |
| સિંધ ખાલસા | ,, | ૧૮૪૩ |
| મહારાજપુર ને પનિયારની લડાઇ | ,, | ૧૮૪૩ |

| | | |
|---|---|---|
| લોર્ડ હાર્ડિંજ | ઈ. સ. | ૧૮૪૪–૧૮૪૮ |
| ૧ લો શિખવિગ્રહ | ,, | ૧૮૪૫–૧૮૪૬ |
| મુદ્કી ને ફીરોજપુરની લડાઈ | ,, | ૧૮૪૫ |
| અલિવાલ ને સોબ્રાઅનની લડાઇ | ,, | ૧૮૪૬ |
| લોર્ડ ડેલહાઉસી | ,, | ૧૮૪૮–૧૮૫૬ |
| સતારા ખાલસા | ,, | ૧૮૪૮ |
| ૨ જો શિખ વિગ્રહ | ,, | ૧૮૪૮–૧૮૪૯ |
| ચીલીયનવાલા ને ગુજરાતની લડાઇ | ,, | ૧૮૪૯ |
| પંજાબ ખાલસા | ,, | ૧૮૪૯ |
| ૨ જો બ્રહ્મીવિગ્રહ | ,, | ૧૮૫૨ |
| નાગપુર ખાલસા | ,, | ૧૮૫૩ |
| નિઝામે વરાડ આપ્યું | ,, | ૧૮૫૩ |
| બંગાળામાં લેફ્ટેનન્ટ ગર્વનર નીમ્યો | ,, | ૧૮૫૩ |
| અયોધ્યા ખાલસા | ,, | ૧૮૫૬ |
| લોર્ડ કેનીંગ | ,, | ૧૮૫૬–૧૮૫૮ |
| દેશી સિપાઇઓનો બળવો | ,, | ૧૮૫૭ |
| મહારાણીનો ઢંઢેરો | ,, | ૧૮૫૮ |
| લોર્ડ કેનીંગ વાઇસરૅાય | ,, | ૧૮૫૮–૧૮૬૨ |
| લોર્ડ એલ્જીન | ,, | ૧૮૬૩ |
| લોર્ડ લૅારેન્સ | ,, | ૧૮૬૪–૧૮૬૯ |
| ભુતાન સાથે વિગ્રહ | ,, | ૧૮૬૫ |
| લોર્ડ મેયો | ,, | ૧૮૬૯–૧૮૭૨ |
| લોર્ડ નોર્થ બ્રુક | ,, | ૧૮૭૨–૧૮૭૬ |
| પ્રિન્સ ઑફ વેલ્સ (૭મા એડવર્ડ)ની પધરામણી | ,, | ૧૮૭૫ |

| | | |
|---|---|---|
| લોર્ડ લિટન | ઇ. સ. | ૧૮૭૬–૧૮૮૦ |
| મહારાણીએ કૈસરે હિંદનો ખિતાબ ધારણ કર્યો | ,, | ૧૮૭૭ |
| ૨ જો અફઘાન વિગ્રહ | ,, | ૧૮૭૮–૧૮૭૯ |
| લોર્ડ રિપન | ,, | ૧૮૮૦–૧૮૮૪ |
| સ્થાનિક સ્વરાજ્યની સ્થાપના | ,, | ૧૮૮૨–૧૮૮૩ |
| લોર્ડ ડફરિન | ,, | ૧૮૮૪–૧૮૮૮ |
| ૩ જો બ્રહ્મવિગ્રહ | ,, | ૧૮૮૫ |
| બ્રહ્મદેશ ખાલસા | ,, | ૧૮૮૬ |
| લોર્ડ લન્સડાઉન | ,, | ૧૮૮૮–૧૮૯૪ |
| લોર્ડ એલ્જીન | ,, | ૧૮૯૪–૧૮૯૯ |
| લોર્ડ કર્ઝન | ,, | ૧૮૯૯–૧૯૦૫ |
| સાતમા એડવર્ડ ગાદીએ | ,, | ૧૯૦૧ |
| બંગાળાના ભાગલા | ,, | ૧૯૦૪ |
| લોર્ડ મિન્ટો | ,, | ૧૯૦૫–૧૯૧૦ |
| મિન્ટો–મોર્લિના સુધારા (ઇન્ડીયન કૌંસીલ એક્ટ) | ,, | ૧૯૦૯ |
| લોર્ડ હાર્ડિંજ | ,, | ૧૯૧૦–૧૯૧૬ |
| પાંચમા જ્યોર્જ શહેનશાહ | ,, | ૧૯૧૦–૧૯૧૧ |
| દિલ્હી રાજધાની બન્યું | ,, | ૧૯૧૧ |
| બંગાળાના ભાગલા રદ | ,, | ૧૯૧૧ |
| મહાન યુરોપીય યુદ્ધ | ,, | ૧૯૧૪–૧૯૧૮ |
| લોર્ડ ચેમ્સફર્ડ | ,, | ૧૯૧૬–૧૯૨૧ |
| મોંટે-ચેમ્સ-સુધારા (ગવર્નમેંટ ઑફ ઇંડીઆ બીલ) | ,, | ૧૯૧૯ |
| લોર્ડ રીડીંગ | ,, | ૧૯૨૧–૧૯૨૬ |
| લોર્ડ ઇર્વીન | ,, | ૧૯૨૬ |

---

# હિંદમાં અંગ્રેજી રાજ્યનો ફેલાવો.

**રાજ્ય વધારનાર**—હિંદમાં અંગ્રેજી રાજ્યની સ્થાપના કલાઇવે કરી પછી તેમાં માર્કવીસ વેલસ્લીએ સહાયકારી લશ્કરની યોજનાથી વધારો કર્યો. અને તેની રાજનીતિ અખત્યાર કરીને લોર્ડ હેસ્ટીંગ્સ તથા લોર્ડ ડેલહાઉસીએ અંગ્રેજી રાજ્ય હાલની સ્થિતિએ પહોંચાડયું. તેથી આ ચાર અંગ્રેજી રાજ્યની ઇમારત ચણનાર કે રાજ્ય વધારનાર કહેવાય છે. લોર્ડ વેલસ્લીએ અંગ્રેજી રાજ્યની સત્તા સર્વોપરી બનાવી માટે તેણે **હિંદનો નવો નકશો રચ્યો એમ કહેવાય છે.**

**કલાઇવના વખતમાં અંગ્રેજી મુલક**—તેના આવતા પહેલાં **મદ્રાસ** ચંદ્રગીરીના રાજા પાસેથી વેચાણ લઇને, **મુંબાઇ** ઇંગ્લાંડના રાજા પાસેથી ભાડે લઇને તથા ફોર્ટ સેંટડેવીડ, કલકત્તા ને ગોવિંદપુરમાં અંગ્રેજી મુલક હતો. તેમાં ચોવીસ પરગણાં ( કલાઇવની જાગીર ), બંગાળા બિહાર ને ઓઢીઆ ઈ. સ. ૧૭૬૫ માં દિલ્હીના બાદશાહ પાસેથી બક્ષીસ મેળવીને, ઉત્તર સરકાર, મછલ્લીપટ્ટણ તથા બરદ્વાન, ચીતાગોંગ ને મેદનીપુરનો મુલક ઉમેર્યો.

**કોર્નવાલીસ સુધીનો વધારો**—ઈ. સ. ૧૭૯૨ માં મલબાર, સેલમ ને મદુરા મળ્યાં તથા હેસ્ટીંગ્સે સાલ્બાઇ ને વસાઈ ઉમેર્યા હતાં.

**લોર્ડ વેલસ્લીના વખતનો વધારો**—તેણે મદ્રાસ ઇલાકો પુરો કર્યો; વાયવ્ય પ્રાંતો ને દોઆબ અયોધ્યાના નવાબ પાસેથી સહાયકારી લશ્કરના બદલામાં લીધાં, તંજાવર, સુરત, ખાલસા કરીને તથા ભરૂચ ને પાવાગઢ સિંધીયા પાસેથી લીધાં.

**લોર્ડ હેસ્ટીંગ્સે કરેલો વધારો**—તેણે ગુરખા વિગ્રહથી કમાઉન પ્રાંત મેળવ્યો અને ગુજરાત તથા મહારાષ્ટ્ર પેશ્વા પાસેથી

તથા ખાનદેશ હોલ્કર પાસેથી મેળવીને મુંબઇ ઇલાકો બનાવ્યો.

**લોર્ડ ડેલહાઉસીએ કરેલો વધારો**—તેના પહેલાં આસામ, આરાકાન ને તીનાસરીમ બ્રહ્મી વિગ્રહથી, કુર્ગ ને સિંધ ખાલસા કરીને તથા સતલજ ને રાવી વચ્ચેનો દુઆબ પહેલા શીખ વિગ્રહથી ઉમેરાયાં હતાં; તેમાં તેણે સતારા, પંજાબ, પેગુ, નાગપુર, ઝાંસી, વરાડ ને અયોધ્યા ઉમેર્યાં.

**બ્રિટીશ હિંદ હાલની સ્થિતિમાં**—ઈ. સ. ૧૮૬૮ માં પંચમહાલ સિંધીયા પાસેથી ઝાંસીના બદલામાં મળ્યો, પછી લોર્ડ-લિટને બ્રિટીશ બલુચિસ્તાન ઉમેર્યો અને છેવટે લોર્ડ ડફરીને ત્રીજા બ્રહ્મી વિગ્રહના અંતે બ્રહ્મદેશ ઉમેરીને હાલનું બ્રિટિશ હિંદ બનાવ્યું.

---

## હિંદમાં થએલી પ્રખ્યાત લડાઇઓ.

**પાણીપત** ( ઇ. સ. ૧૧૯૩ ) માં મહમદ ઘોરીએ પૃથ્વીરાજને હરાવ્યો.

**ફતેપુર સીક્રી** (ઈ. સ. ૧૫૨૭) માં બાબરે સંગરાણાને હરાવ્યો.

**પાણીપત** ( ઇ. સ. ૧૫૫૬ ) માં બહેરામે હેમુને હરાવ્યો.

**તાલીકોટ** ( ઈ. સ. ૧૫૬૫ ) માં બ્રાહ્મણી રાજ્યોએ વિજયનગરને હરાવ્યું.

**અર્કાટ** (ઇ. સ. ૧૭૫૧) માં કલાઇવે ચંદા સાહેબને હરાવ્યો.

**પ્લાસી** (ઈ. સ. ૧૭૫૭) માં કલાઇવે સિરાજુદ્દોલાને હરાવ્યો.

**વાંડીવાશ** (ઇ. સ. ૧૭૬૦) માં સર આયરકૂટે ફ્રેંચોને હરાવ્યા.

**પાણીપત** (ઇ. સ. ૧૭૬૧) માં અહમદશાહે મરાઠાને હરાવ્યા.

**ચીલીયનવાલા** (ઈ. સ. ૧૮૪૯) માં અંગ્રેજોએ શીખોને હરાવ્યા.

જો આ લડાઇઓનું પરિણામ આવ્યું છે તેથી ઉલટું આવ્યું

હોત તો દરેક વખતે જે સત્તા જોર પર આવી છે તેને બદલે હારેલી સત્તા બળવાન થાત; એથી હિંદનો ઇતિહાસ આજે છે તેથી જુદો લખાયો હોત. આ બાબતની કલ્પના આવેલા પરિણામ ઉપરથી કરી શકાય તેમ છે. તેથી આ લઢાઇઓ ઘણી અગત્યની ગણાઈ છે.

## કેટલાક વિગ્રહોની સમજુતી.

આ પુસ્તકમાં દરેક વિગ્રહ (૧) કારણ (૨) લઢાઈ (૩) સલાહ (૪) પરિણામ એમ વિગતવાર હકીકતથી લખવામાં આવેલો છે. તે ઉપરાંત કંઇ કહેવા જેવું અહીં જણાવ્યું છે:—

(૧) પહેલો કર્ણાટક વિગ્રહ '**આર્કાટનો વિગ્રહ**' એ નામે પણ ઓળખાય છે. (૨) બંગાળાના નવાબો સાથેની લઢાઇઓને **બંગાળી વિગ્રહ** કહેવામાં આવે છે. તેમાં પ્લાસીના યુદ્ધને પહેલો અને મીરકાસમ સાથેની લઢાઇને બીજો વિગ્રહ કહે છે. (૩) ગુરખા સાથેની લઢાઇને **નેપાળી વિગ્રહ** કે **ગુરખા વિગ્રહ** કહેવાય છે. (૪) પિંઢારાને વશ કરવા માટેની લડાઇ **પિંઢારી વિગ્રહ**ના નામે પણ ઓળખાય છે. (૫) **ચીનાઇ વિગ્રહ**–(ઇ. સ ૧૮૪૦–૪૨) **કારણ**—ચીનના રાજાએ પોતાના દેશમાં આવતું બ્રિટીશ અફીણ અટકાવ્યું. **લઢાઇ**:–આથી અંગ્રેજ સરદાર ગોફે ચીનના રાજાને હરાવ્યો. **સલાહ**—નાનકીનમાં ઈ. સ. ૧૮૪૨ માં સલાહ થઇ તેથી **પરિણામ**—અંગ્રેજોને ચીનમાં વેપાર કરવાની રજા મળી. (૬) લોર્ડ એલન્બરોના વખતમાં ગ્વાલીયર સાથે જે લઢાઇ થઇ તેને **સિંધીયા વિગ્રહ** પણ કહેવામાં આવે છે, (૭) **ભુતાન વિગ્રહ** (ઈ. સ. ૧૮૬૪)—**કારણ**—ભુતાનના રાજાએ તળેટી આગળના આસામના લોકોને પકડી ગુલામ બનાવવા માંડયા. **સલાહ**—આથી અંગ્રેજી લશ્કરે ભુતાનના રાજાને હરાવ્યો. **લઢાઈ** ને **પરિણામ**—ગુલામો

છુટા થયા ને સલાહ થઇ. (૮) **તિબેટ વિગ્રહ** (ઇ. સ. ૧૯૦૪)—**કારણ**—તિબેટના રાજાએ અંગ્રેજી રૈયતને હરકત કરવા માંડી તેથી તેનો બંદોબસ્ત કરવા કમીશન મોકલ્યું છતાં તેઓ સામા થયા. **લઢાઇ**—અંગ્રેજ લશ્કરે તિબેટની રાજધાની લાસા જીતી લીધું. **સલાહ** ને **પરિણામ**—એ રાજાની જગાએ બીજાને ગાદી આપી અને વેપાર કરવાની છુટ મેળવી. (૯) **મહાન યુરોપીય વિગ્રહ** (ઈ. સ. ૧૯૧૪–૧૯૧૮)—**પક્ષ** (૧) સર્વિયા, રૂશિયા, ફ્રાન્સ, ઈંગ્લાંડ, બેલ્જીયમ, ઇટાલી, રોમાનીયા, જાપાન, પોર્ટુગાલ ને યુનાઈટેડ સ્ટેટસ. આ પક્ષને મિત્રરાજ્યો કહેવામાં આવે છે. (૨) ઓસ્ટ્રીઆ, જર્મની, તુર્કસ્તાન, ને બલ્ગેરીઆ. **કારણ**—(૧) ઓસ્ટ્રીઆના રાજકુંવર તથા તેની રાણીનું સર્વીયાની હદમાં ખુન થયું. (૨) ઓસ્ટ્રીઆનો પક્ષ લઈ જર્મની પોતાનું બળ બતાવવા લઢવા ઇચ્છતું હતું. (૩) મિત્ર રાજ્યોએ 'નાનાને મોટાએ ન કચરવા' એ રાજ્યનીતિ સ્વીકારેલી હોવાથી સર્વિયાનો પક્ષ કર્યો. (૪) ખરૂં કારણ બધાં રાજ્યોને પોતાનો વેપાર બીજાને નુકસાન કરી વધારવાનો હેતુ હતો. **લઢાઈ**—ઇ. સ. ૧૯૧૪ ના ઑગસ્ટની ૪ થી તારીખે લઢાઇ જાહેર થઇ. આ લઢાઈમાં બંને પક્ષ તરફથી આધુનિક સુધારા મુજબની શોધોથી સામા પક્ષને હેરાન કરવાની ઘણી તજવીજ થઇ. છેવટે જર્મનીવાળો પક્ષ હાર્યો ગણાયો. **સલાહ**—ઇ. સ. ૧૯૧૮ ના નવેમ્બરની ૧૧ મી તારીખે ૧૧ વાગે આ યુદ્ધ બંધ રાખવાની કામ ચલાઉ સલાહ થઇ. **પરિણામ**—૧૯૧૯ માં વર્સેલ્સ મુકામે પાકી સલાહ થઇ આથી મિત્ર રાજ્યોની પ્રતિષ્ટા વધી પણ દરેક રાજ્યે પોતાનું બળ વધારવાનો નિશ્ચય કર્યો. આ યુદ્ધ વખતે એક જર્મન આગબોટે હિંદના કિનારે આવીને કેટલુંક નુકસાન કર્યું હતું.

---

# કેટલાંક તહનામાં

દરેક વિગ્રહને અંતે તે સંબંધી થયેલા કરારો આપવામાં આવ્ય છે. કેટલાક કરારો વધારાના જાણવા જેવા હોવાથી અહીં આપ્યા છે

**વરગામ** ( ઈ. સ. ૧૭૭૯ )—પેશ્વા અને અંગ્રેજ વચ્ચે આ કરા પહેલા મરાઠા વિગ્રહની અધવચમાં કરવામાં આવ્યા હતા પણ અંગ્રેજોએ પાળ્યા ન હતા (૧) અંગ્રેજોએ પેશ્વાનો લીધેલો મુલક પાછો આપવો (૨) ભરૂચ સિંધીયાને આપવું (૩) બંગાળાથી આવ અંગ્રેજ લશ્કર પાછું વાળવું (૪) આ શરતો પળાતાં સુધી બે અંગ્રેજ અમલદારોને બાંહેધરીમાં આપવા.

**હૈદ્રાબાદ** ( ઈ. સ. ૧૭૯૮ ) માં નિઝામે વેલેસ્લીની શરતે મુજબ સહાયકારી સૈન્ય રાખવા કબુલ કર્યું.

**અયોધ્યા** ( ઈ. સ. ૧૮૦૧ ) માં અયોધ્યાના નવાબે સહાયકારી સૈન્ય રાખવાનું કબુલ કર્યું ગંગા જમના વચ્ચેનો પ્રદેશ અંગ્રેજોને આપ્યો.

**રાયપુરઘાટ** ( ઇ. સ. ૧૮૦૫ ) માં હોલ્કર ને અંગ્રેજો વચ્ચે બીજા મરાઠા વિગ્રહને અંતે આ સલાહ થઇ. (૧) અંગ્રેજોએ જીતેલે હોલ્કરનો મુલક પાછો આપવો. (૨) ચંબલ નદીના ઉત્તરના મુલકને દાવો હોલ્કરે છોડી દેવો (૩) ગ્વાલીયર સિંધીયાને આપવું (૪) એક બીજાને અડચણ કરવી નહિ.

**મંદેસર** ( ઇ. સ. ૧૮૧૭ )—માં ચોથા મરાઠા વિગ્રહને અંતે હોલ્કરને અંગ્રેજ વચ્ચે આ સલાહ થઈ (૧) હોલ્કરે સહાયકારી સૈન્ય રાખવું. (૨) સાતપુડાની દક્ષિણનો મુલક અંગ્રેજોને આપવો (૩ પિંઢારાને મદદ કરવી નહિ ને રજપુતાના ઉપરનું ઉપરીપણું છોડી દેવું. (૪) રાજ્યમાં એક અંગ્રેજ રેસીડેન્ટ રાખવો.

**પુના** ( ઇ. સ. ૧૮૧૭ ) માં બાજીરાવ ને અંગ્રેજ વચ્ચે ચોથા મરાઠી વિગ્રહના આરંભમાં આ કરાર થયા હતા. (૧) સહાયકારી લશ્કરના ખર્ચ બદલ અહમદનગર ને બીજો કેટલોક મુલક અંગ્રેજોને આપવો. (૨) અંગ્રેજી લશ્કરમાં વધારો કરવો (૩) મરાઠા રાજ્યોનું ઉપરીપણું છોડી દેવું.

**ઇંદોર** (ઇ. સ. ૧૮૧૮)—માં ચોથા મરાઠા વિગ્રહને અંતે આ કરાર થયા. (૧) પેશ્વાએ પોતાનું રાજ્ય છોડી દેવું (૨) વાર્ષિક આઠ લાખ રૂપીઆ પેન્શન લઇ બિથુરમાં રહેવું. (૩) પેશ્વાએ ધર્માદા આપેલી જાગીરો અને વર્ષાસન અંગ્રેજોએ પણ ચાલુ રાખવાં.

**નાનકીન** ( ઇ. સ. ૧૮૪૨ ) માં ચિનાઇ વિગ્રહને અંતે આ કરાર થયા (૧) હોંગકોંગ બેટ અંગ્રેજને આપવો. (૨) અમુક બંદરોમાં અંગ્રેજોને વેપારની છુટ આપી.

**ગ્વાલીયર** ( ઇ. સ. ૧૮૪૪ ) માં સિંધીઆ અને અંગ્રેજ વચ્ચે આ કરાર થયા. (૧) સિંધીયાનું સૈન્ય ઘટાડી ૯ હજાર રાખવું (૨) અંગ્રેજી સહાયકારી સૈન્ય રાખવું (૩) તારાબાઇને ૩ લાખનું વર્ષાસન બાંધી આપ્યું ને ૬ મરાઠા સરદારોની કૌંસીલ નીમી તેને જયાજી રાવ મોટો થતાં સુધી રાજ્યનો વહીવટ સોંપ્યો.

---

## કંપનીને મળેલા પટા

૧. ઈ. સ. ૧૬૦૦માં ઇંગ્લીશ ઇસ્ટ ઈંડીઆ કંપનીને રાણી ઇલિઝાબેથે હિંદમાં વેપાર કરવાની સનંદ આપી.

૨. ઈ. સ. ૧૬૬૧માં બીજા ચાર્લ્સ રાજાએ નવી સનંદ આપી. તેમાં કંપનીને સિક્કા પાડવાની તથા પોતાના તાબાની રૈયત ઉપર હકુમત ચલાવવાની સત્તા મળી.

૩. ઇ. સ. ૧૭૦૨માં યુનાઇટેડ ઇન્ટ ઈંડીઆ કંપનીને હિંદ સાથે વેપાર કરવાનો કુલ હક મળ્યો તેથી બીજો કોઈ અંગ્રેજ વેપાર કરી શકે નહિ.

૪. ઇ. સ. ૧૭૭૩માં રેગ્યુલેટીંગ એક્ટ કરીને દર ૨૦ વર્ષે નવો પટો આપવાનું ઠરાવ્યું. ( આ વખતે તથા પાછળથી પણ રાજ્ય વ્યવસ્થામાં જે ફેરફાર થયા તે રાજ્ય વહીવટની શરૂઆતમાં આપ્યા છે. )

૫. ઇ. સ. ૧૭૯૩માં થોડો ફેરફાર કરી નવો પટો આપ્યો.

૬. ઇ. સ. ૧૮૧૩માં નવો પટો કરી આપ્યો. એથી કોઇપણ અંગ્રેજને હિંદમાં વેપાર કરવાની રજા મળી ( કારણ કે આજ સુધી હિંદનો માલ ત્યાં લઇ જવો હતો, પણ હવેથી ઈંલાંડનો માલ અહીં ખપાડવો હતો. )

૭. ઇ. સ. ૧૮૩૩માં નવો પટો આપ્યો. એથી કંપનીનો વેપાર તદ્દન બંધ કર્યો

૮. ઈ. સ. ૧૮૫૩માં પટાની હદ ૨૦ વર્ષની બદલીને રાજાની મરજી પડે ત્યાં સુધીની ઠરાવી.

૯. ઇ. સ. ૧૮૫૮માં કંપની પાસેથી રાજ્ય કારભાર પણ લઈ લીધો.

---

## કેટલાક મુકાબલા

**મુકાબલા કેમ કરવા ?**—મુકાબલો એટલે સરખામણી. કોઈ પણ બે કે તેથી વધારે માણસો કે બનાવો વચ્ચે મુકાબલો કરવાનો હોય છે. ત્યારે જેના વચ્ચે સરખામણી કરવાની હોય તેનાં સામાન્ય લક્ષણો ( મળતાપણું ) પ્રથમ ગણાવવું ને ત્યારપછી તફાવત બતાવવો. અને એ તફાવતો ઉપરથી કોણ કોનાથી શાથી ચઢિયાતું છે તે બતાવવું.

## મહમદ ગિજની અને ઘોરી.

**મળતાપણું**—(૧) બંને મુસલમાન અને અફઘાનીસ્તાનના હતા. (૨) બંનેએ હિંદ ઉપર સ્વારીઓ કરી છે (૩) લડાઇ વખતની અને શત્રુ તરફની બંનેની વર્તણુંક સરખી હતી.

**તફાવત**—(૧) ગિજનીએ દ્રવ્ય લોભથી સ્વારીઓ કરી હતી જ્યારે ઘોરીએ રાજ્ય લોભથી કરી હતી. (૨) ગિજનીની સ્વારીઓથી હિંદને પૈસા સિવાય બીજું નુકશાન નથી થયું, જ્યારે ઘોરીની સ્વારીઓથી હિંદુ રાજ્ય નાશ પામ્યું.
(૩) ગિજનીના હાથે પોતાના ધર્મીઓ માટે કે સરદારો માટે કેટલાંક સારાં કામ થયાં હતાં પણ ઘોરીના હાથે તેવું થયાની ખબર નથી. આ ઉપરથી **ઘોરી કરતાં ગિજનીને સારો** કહી શકાય.

## અલ્લાઉદ્દીન ખીલજી ને ઔરંગજેબ.

**મળતાપણું**—(૧) બંને ધર્માંધ હોઈ હિંદુઓ તરફની વર્તણુક સરખી હતી (૨) વહેમી અને કુટુંબનો નાશ કરવામાં બંને સરખા હતા (૩) રાજ્યની હદ વધારવાની ઈચ્છામાં પણ બંને સરખા હતા.

**તફાવત**—(૧) અલ્લાઉદ્દીન વિષયી હતો પણ ઔરંગજેબ તેવો નહોતો. (૨) ઔરંગજેબ અલ્લાદીન કરતાં ધાર્મિક દ્રષ્ટીએ પણ સારો હતો. આ ઉપરથી જણાય છે કે અલ્લાઉદ્દીન કરતાં ઔરંગજેબ કંઇક સારો ગણાય.

## અકબર ને ઔરંગજેબ.

**મળતાપણું**—(૧) બંને મોગલ હોઇ એકજ વંશના હતા (૨) બંનેની ઇચ્છા પોતાની પાદશાહીની વૃદ્ધિ કરવાની હતી. (૩) બંને રાજ્યનીતિને જાણનાર હતા.

**તફાવત**—(૧) અકબરની શરૂઆતની મુસ્કેલીઓ ઔરંગજેબ

કરતાં વધારે હતી છતાં તેણે રાજ્ય દૃઢ કર્યું માટે વિજેતા તરીકે તે વધારે મોટો ગણાય (૨) અકબર કુટુંબપ્રેમી હતો ત્યારે ઔરંગજેબ કુટુંબદ્રોહી હતો (૩) અકબર ઉદાર દીલનો હતો ત્યારે ઔરંગજેબ સાંકડા દીલનો હતો (૪) અકબર એકવચની હતો ત્યારે ઔરંગજેબ તેવો નહોતો (૫) વિધર્મીઓ તરફની બંનેની વર્તણુકમાં મોટો તફાવત હતો.

આ ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે અકબર મહાન હતો અને તેણે પોતાનું રાજ્ય મજબુત કર્યું. જ્યારે ઔરંગજેબે તેના નાશનાં બીજ વાવ્યાં આ નમુના મુજબ બીજા પણ ઘણા મુકાબલા કરી શકાય.

## ટુંકાં જીવનચરિત્રો

**નોંધ**—આ પુસ્તકમાં ઘણાં ખરાં જાણવા જેવાં ચરિત્રો તેની યોગ્ય જગાએ જ આપ્યાં છે. તેથી અહીં માત્ર વધારાનાં અથવા તો થોડી હકીકત આપી હોય તેવાંજ આપ્યાં છે.

**નિઝામ ઉલ્મુલ્ક**—હાલના નિઝામના રાજ્યનો સ્થાપક એ હતો. એનું નામ **અસોફખાં** હતું. તે દિલ્હીના પાદશાહનો વજીર હતો પણ તેની સાથે મતભેદ થવાથી તેણે સ્વતંત્ર રાજ્ય સ્થાપ્યું હતું. તે બહાદુર લઢવૈયો ને રાજ્ય વહીવટમાં કુશળ હતો. તે ઇ. સ. ૧૭૪૮ માં મરણ પામ્યો.

**નાનાફડનવીસ**—એ મરાઠી રાજ્યનો છેલ્લો મહાપુરૂષ હતો. તેને પેશ્વાની ગાદી વિષે સારૂં માન હતું. તેથી તેને ટકાવી રાખી મજબુત કરવા માટે તેણે ઘણા પ્રયત્ન કર્યા હતા. મરાઠી પહેલા વિગ્રહ વખતે તે રાઘોબાના સામા પક્ષનો આગેવાન હતો. વળી તે છેલ્લા પેશ્વા બાજીરાવને ગાદી આપવાની વિરૂદ્ધમાં હતો. તેણે પોતાની હયાતીમાં પેશ્વાઇને પરતંત્ર થવા દીધી નહિ.

**મહાદજી સિંધીયા**—એ એક મોટો મરાઠા સરદાર હતો. ઇ. સ. ૧૭૬૧ ના પાણીપતના યુદ્ધ વખતે તેને પગની ખોડ આવી હતી પણ બચી ગયો હતો. તેણે મરાઠી રાજ્યની મોટાઈ વધારવા ખાસ પ્રયત્ન કર્યો હતો, તેને નાના ફડનવીસ સાથે અણબનાવ હતો છતાં છેવટે બંને એક થયા હતા. સાલબાઇની સલાહ તેના મધ્યસ્થાપણાથી થઈ હતી, એટલું બધું તેનું માન હતું. તેણે ઉત્તર હિંદમાં મરાઠાની સત્તા બેસાડી હતી. તે ઇ. સ. ૧૭૯૨ માં દિલ્હીના પાદશાહ તરફથી પેશ્વા માટે વકીલ-ઇ-મુત્લકનો ઈલ્કાબ ને પોષાક લાવ્યો હતો.

**રાઘોબા**—એ પહેલા બાજીરાવનો પુત્ર અને બીજા બાજીરાવનો પિતા હતો તેનામાં દીર્ઘદૃષ્ટિ નહોતી ને રાજ્યલોભ ઘણો હતો તેથીજ અબદલ્લી સાથેની લઢાઇ ને પહેલો મરાઠા વિગ્રહ થવા પામ્યાં હતાં. આ પુરૂષે શિવાજીની સત્તાના નાશનાં બીજ રોપ્યાં હતાં. તેના ગુણ તેના પુત્રમાં ઉતરી આવ્યા હતા.

**સર આયરકૂટ**—એ એક અંગ્રેજ સરદાર હતો. તે ઇ. સ. ૧૭૫૯માં હિંદમાં આવ્યો હતો અને બીજા જ વર્ષે તેણે ફ્રેંચોને **વાંડી-વાશમાં** સખત હાર ખવડાવી એથી તે **વાંડીવાશનો વીર** કહેવાયો. ત્યારપછી તેણે પાંડીચરી પણ જીતી લીધું હતું તેથી તેને બંગાળાના લશ્કરનો સેનાપતિ બનાવ્યો હતો. બીજા મૈસુરી વિગ્રહમાં તેણે હૈદરને હરાવ્યો હતો.

**આર્થર વેલસ્લી**—એ માર્કવીસ વેલસ્લીનો ભાઈ હતો. તે ઇ. સ. ૧૭૯૭માં હિંદમાં લશ્કરી ખાતામાં આવ્યો હતો. મરાઠી બીજા વિગ્રહમાં તેણે બહુજ બહાદુરી બતાવી હતી. ત્યારપછી મૈસુરી ચોથા વિગ્રહને પરિણામે તે ત્યાંના હિંદુ રાજાનો રક્ષક નીમાયો હતો. તે

તેના ભાઈ સાથે હિંદમાંથી પાછો ગયો. ત્યાં તેણે ઇ. સ. ૧૮૧૫માં મહાન નેપોલીયનને વોટર્લુની લઢાઇમાં હરાવ્યો તેથી તેને અસાધારણ માન મળ્યું પછી તેને ડ્યુક ઑાવ વેલીંગ્ટનની પદવી મળી હતી. છેવટે તે ઈંગ્લાંડનો મુખ્ય પ્રધાન થયો હતો.

**લોર્ડ લેક**—તે અંગ્રેજ સરદાર હતો. તેણે બીજા ને ત્રીજા મરાઠી વિગ્રહમાં સિંધીયા, હોલ્કર તથા ભોંસલેને હરાવ્યા હતા. તેણે ઇ. સ. ૧૮૦૫માં ભરતપુરના કિલ્લાને ઘેરો ઘાલ્યો હતો પણ તે જીતાયો નહોતો.

**લોર્ડ ગોફ**—તે અંગ્રેજ સરદાર હતો. તેણે ચીન સાથેની લઢાઇમાં જીત મેળવી હતી. સિંધીયા વિગ્રહમાં પણ જીત મેળવી હતી. અને શીખો સાથેના બંને વિગ્રહોમાં ઘણી બહાદુરી બતાવી હતી.

**જનરલ હેવલોક**—તે બહાદુર અંગ્રેજ સરદારે ઈ. સ. ૧૮૫૭ના બળવા વખતે કાનપુર તથા લખનૌમાં ઘણી બહાદુરી બતાવી હતી. તેથી તેને મહારાણીએ વર્ષાસન ને ઇલ્કાબ આપ્યાં પણ તેવામાં તે મરણ પામ્યો.

**સરચાર્લ્સ નેપીઅર**—તે અંગ્રેજ સરદાર હતો. તેણે સિંધ ખાલસા કરવા માટેની ચળવળમાં તથા લઢાઈમાં આગેવાની લીધી હતી.

**સર જોન માલ્કમ**—તે એક પ્રખ્યાત અંગ્રેજ સરદાર અને લેખક હતો, તેણે ત્રીજા મૈસુર વિગ્રહમાં, બીજા, ત્રીજા, તથા ચોથા મરાઠી વિગ્રહમાં આગેવાની લીધી હતી. તે ઇ. સ. ૧૮૨૭માં મુંબઇનો ગવર્નર થયો હતો. તેણે ઇરાનનો, કલાઈવનો અને મધ્ય હિંદનો ઇતિહાસ લખ્યા છે.

**માઉન્ટ સ્ટુઅર્ટ એલ્ફીસ્ટન**—તેણે બીજા અને ચોથા મરાઠી વિગ્રહમાં ભાગ લીધો હતો અને અફઘાનીસ્તાનમાં એલચી તરીકે તથા પુના અને નાગપુરમાં રેસીડેન્ટ તરીકે કામ કર્યું હતું. પાછળથી તે મુંબઇનો ગવર્નર થયો હતો. તેણે હિંદનો ઇતિહાસ લખ્યો છે.

**લોર્ડ સિંહા**—એ એક પ્રખ્યાત બેરીસ્ટર હતા તેમણે શરૂઆતમાં દેશકાર્યમાં સારો ભાગ લેવા માંડયો હતો પણ સત્તા કીર્તિ તથા પૈસાના લોભે કરીને તેમણે રાજ્યકાર્ય ચલાવ્યું. તે ઈ. સ. ૧૯૦૯માં વાઈસરોયની કારોબારી સભાના સભ્ય થયા હતા, તે હિંદી પ્રધાનના ઉપમંત્રી પણ હતા. છેવટે તેમને લોર્ડનો ખિતાબ મળ્યો. તેથી તેમનું મૂળ નામ સત્યેંદ્ર પ્રસન્ન સિંહા બદલાઇને **લોર્ડ સિંહાથી** જાણીતા થયા. તે ઈ. સ. ૧૯૨૦માં બિહાર ને ઓઢીઆના પહેલા હિંદી ગવર્નર નીમાયા હતા. ને ઇ. સ. ૧૯૨૭માં ગુજરી ગયા.

---

## હિંદ પર થયેલી પરદેશી સ્વારીઓ

**સેમિરામિસ**—યુધિષ્ઠિરના વંશજોના સમયમાં એસિરિયા દેશની સેમિરામિસ નામે રાણીએ હિંદ પર સ્વારી કરી હતી. તેનું સૈન્ય હાથીઓ જોઇને ડરીને નાસી ગયું.

**સેસોસ્ત્રિસ**—એ મીસરનો રાજા હતો. તેણે મગધના સહદેવના વંશજોના સમયમાં હિંદ પર સ્વારી કરી હતી પણ હારીને પાછો ગયો હતો.

**દરવેશ ગુસ્તાસ્પ**—ઇ. સ. પૂ. ૫૧૮માં ઇરાનનાપારસી રાજા ગુસ્તાસ્પે પંજાબ ઉપર ચઢાઇ કરી કેટલોક ભાગ જીતી લીધો હતો.

**સિકંદર અને સેલ્યુકસ**—આ સંબંધી હકીકત પાછળ આવી ગઈ છે. ત્યારપછી મુસલમાનોની જે સ્વારીઓ થઇ તે જાણીતી છે.

## પરદેશીઓના હેવાલો.

જુના વખતમાં મેગેસ્થીનીસ, ફાહીયાન ને હુએનત્સાંગ વગેરેના હેવાલો પાછળ આપ્યા છે.

# પરીક્ષાઓમાં પૂછાએલા કેટલાક પ્રશ્નોના ઉત્તરો.

**ચોથ**—એટલે મરાઠાઓ બીજા રાજાઓ પાસેથી તેમની ઉપજનો ચોથો ભાગ ઉઘરાવતા તે. શરૂઆતમાં એ લોકો પોતાનાથી ઓછા બળવાળાં રાજ્યોમાંથી બળજોરીથી ઉઘરાવતા પણ બાદશાહ બનાવનાર સૈયદહુસેને મહમદશાહ પાસેથી દક્ષિણમાંથી ચોથ ઉઘરાવવાનો હક પેશ્વાને અપાવ્યો હતો. અને પાછળથી પહેલા બાજીરાવે આખા હિંદમાંથી ચોથ ઉઘરાવવાનો હક મેળવ્યો હતો.

**શરદેશમુખી**—એટલે ઉપજનો દશમો ભાગ. મરાઠા રાજા શાહુ છુટો થયો ત્યારે દક્ષિણના ૬ સુબાઓ પાસેથી ચોથને સરદેશમુખી મળી ઉપજના કુલ ૩૫ ટકા લેવાનો હક મળ્યો હતો. આ સરદેશમુખી રાજાને પોતાને લેવાની હતી.

**મરાઠાખાઈ**—મરાઠાના હુમલાથી બચવા માટે અંગ્રેજોએ કલકત્તામાં આ ખાઈ ખોદાવી હતી.

**કલાઇવની જાગીર**—બંગાળામાં મીરજાફર નવાબ થયો ત્યારે તેણે ૨૪ પરગણાંનો મુલક કંપનીને આપ્યો હતો. તે મુલક કંપનીએ કલાઇવને બક્ષીસ આપ્યો હતો તેથી તે **કલાઇવની જાગીર** કહેવાઇ. આ જાગીરની ઉપજ કલાઇવને જીવતાં સુધી મળી હતી.

**આઇને અકબરી**—અકબરના દરબારમાંનાં નવરત્નમાંના એક રત્ન અબુલફઝલે 'અકબરનામા' નામે એક પુસ્તક લખ્યું છે તેમાં 'આઇ ને અકબરી' એટલે અકબરના કાયદા નામે ભાગ છે તેમાં અકબરના રાજ્ય વહીવટની હકીકત આપેલી છે.

**જમીનદારો**—બંગાળામાં નવાબોના અમલમાં અમુક માણસો અમુક જમીનના માલીક જેવા હતા તે જમીન ખેડાવતા ને ઉપજ લેતા તથા પોતાની જમીનમાં રહેનારી પ્રજાની તકરારો પણ પોતેજ

ચુકવતા. એટલે કે તે દરેક નાનો રાજા હતો. પણ અંગ્રેજોના હાથમાં બંગાળા આવ્યા પછી તે હક્ક ગયા. લૉર્ડ કોર્નવાલીસે કાયમની જમાબંધી કરીને જમીનદારોને મહેસુલ ઉઘરાવવાનો હક્ક કાયમનો આપ્યો.

**રૈયતવારી**—હિંદમાં મહેસુલ લેવાની બે પદ્ધતિઓમાંની એક રીતને રૈયતવારી કહે છે એમાં ખેડૂત પોતાની માલિકીનું ખેતર ખેડી પોતેજ સરકારને મહેસુલ ભરે છે. આ પદ્ધતિમાં ખેડૂતને અને સરકારને સીધો સંબંધ હોય છે. મદ્રાસ અને મુંબઇ ઇલાકાના ઘણાખરા ભાગમાં આ રીત છે. દર ત્રીસ વર્ષે જમીનની ફરીથી તપાસ થઇને મહેસુલ નક્કી થાય છે. આ રીતથી ખેડૂતને નુકસાન છે.

**જમીનદારી પદ્ધતિ**—આમાં જમીનદારો અથવા એવાજ બીજા માણસો મહેસુલ ઉઘરાવીને સરકારને ભરે છે. બંગાળામાં નથુ જમાબંધી છે અને બીજા કેટલાક ભાગમાં રૈયતવારીની માફક ૨૦ કે ૩૦ વર્ષે ફરીથી દર ઠરાવાય છે.

**ગુજરાતમાં રજપૂત રાજ્યના નાશ પછી અંગ્રેજી રાજ્ય થયું તે વચ્ચેનો ઇતિહાસ ટુંકામાં આપો**—ઇ. સ. ૧૩૦૪ માં દિલ્હીના બાદશાહ અલ્લાઉદ્દીને ગુજરાત જીતી લીધું ત્યાર પછી દિલ્હીના સુલતાનો તરફથી ગુજરાતમાં સુબાઓ આવવા લાગ્યા. આ સમય ગુજરાત માટે બહુ સારો નહોતો પણ ઈ. સ. ૧૪૦૩માં મુજફ્ફરશાહ ૧લાએ પોતાના દીકરાને ગાદીએ બેસાડી ને ગુજરાતનો સ્વતંત્ર સુલતાન બનાવ્યો ત્યારથી ગુજરાત આબાદીમાં આવ્યું. અહમદશાહ બાદશાહે અમદાવાદ વસાવ્યું ને ત્યારપછી મહમુદ બેગડાના વખતમાં ગુજરાત પૂર્ણ જાહોજલાલીમાં આવ્યું આ સમયમાં ગુજરાત વધારે ને વધારે આબાદ થતું ગયું પણ ઈ. સ. ૧૫૭૩માં દિલ્હીના મહાન મોગલ બાદશાહ અકબરે તે જીત્યું ત્યારથી પાછો સુબાઓનો અમલ

શરૂ થયો. પણ આ અમલ ઘણો સારો નીવડયો. કારણ કે સુબા તરીકે ઘણુંખરૂં શાહજાદાઓ આવતા તેથી પ્રજાને સુખ આપતા. છેવટે મોગલાઇ રાજ્ય નબળું પડયું. પછી ઈ. સ. ૧૭૫૭માં ગાયકવાડ તથા પેશ્વાએ મળી છેલ્લા સુબાને કેટલીક જાગીર આપી રાજ્ય જીતી લીધું. ઈ. સ. ૧૮૧૮માં પેશ્વાનું રાજ્ય અંગ્રેજોએ લીધું ત્યારથી અહીં અંગ્રેજી અમલ શરૂ થયો, તેમાં ગાયકવાડનો થોડો મુલક પણ ઉમરાયો ને ગુજરાત હાલની સ્થિતિમાં આવ્યું.

**નાનક**—એ મહાપુરૂષ ઈ. સ. ના ૧૫મા સૈકામાં થઈ ગયા. તેમણે હિંદુ મુસલમાન વચ્ચે ઝગડા ચાલતા જોઇને એક નવો ધર્મ સ્થાપ્યો. તેના વિચારો કબીરને મળતા છે, તે ધર્મ **ખાલસા પંથ** કહેવાય છે અને તે માનનાર **શીખ** કહેવાય છે. એમના ધર્મનું મુલ પુસ્તક **ગ્રંથ સાહેબ** કહેવાય છે. તેમના આચાર્યો ગુરૂ કહેવાતા. નાનકે ઉપદેશ કર્યો કે સારાં કર્મથી મોક્ષ મળે છે. દુનિયા છોડી સાધુ થવાની જરૂર નથી, ઇશ્વરની નજરમાં બધી જાતો સમાન છે. મૂળ જાટ લોકો એ ધર્મ માનતા હતા. આગળ જતાં શીખો બળવાન પ્રજા તરીકે ગણાયા.

**વિક્રમાદિત્ય**—સામાન્ય માન્યતા પ્રમાણે માળવાની ગાદીએ ઈ. સ. પૂર્વે ૫૬માં આ નામનો રાજા થઈ ગયો. પણ એ વાત ઐતિહાસિક નજરે ખોટી છે. હાલ જે વિક્રમ સંવત ગણાય છે તે માલવ સંવતના નામથી ઓળખાતો અને **વિક્રમાદિત્ય** ઉપનામ ગુપ્તવંશના બીજા ચંદ્રગુપ્તને મળ્યું હતું. તેના નામ સાથે પરદુઃખભંજનપણાની ઘણી વાતો જોડાએલી છે. તથા તેના દરબારમાં નવ વિદ્વાનો હતા તે નવ રત્નો કહેવાતાં.

**હિંદની રાજ્યગાદીમાં થયેલા ફેરફાર ને ફાયદા**—અંગ્રેજી

અમલ પહેલાં હિંદની રાજ્યધાની દિલ્હીમાં હતી. પણ અંગ્રેજોએ કલકત્તા રાખી ત્યાંથી ઈ. સ. ૧૯૧૨માં કોરોનેશન દરબાર વખતે શહેનશાહ પાંચમા જોર્જે જાહેર કર્યા મુજબ દિલ્હી બદલવામાં આવી. તે માટે નવું દિલ્હી બાંધવામાં આવ્યું છે. આ ફેરફારથી થયેલા ફાયદા (૧) કલકત્તા કરતાં દિલ્હી મધ્યમાં છે તેથી અનુકુળતા વધારે પડે છે (૨) લોકોને જુની ગાદી પર વધારે પ્રીતિ હોવાથી પ્રજાને આ વાત વધારે ગમતી છે (૩) બંગભંગ પછી અંગ્રેજ અમલદારોને બંગાળાનું વાતાવરણ રાજકીય દષ્ટિએ સારૂં નહોતું લાગતું તેવો ભય અહીં નથી (૪) સિમલા પાસે હોવાથી કંઇક ખર્ચમાં ઘટાડો થાય.

**દ્રાવિડ**—આ લોકો હિંદમાં જુના રહેવાસી હતા. હાલ પણ દક્ષિણમાં તેમની વસ્તી છે. તેઓ હાલ તામીલ, તેલુગુ, મલાયલમ, કાનડી, વગેરે ભાષાઓ બોલે છે. તેમના શરીરનો રંગ કાળો છે. જુના વખતમાં તેઓ ઝાડ ને નાગની પુજા કરતા. તેમની તામીલ ભાષા ઘણી ફેળવાએલી છે.

**બોધિસત્વ**—બુદ્ધ ભગવાનને જે ઝાડ નીચે જ્ઞાન થયું તે બોધિસત્વ કહેવાય છે.

**પુરાણ**—નવા બ્રાહ્મણ ધર્મની સ્થાપના પછી હિંદુ ધર્મમાં પુરાણ એટલે જુનું એ નામે કેટલીક કથાઓનાં પુસ્તકો લખાયાં છે. તેની કુલ સંખ્યા ૧૮ની છે તેમાં **ભાગવત** એ સૌથી વધારે જાણીતું છે. પુરાણોમાંની ઘણી વાતો રૂપક રૂપે હોવાથી કેટલાક લોકો તેને માત્ર ગપ્પાં માને છે.

**અંગ્રેજ અને મોગલાઈ રાજ્ય પદ્ધતિનો મુકાબલો—મળતાપણું** (૧) બંને પદ્ધતિમાં મુલકના ભાગને પેટા ભાગ પાડી તેમાં

અધિકારીઓ મૂકી રાજ્ય ચલાવવું (૨) રાજાની સાથે મદદ કરવા પ્રધાનમંડળની રચના વગેરે બાબતમાં મળતાપણું છે. તફાવત (૧) મોગલ રાજા જાતે હિંદમાં રહેતા પણ અંગ્રેજ શહેનશાહ તેમના દેશમાં રહી પ્રતિનિધિ મારફતે અમલ ચલાવે છે, તેથી રાજા પ્રજા વચ્ચે સીધો સંબંધ થતો નથી. (૨) અંગ્રેજી અમલમાં કાયદાની સત્તા મોટી છે તેમ મોગલાઈમાં નહોતું. (૩) અંગ્રેજી રાજ્યવ્યવસ્થા સારી હોવાથી લઢાઇ ટંટા નથી, પણ મોગલાઈમાં રાજાઓની લઢાઇઓથી પ્રજા હેરાન થતી. (૪) અંગ્રેજી રાજ્યમાં ધાર્મિક સ્વતંત્રતા છે તેમ મોગલાઇમાં નહોતું. એટલે એકંદરે મોગલાઇ કરતાં અંગ્રેજી રાજ્યવ્યવસ્થા સારી ગણાય.

**પાણિની**—એ સંસ્કૃત વ્યાકરણના કર્તા તરીકે જાણીતા છે. તેમણે વ્યાકરણ સૂત્રોના રૂપમાં આઠ અધ્યાયમાં ટુંકામાં રચ્યું છે, છતાં બધા નિયમો સરસ રીતે સમજાવેલા હોવાથી તેમનાં આજે પણ ઘણાં વખાણ થાય છે. તેઓ ઇ. સ. પૂ. આઠમા સૈકામાં થઇ ગયા.

**કપિલ**—આ પ્રાચીન આર્ય મુનિએ સૂત્રોમાં **સાંખ્યશાસ્ત્ર** રચ્યું છે. તેમાં જીવને જીવત્વથી છુટી કાયમનું સુખ મેળવવાનો જ્ઞાન-માર્ગ બતાવેલો છે. તે ગ્રંથ છ શાસ્ત્ર ગ્રંથમાં ગણાય છે.

**વ્યાસ**—આ નામના મહાપુરૂષે વેદોની બરાબર વ્યવસ્થા કરી છે, તેથી તે **વેદવ્યાસ** કહેવાય છે, તેમણે ઉત્તરમીમાંસા નામે વેદાંતનો ગ્રંથ રચ્યો હતો. તેમણે કેટલાક શિષ્યોને પણ વેદશાસ્ત્ર ભણાવ્યાં હતાં. મહાભારત અને પુરાણો પણ વ્યાસમુનિએ રચેલાં કહેવાય છે પણ તે વ્યાસ જુદા હોવા જોઇએ.

**જસવંતસિંહ**—એ જોધપુરનો રાજા અને કાબુલનો સુબો

હતો. પણ ઔરંગઝેબના સમયમાં તે ત્યાંજ મરણ પામ્યો. પછી તેનું કુટુંબ દિલ્હી આવ્યું, ત્યારે પાદશાહે તેને કેદ કર્યું. આ સમયે તેનો માત્ર એક બાળક કુંવર હયાત હતો. તેને યુક્તિથી છોડાવીને બધા રજપૂતો **દુર્ગાદાસ**ની સરદારી નીચે ઔરંગઝેબના સામા થયા ને જસવંતસિંહના બાળપુત્રનું રક્ષણ કર્યું.

**કરૂણાવતી**—એ મેવાડના પ્રખ્યાત રાણા સંગની સૌથી નાની રાણી હતી. જ્યારે રાણા સંગનું મૃત્યુ થયું ત્યારે તે સતી થવા તૈયાર થઇ પણ સગર્ભા હોવાથી તેના સલાહકારોએ અટકાવી. તેનો પુત્ર ઉદેસિંગ હતો તે નાનો હતો. તેવામાં રજપૂતોમાં ફૂટ પડી. આથી ગુજરાતના બહાદુરશાહે મેવાડ પર ચઢાઇ કરી. આ વખતે રાણીએ જાતે લઢાઈમાં ભાગ લીધો હતો. વળી તેણે મદદ માટે દિલ્હીના બાદશાહ હુમાયુને પણ ભાઇ ગણી રાખડી મોકલી હતી પણ તે આવી પહોંચે તે પહેલાં ચિતોડનો કિલ્લો બહાદુરશાહના હાથમાં આવ્યો. અને કરૂણાવતી લઢતાં લઢતાં કે બળીને મરણ પામી.

**ચાંદબીબી**—તે અહમદનગરના પાદશાહ હુસેન નીઝામશાહની પુત્રી અને વિજાપુરના પાદશાહ અલીઆદીલશાહની સ્ત્રી હતી. નાનપણમાં તેને જુદી જુદી ભાષાઓનું તથા યુદ્ધકળાનું પણ જ્ઞાન આપવામાં આવ્યું હતું. તે સાસરે ગયા પછી તેના પતિની સાથે શિકાર ખેલવા પણ જતી અને વખતનો દુરૂપયોગ કરતી નહિ. વળી તેણે રાજકાજમાં પણ ભાગ લઇને વિજાપુરની આબાદી વધારી. તે ૨૭ વર્ષની ઉમ્મરે વિધવા થઇ. પછી તેના ભત્રીજાને ગાદી સોંપી કારભાર કરવા લાગી. તે સમયમાં તેના રાજ્યમાં ખટપટ ઉભી થએલી હોવાથી બીજાં બ્રાહ્મણી રાજ્યોએ ચઢાઈ કરી તે તેણે હઠાવી. પછી અહમદનગરમાં પણ ગરબડ થવાથી તેણે ત્યાંનો બંદોબસ્ત કર્યો.

ને અહમદનગરને અકબરના દીકરા મુરાદે ઘેરો ઘાલ્યો હતો તે ઉઠાવવો પડયો. પણ બીજી વખત અકબર જાતે આવ્યો ત્યારે કોઈ લુચ્ચા સરદારે ચાંદબીબીને દગાથી મારી નાખી. આથી અહમદનગરનું રાજ્ય મોગલોના હાથમાં ગયું.

**શાલીવાહન**—આ રાજાના નામે એક શક ચાલે છે તે શક સંવત્સર કહેવાય છે. એ શક ઇ. સ. ૭૮ થી શરૂ થયેલો છે. તે મૂળ શક લોકોનો સંવત્સર હતો. દંતકથા પ્રમાણે શાલીવાહન એક કુંભારને ત્યાં ઉછરેલી છોકરીનો છોકરો હતો અને તે છોકરી પર શેષનાગ પ્રસન્ન થએલા હોવાથી શાલીવાહનનાં રમવાનાં રમકડાં સજીવન થયાં, તે વડે તેણે મોટું રાજ્ય મેળવ્યું. તેની રાજ્યધાની દક્ષિણના પ્રતિષ્ઠાન કે પૈઠણ નગરમાં હતી. ઇતિહાસ પ્રમાણે શાલિવાન તે **પુલુમાયી** રાજા હતો, તેણે શક લોકોના ભયમાંથી દેશને મુક્ત કર્યો હતો.

**દાદાભાઈ નવરોજજી**—આ ગુજરાતના પારસી મહાપુરૂષ ઈ. સ. ૧૮૨૫ માં જન્મ્યા હતા. એ શરૂઆતમાં એલ્ફીસ્ટન કૉલેજમાં પ્રોફેસર હતા પણ પછી વિલાયત ગયા. ત્યાં હિંદની સ્થિતિ વિષે ભાષણો આપ્યાં ને લેખો લખ્યા. પછી વડોદરાના દિવાન થયા ને એક વખત કોંગ્રેસના પ્રમુખ પણ થયા. હિંદને **સ્વરાજ્ય** શબ્દ સંભળાવનાર એ પ્રથમ પુરૂષ છે. તે ઈ. સ. ૧૮૭૭ માં ફરીથી વિલાયત ગયા ને ત્યાંથી પાર્લામેન્ટમાં ચુંટાયા. ત્યાર પછી પણ બે વખત કોંગ્રેસના પ્રમુખ થયા હતા. તે મહાન દેશભક્ત ઇ. સ. ૧૯૧૭ માં મરણ પામ્યા.

**ખ્રિસ્તિ ધર્મના સ્થાપનાર ઇસુખ્રિસ્ત**—એ પેલેસ્ટાઇનમાં જન્મ્યા હતા. તેમના પિતા સુથારનું કામ કરતા હતા પણ પોતે એક અવતારી પુરૂષ હતા. તેમનો બોધ બુદ્ધ ભગવાનને મળતો આવે છે.

તેમણે તે વખત ધર્મને સુધારવા ને ધર્માધિકારીઓની ખોટી સત્તા તોડવા મહા મહેનત કરી. આથી પરિણામે તેમને ક્રુર રીતે મારી નાખવામાં આવ્યા. પણ પાછળથી તેમનો ચલાવેલો ધર્મ ઘણો ફેલાયો. તેમનો પંથ માનનાર વિશ્વાસી એટલે ઇશ્વર પર શ્રદ્ધા રાખનાર કહેવાય છે. યુરોપમાં આ ધર્મ માનનાર ઘણી સંખ્યામાં છે. તેમના ઉપદેશમાં અહિંસા ને સત્ય એ મુખ્ય વસ્તુ છે. હિંદમાં પણ તે મત માનનારની સારી સંખ્યા થઇ છે. તેમની યાદગીરીમાં ક્રિસ્મસ ચાલે છે.

**લોર્ડ રોબર્ટ્સ**—તે મહાન યુરોપીય વિગ્રહને લીધે જાણીતો થયો છે. તેણે દક્ષિણ આફ્રિકામાં ને હિંદમાં લડાઇઓમાં ભાગ લીધો હતો. યુરોપીય વિગ્રહ વખતે તે એક જગાએ લશ્કરના મુખ્ય અમલદાર હતો. તે ઇ. સ. ૧૯૨૦ માં ઉમરાવ થયો. તેને દસ હજાર પૌંડની જાગીર મળી હતી. તે ફ્રાંસમાં મરણ પામ્યો.

**પ્રજાસંઘ**—( લીગ ઑફ નેશન્સ ) તે જગતમાં શાંતિ સ્થાપવા માટેનું મોટા મોટા દેશોનું મંડળ છે. તેની એક બેઠકમાં હિંદના પ્રતિનિધિ પણ મોકલાયા હતા. આવો વિચાર છેલ્લા મહાન યુદ્ધ પછી આવ્યો છે. હાલ પણ તેનું કામ શરૂ છે છતાં દરેક મોટું રાજ્ય લડાઇની છુપી તૈયારી કરે છે તે પરથી જણાય છે કે આ સંઘથી કશો ફાયદો થવાનો નથી.

## શિવાજી અને અંગ્રેજોની રાજ્યપદ્ધતિનો મુકાબલો

**મળતાપણું**—(૧) કૌંસીલની મદદથી રાજ્ય વહીવટ કરવો. શિવાજી પોતાના આઠ પ્રધાનોની મદદથી કારભાર કરતો (૨) રાજ્યની મોટી જગાઓ વંશપરંપરા નહિ પણ લાયક માણસોને જ આપવી (૩) અધિકારીઓનો રોકડ પગાર આપવો જાગીર આપવી નહિ. (૪) મહેસુલ રૈયતવારીની પદ્ધતિથી ઉઘરાવવું એટલે કે ખેડુતો પાસેથી

જ લેવું જમીનદારોની દરમ્યાનગીરી રાખવી નહિ. તફાવત (૧) તેના વખતમાં ધારાસભાઓ નહોતી (૨) લશ્કરી વ્યવસ્થા પણ અંગ્રેજો જેવી નહોતી (૩) પ્રજાઉપયોગી ખાતાંની વ્યવસ્થા હાલના જેવી નહોતી. તેથી હાલની અંગ્રેજી વ્યવસ્થા તેનાથી સારી કહી શકાય.

**કાઠીઆવાડ અંગ્રેજોના તાબામાં શી રીતે આવ્યું**—કાઠીઆવાડ જુદા જુદા દેશી રાજાઓનો મુલક છે. પણ અંગ્રેજ સરકારની દેખરેખ નીચેનો મુલક છે. દિલ્હીના પાદશાહો નબળા પડયા પછી આ રાજાઓ ઉપર પેશ્વા કે ગાયકવાડની સત્તા હતી તેને બદલે અંગ્રેજી રાજ્ય થયા પછી અંગ્રેજોની થઇ.

**કલાઇવે અંગ્રેજી રાજ્યના પાયો નાખ્યો ને હેસ્ટિંગ્સે દૃઢ કર્યો.**—કલાઇવે પ્લાસીના યુદ્ધથી અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો પણ જો હેસ્ટીંગ્સ બુદ્ધિશાળી ન હોત તો તે વખતના સંજોગોમાં કલાઇવનું કામ નાશ પામત. તે બાબત પહેલા મરાઠી વિગ્રહ ને બીજા મ્હૈસુરી વિગ્રહ ઉપરથી સહેજે સમજાય તેવી છે. વળી બીજી બાબતોમાં પણ હેસ્ટીંગ્સે મુશ્કેલીઓ વેઠીને રાજ્ય દૃઢ કર્યું.

**હિંદનું ટુંકું રાજ્યબંધારણ**—હિંદુસ્તાનના વહીવટ માટેના સૌથી મોટા અધિકારી **હિંદીપ્રધાન** છે. તે બ્રિટીશ પ્રધાનમંડળમાં ગણાય છે. તેમની કચેરી ઇંડીઆ કૌંસીલ કે હિંદી પ્રધાનની કચેરી કહેવાય છે. તેમને મદદ કરવા ૮ થી ૧૨ સભ્યોની એક સભા હોય છે. આ સિવાય હાઇ કમિશનર નામે એક અધિકારી હિંદની વતી માલ ખરીદ કરવા વગેરેના કામ માટે લંડનમાં રહે છે. હિંદમાં ખરા ઉપરી તરીકે જવાબદાર ગવર્નર જનરલ તે વાઇસરૉયના નામથી ઓળખાતા અધિકારી છે. તેમને કારભારમાં મદદ કરવાને એક કૌંસીલ હોય છે. તે વડી સરકાર કે **હીંદી સરકાર**ના નામથી ઓળખાય છે.

તેમને ધારા બાંધવામાં મદદ કરવા પ્રજાના પ્રતિનિધિઓની બહુમતિવાળી **વડી ધારાસભા** છે તેના (૧) રાજ્યસભા ને (૨) ધારામંડળ એવા બે વિભાગ છે. રાજ્ય સભામાં ૬૦ ને ધારામંડળમાં ૧૪૦ સભ્યો હોવા જોઇએ. હિંદના સામ્રાજ્યના **ખાલસા મુલક** અને **દેશી રાજ્યો** એવા બે વિભાગ છે. ખાલસા મુલકના ૧૫ ભાગ કરી તેમાંના ૯ ઉપર **ગવર્નરો** અને ૬ ઉપર **ચીફ કમિશનર** હોય છે.

આપણા ગવર્નરને મદદ કરવા પણ એક કારોબારી સભા છે. તેમાં ૮ સભ્યો છે. તે સભા ને ગવર્નર મળી **મુંબઇ સરકાર** કહેવાય છે. બીજી **ધારાસભા** છે તેમાં કુલ ૧૧૧ સભ્યો છે જેમાં ૮૬ લોકોના ચુંટેલા છે. આ સભા ત્રણ વર્ષ સુધી ચાલે છે પછી નવી ચુંટણી થાય છે. ન્યાયખાતું **હાઇકોર્ટ**ની સત્તામાં હોય છે તે ગવર્નરથી સ્વતંત્ર છે. ગવર્નરના હાથ નીચે વિભાગવાર **કમિશનરો**, તેમના હાથ નીચે જીલ્લાના **કલેકટરો**, તેમની નીચે મામલતદાર ને પટેલ તલાટી હોય છે.

દેશી રાજ્યોમાં રેસીડેન્ટ કે એજન્સીમાં પોલીટીકલ એજન્ટ હોય છે.

**બ્રિટીશ રાજ્યના સુધારા અને લાભ**—(૧) રેલ્વે, તાર, ટપાલ, વગેરેનો લાભ મળ્યો (૨) સારી કેળવણી મળવા માંડી (૩) લડાઈઓ બંધ પડવાથી દેશ આબાદ થયો (૪) દેશનો વેપાર ને હુન્નર-ઉદ્યોગ વધ્યાં (૫) જુલમ અને ત્રાસ બંધ પડયાં (૬) કાયદા બાંધવામાં પ્રજાની સંમતિ લેવાઈ (૭) ખેતી સુધારવાના પ્રયત્નો થાય છે (૮) નાણાંના બચાવ માટે બેંકો વગેરેની યોજના થઇ છે. (૯) પશ્ચિમના સુધારાનો લાભ મળે છે (૧૦) ચોરી તથા બીજા કોઇ પણ ગુહના થતા નથી અને થાય છે તો ગુહનેગારને શિક્ષા કરવાની સારી ગોઠવણ હોવાથી પ્રજા સંપૂર્ણ સુખી દેખાય છે.

# પરીક્ષાઓના પ્રશ્નો

**નોંધ**—આ બધા પ્રશ્નોના ઉત્તરો સહેલાઇથી આપી શકાય તેવી રીતે જ આ પુસ્તક લખેલું હોવાથી અહીં દરેક સવાલ નીચે જવાબો લખવાની રીત રાખી નથી. હમણાંથી પરીક્ષાની પદ્ધતિમાં ફેરફાર થયેલો હોવાથી બહુ જુના પ્રશ્નો આપ્યા નથી છતાં એ પ્રશ્નોના જવાબો તો આવી જ ગયા છે.

## છોકરાઓની વર્ના૦ ફાઇનલના પ્રશ્નો.

### સન ૧૯૨૧

૧. બૌદ્ધ સમયના હિંદનું વર્ણન કરો.

૨. પૃથ્વીરાજ ચોહાણ, નાનક, રાઘોબા ને રણજીતસિંહ વિષે જે જાણતા હો તે લખો.

૩. બીજો મરાઠા વિગ્રહ, વેલોરનો બળવો, સાલબાઇની સલાહ અને આર્કાટના ઘેરોનું વર્ણન કરો.

૪. મોગલ, મરાઠા અને પેશ્વાની ચઢતીપડતીનાં કારણ લખો.

૫. હિંદ ઇંગ્લાંડની મહારાણીના હાથમાં મૂકાયું ત્યારપછી હિંદમાં શા શા સુધારા થયા તે લખો.

૬. હાલના હિંદી સુધારા અને એથી દેશને શા લાભ થવાનો સંભવ છે તે ટુંકામાં સ્પષ્ટ સમજાવો.

### સન ૧૯૨૨

૧ શેરશાહ, ટોડરમલ, મહાદજી સિંધીયા, લોર્ડ કેનીંગ અને ડુપ્લે એ પૈકી ગમે તે ચારનાં જીવન ચરિત્રો લખો.

૨ રેગ્યુલેટીંગ એકટ, ઠગલોકો, સબસીડીઅરી સીસ્ટમ અને વસાઇનું કરારનામું એ વિષે તમે શું જાણો છો ? ( સબસીડીઅરી સીસ્ટમ એટલે સહાયકારી યોજના. )

૩ માર્કવીસ ઑાફ વેલેસ્લીએ કયા પ્રાંતો બ્રિટીશ સામ્રાજ્યમાં ભેળવી દીધા તે કહો. લોર્ડ વિલિયમ બેન્ટિકના સુધારાનું વર્ણન કરો.

૪ સીફીની લઢાઈ અને પ્લાસીનું યુદ્ધ એ કોની કોની વચ્ચે અને ક્યારે થયાં ? આ દરેકથી ઇતિહાસમાં શા શા ફેરફારો થયા ?

૫ મુંબઈ ઇલાકાની રાજ્ય વ્યવસ્થાનું ટુંકુ વર્ણન કરો.

## સન ૧૯૨૩

૧ નીચે લખેલા મહાન પુરૂષોમાંથી ગમે તે ચારનાં વૃત્તાંત લખો. વિક્રમાદિત્ય, શેરશાહ, સરટોમસરો, નાનક, હૈદરઅલી, મહાદજી સિંધીયા ને લોર્ડ કેનીંગ.

૨ અકબરનું મુળ નામ શું હતું ? તેને મહાન શા માટે કહે છે ? તેના વખતમાં થએલા બે મોટા પુરૂષ વિષે ટુંકામાં જે જાણતા હો તે લખો. ( એનું મુળ નામ **જલાલુદ્દીન મહમદ હતું.** )

૩ પહેલો મરાઠા વિગ્રહ કેવી રીતે શરૂ થયો અને તેનો અંત કેવી રીતે આવ્યો તે લખો.

૪ લોર્ડ ડેલહાઉસીના વખતમાં કયા કયા મુખ્ય સુધારા હિંદુસ્તાનમાં થયા તે લખો. એનાં કયાં કૃત્યો લોકપ્રિય થઇ પડયાં નહોતાં?

૫ મુંબઇના ગવર્નરની કાયદા અમલમાં મુકનારી અને કાયદા બાંધનારી સભાનું બંધારણ ને કામ લખો.

## સન ૧૯૨૪

૧ માર્કવીસ ઓાફ વેલેસ્લીએ અંગ્રેજી રાજ્યનો હિંદમાં કેવી રીતે વિસ્તાર કર્યો તે સમજાવો.

૨ હિંદમાં વેપાર અર્થે કઇ કઈ યુરોપિઅન પ્રજાઓ આવી ? તેમાં કઇ ફાવી અને શા કારણથી ?

૩ નીચે લખેલા મહાન પુરૂષોમાંથી ફક્ત ચારનું વૃત્તાંત લખોઃ—
ગૌતમબુદ્ધ, નાના ફડનવીસ, ટોડરમલ, લોર્ડ સિંહા ને ડુપ્લે.

૪ હિંદનો રાજ્ય વહીવટ કેવી રીતે ચાલે છે? અને નવું હિંદી રાજ્ય બંધારણ કેવું છે તે જણાવો.

૫ પાણીપતના ત્રીજા (છેલ્લા) યુદ્ધનું વર્ણન કરો. મરાઠાઓની સત્તા શાથી પડી ભાગી તે સમજાવો.

## સન ૧૯૨૫

૧ લોર્ડ રિપનના વખતમાં બનેલા બનાવોનું ટુંકમાં વર્ણન કરો.

૨ રામાનુજ. ચાંદબીબી, મહાવીરસ્વામી, જસવંતસિંહ ને અલેકઝાન્ડર વિષે તમે શું જાણો છો?

૩ નીચેનાં તહનામાં કોની કોની વચ્ચે, શા કારણથી અને કેવી શરતોએ થયાં? યાંદાબુ, સેગાઉલી, દેવગામ ને વસાઇ.

૫ યુરોપી વિગ્રહ થવાનાં કારણ, તેમાં સામેલ થયેલાં રાજ્યોનાં નામ, તથા યુદ્ધની જગત પર થયેલી અસરો વિષે જાણતા હો તે લખો.

૫ હિંદન અંગ્રેજી રાજ્ય બંધારણ વિષે ટુંક વર્ણન કરો

## સન ૧૯૨૬

૧ હિંદુસ્તાનમાં જુદા જુદા ધર્મોના ક્યા ક્યા આચાર્યો થઇ ગયા? તેમાંથી કોઈ પણ બેનાં જીવન વૃત્તાંત લખો.

૨ "ગવર્નર–જનરલ–ઇન–કૌંસીલ અને ગવર્નર–જનરલ" એ બે વચ્ચેનો ભેદ જણાવો. ગવર્નર જનરલને હાલમાં કઇ કઇ સત્તાઓ છે તે લખો.

૩ શિવાજીની રાજ્ય પદ્ધતિ ઉપર બ્રિટીશ રાજ્ય પદ્ધતિ રચાએલી

હોય એમ જણાય છે.” કઇ કઇ બાબતોમાં બંને મળતી આવે છે તે સવિસ્તર જણાવો.

૪ લોર્ડ કર્ઝન અથવા લોર્ડ હાર્ડિંગ (બીજો) ની કારકીર્દીનું ટુંક વર્ણન કરો:—

૫ નીચેનાં ઉપર ટુંક વિવેચન કરો:
મહાદજી સિંધીયા, ચાંદબીબી, મરાઠી ચોથો વિગ્રહ, લોર્ડ રોબર્ટસ, પ્રજાસંઘ.

## સન ૧૯૨૭.

૨ હિંદના ગવર્નર જનરલને વાઇસરૅાય નામ ક્યારથી આપવામાં આવ્યું? એ નામ આપવાનું શું કારણ? “ગવર્નરજનલ” અને “ગવર્નર જનરલ ઇન કૌંસીલ” વચ્ચે શો ભેદ છે તે લખો. અને ગવર્નરજનરલની સત્તાઓ લખો.

૨ માર્કિવસ વેલેસ્લી, લોર્ડ રિપન, વૉરન હેસ્ટિંગ્સ. લોર્ડ વિલિયમ બેન્ટિક અને લોર્ડ ડેલહાઉસી એ પાંચમાંથી ગમે તે **બેની** કારકીર્દીનું વર્ણન કરો

૩ મરાઠા સત્તા જે પેશ્વાના વખતમાં પૂરેપૂરી જામી હતી તેના સમયનું ટુંક વર્ણન લખો. “પાણીપતના યુદ્ધ પછી મરાઠી સત્તાની પડતી શરૂ થઈ” એ કથન વિષે તમારો અભિપ્રાય જણાવો.

૪ મૈસુરનો ચોથો વિગ્રહ, લેજીસ્લેટિવ એસેમ્બલિ, પ્રજાસંઘ, નાના-ફડનવીસ, ટોડરમલ, આર્કાટનો ઘેરો, સહાયકારી લશ્કરની યોજના, બીજો શીખ વિગ્રહ, વસાઇના કોલકરાર અને દિલ્હી દરબાર એમાંથી ગમે તે **ચાર** વિષે ટુંક વિવેચન કરો.

૫ હિંદુ ધર્મ ઉપરાંત આપણા દેશમાં બીજા કયા ધર્મો માનનારા

લોકો વસે છે? એ. ધર્મો સ્થાપનારા પૈકી ગમે તે બે ધર્મ સંસ્થાપકોનું જીવન વૃત્તાંત લખો.

### સન ૧૯૨૮

૧ દ્રાવિડ અથવા આર્ય લોકો વિષે જે જાણતા હો તે લખો.

૨ બ્રાહ્મણી અથવા વિજયનગરના રાજ્યોના ઉદય અને અંતનો ટુંક હેવાલ આપો.

૩ શિવાજીની રાજ્ય વ્યવસ્થા કેવી હતી તે ટુંકમાં લખો.

૪ લોર્ડ કર્ઝને હિંદુસ્થાનમાં શું શું સુધારો કર્યો?

૫ જાહેર ઈન્સાફ સંબંધી સરકારી વહીવટનું ટુંક વર્ણન કરો.

## કન્યાઓની વર્ના૦ ફાઇનલ પરીક્ષાના પ્રશ્નો.

### સન ૧૯૨૪

૧ કુમારપાળને જૈન ધર્મના કયા પુરૂષે ખાસ મદદ કરી અને તે મદદનો બદલો કુમારપાળે કેવી રીતે વાળ્યો?

૨ રામચંદ્રજીના વૃત્તાંત ઉપરથી તેમનામાં કયા કયા ખાસ ગુણો અને દોષો માલમ પડે છે. અને આ ગુણો અને દોષો તેમનામાં હતા તે દાખલા આપી સિદ્ધ કરો.

૩ અકબરે મોગલ રાજ્યનો પાયો દઢ કરવાને શું શું કર્યું? અને તે કેટલે અંશે તેમાં ફતેહ પામ્યો.

૪. નીચે સ્ત્રી પુરૂષો પૈકી બે સ્ત્રી તથા બે મહાપુરૂષોનાં વૃત્તાંત લખો. ચાંદબીબી, અહલ્યા, રજીયાબેગમ, મહારાણી વિક્ટોરિયા, વલ્લભાચાર્ય, મહાવીરસ્વામી, ટોડરમલ્લ ને બાબર.

૫ સને ૧૮૫૮ ના બળવાનાં અને છેલ્લા મૈસુર વિગ્રહનાં કારણો લખો,

૬ સરકારની હાલની આવકનાં સાધનો શાં શાં છે? વરસની અંદર જે જે ખરચ કરવાનું હોય તે ખરચ કરતાં પહેલાં તેને શાં પગલાં ભરવાં પડે છે. અથવા હાલની જીલ્લા બોર્ડો ગામડામાં શું શું કામ કરે છે. તે તે કામ કરવા માટે પૈસા ક્યાંથી લાવે છે ને તે કામો કોની મારફતે કરાવે છે તે જણાવો.

## સન ૧૯૨૫

ટીપ—(૧) નીચેના પ્રશ્નોમાંના ગમે તે ચારનાજ જવાબ આંપવા.
(૨) દરેક પ્રશ્નના માર્ક સરખા ગણવા.

૧ મુગલવંશ કોણે સ્થાપ્યો, તેને કોણે ને કેવી રીતે જમાવ્યો, અને કોના વખતથી તેની પડતી થઇ ને તે શા કારણથી, તે વિગતવાર લખો.

૨ હિંદની હાલની રાજ્ય વ્યવસ્થા સમજાવો. અને હિંદુસ્તાનના તેમજ ઈલાકાના વડાનાં નામ લખો.

૩ નીચેનામાંથી કોઈ પણ બેનાં જીવન ચરિત્રો ટુંકામાં લખોઃ—ગૌતમબુદ્ધ, પેગંબર મહમદ, નાનક, ચાંદબીબી, નૂરજહાં ને શિવાજી.

૪ ક્લાઇવે હિંદમાં અંગ્રેજી રાજ્યનો પાયો નાખ્યો અને વોરન હેસ્ટીંગ્સે તે કાયમ કર્યો એ કહેતી, હકીકત આપી સિદ્ધ કરો.

૫ લોર્ડ બેન્ટિકના સુધારા લખો.

૬ કુમારપાળ અથવા સિદ્ધરાજ જયસિંહ વિષે જે જાણતાં હો તે લખો.

## સન ૧૯૨૬

ટીપઃ—નીચેના ગમે તે પાંચ સવાના જવાબ આપવા.

